# श्री-विष्णु-सहस्त्र नामावलि-
# -दर्शन-



: પ્રણેતા :

ગોપાળરાય પરશુરામ મહેતા

: પ્રકાશક :

વિનાયકરાય માણેકલાલ પંડિત

કિંમત અમૂલ્ય.

# श्री विष्णुसहस्रनामावलि दर्शन

યોજક :

**ગોપાળરાય પરશુરામ મેહેતા**

મુકામ-અમદાવાદ, સારંગપુર, ફાફડાની પોળ

ભક્તમાળ પ્રસંગ, ધર્મવિચાર, ગીતામૃત,

શમનભવાટવી આદિના કર્તા

અને

નિર્વાણસ્થ શ્રી ગુરૂ [illegible] િદાસના શિષ્ય

પ્રકાશક :

**વિનાયકરાય માણેકલાલ પંડિત**

મુકામ-મુંબઈ, તારાભુવન, ખેતવાડી મેઈનરોડ

અને અમદાવાદ ખાડીયા-ગોલવાડ.

ઈ. સ. ૧૯૨૯ પ્રથમાવૃત્તિ

સંવત્ ૧૯૮૬ પ્રત ૧૦૦૦

કિમ્મત અમૂલ્ય



સ્વ. અ. સૌ. મંગળાગવરી.

જન્મ સને ૧૯૦૪

મરણ સને ૧૯૨૮

# અર્પણ પત્રિકા

પૂજ્યપાદ શ્રી વિષ્ણુ-કૃષ્ણ પરમાત્માની પવિત્ર સેવામાં સવિનય, સવિવેક અને અતિ નમ્રતાપૂર્વક અર્પણ પત્રિકા.

હે મહારાજ. આપજ ત્રિલોકી જગતના આદિ કારણ છો, આધાર અને અધિષ્ઠાન છો; આપનું દર્શન અને આપનું સ્થાન અગમ અને અગોચર છે; આપજ અચિંત્ય, અતકર્ય, અકળ, અને અકથ છો: આપજ ભક્તવત્સલ ભગવાન છો: આપનું નામ એજ આપની વાણીમય મૂર્ત્તિ છે; આપનું નામ ઉચ્ચારણ અને આપનું નામ સ્મરણ એજ એક પતિત પાવન, અને અધમ ઉદ્ધારણ સાધન છે, તેથી શ્રી વિષ્ણુ સહસ્ર નામાવળી દર્શન નામક પુસ્તક ગુજરાતીમાં હું આપને સવિનય સપ્રેમ અર્પણ કરૂં છું.

સ્વર્ગસ્થ મારા પિતાશ્રી **માણેકલાલ જમીયતરામ,** અને સ્વ૰ મારાં માતુશ્રી **વસંતી બેન,** તથા સ્વ૰ મારાં ધર્મપત્ની **મંગળા ગવરી**ના જીવાત્માની પરલોકમાં સદ્ગતિ અર્થે અને આલોકમાં તેમના સ્મરણાર્થે આ પુસ્તક છપાવીને મારા જ્ઞાતિબંધુઓને (વિસનગરા નાગરોને) હુ ભેટ આપું છું.

શ્રી ગીતાજી અને શ્રી વિષ્ણુ સહસ્ર નામનું માહાત્મ્ય જગતપ્રસિદ્ધ છે એટલે મારે વિશેષ કહેવાની જરૂર નથી. મનુષ્યોને લક્ષચોરાશી યાને જન્મથી મુક્ત કરનાર આ એકજ સાધન છે, અને ભવસાગર તરવાની આ એકજ નૌકા છે: માટે યથાશક્તિ પરલોક તરફ દ્રષ્ટિ રાખવી એ મનુષ્ય જન્મની સાફલ્યતા છે.

**મુ. મુંબઇ.**
તારાભુવન-ખેતવાડી મેઈનરોડ.
સંવત ૧૯૮૬, કારતક સુદ ૧
તા. ૨-૧૧-૨૯

લિ૰
**વિનાયકરાવ માણેકલાલ પંડિત**

# અભિપ્રાય



**સાક્ષર શ્રી દાહ્યાભાઈ પીતાંબરદાસ દેરાસરી** તરફથી મળેલો અભિપ્રાય—

ધોબીની પોળ

અમદાવાદ તા. ૧૫-૧૦-૨૭.

**ભાઈશ્રી ગોપાળરાય,**

તમારા તરફથી આવેલું પુસ્તક "શ્રી વિષ્ણુ સહસ્ર નામાવલી દર્શન" હું વાંચી ગયો. તમે શ્રી વિષ્ણુ ભગવાનના નામના અર્થ ભક્તિપૂર્વક દર્શાવ્યા છે. અર્થ સમજ્યા વગર કેવળ પાઠ કરનારને જેનું રહસ્ય ન સમજાય તેને તમારૂં પુસ્તક વાંચવાથી અર્થનો સાક્ષાત્કાર થશે. વિષ્ણુ સહસ્રનો પાઠ કરનાર હજારો લોકો છે. એવાઓને કેવળ પાઠના કરતાં તમારા પુસ્તકથી ઘણો જ લાભ થશે. જિજ્ઞાસુઓને તો આધ્યાત્મિક વિચારો કરવાની ભૂમિકા થશે.

તમે આવા ધર્મકાર્યમાં વખત વ્યતિત કરો છો એ જોઇને મને આનંદ થાય છે. હું તમારૂં પુસ્તક બહોળો ફેલાવો પામે એમ ઇચ્છું છું. એજ—

લી. શુભચિંતક

**દાહ્યાભાઇ પીતામ્બરદાસ દેરાસરીના**

પ્રણામ.

॥ ॐ तत्सत् ॥

# પ્રસ્તાવના



આ પુસ્તકનું નામ શ્રી વિષ્ણુસહસ્ત્ર નામાવલી [1]દર્શન રાખ્યું છે.

પરમાત્માની પ્રાપ્તિના બે માર્ગ છે. એક વિધિ અને બીજો નિષેધ. શાસ્ત્રોમાં વિધાન કરેલો યજ્ઞ-યાગાદિક કર્મોવાળો માર્ગ વિધિરૂપ છે; તેમજ ભક્તિ, જ્ઞાન અને ઉપાસના પણ વિધિરૂપ છે. સર્વ જગત વાસુદેવરૂપ છે. એવો અનુભવ થવો એ વિધિની પરાકાષ્ટા છે.

નિષેધ માર્ગમાં દ્રસ્ય પ્રપંચનો નેતિનેતિ વાક્યોથી બાધ કરતાં જે અવશેષ રહે તે નેતિ અવશેષ અસ્તિત્વ (અવચ્છેદવાદ) વસ્તુ પરમાત્મા છે.

ઉભય માર્ગો જો કે જુદા જણાય છે, તો પણ તે ઉભયમાંથી એકનું વિધિવત્ અનુષ્ટાન જીજ્ઞાસુજનને સ્વરૂપ સાધક અથવા મોક્ષ સાધક થાય છે.

શ્રી વિષ્ણુસહસ્ત્ર નામ સ્તોત્ર વિશ્વસ્વરૂપમાં પરમાત્માનું [2]દર્શન કરાવે છે તેથી તે વિધિ માર્ગ રૂપ છે; અને તેથી જગતમાં જે જે

---

૧ દર્શન એટલે તત્વ અવલોકન. તત્વ દર્શન એજ વાસ્તિવક દર્શન છે. અને તત્વજ્ઞાન એજ પરમાત્માની વાસ્તિવક પ્રાપ્તિ છે, શ્રી વિશ્ણુ સહસ્ત્રાવલીનું પ્રત્યેક નામ એજ ( **सर्वं खल्विदं ब्रह्म** એ શ્રુતિ ન્યાયે ) તત્વ છે, તેથી દર્શન નામ રાખ્યું છે.

૨ જ્ઞાનનો સાક્ષાત્કાર.

કંઈ દ્રષ્ટિગોચર થાય છે, તેમજ જે જે કંઈ જ્ઞાનગોચર થાય છે તે સર્વ પરમાત્માજ છે. અથવા બીજા શબ્દોમાં કહીએ તો પરમાત્મા જ [1]વિવર્તરૂપે જગદાકાર દેખાય છે.

આ પુસ્તક લખવામાં મને રા. રા. **પંડયા કેશવલાલ નથુરામે** મદદ કરી છે, અને રા. રા. **મેહેતા પરભુલાલ રાયજીભાઈએ** આ પુસ્તક પ્રગટ કરવામાં **રા. વિનાયકરાય માણેકલાલ પંડિતની** પૈસાની સહાયતા મેળવવા માટે જે પરીશ્રમ ઉઠાવ્યો છે અને પોતાની નેમ પાર પાડી છે તેથી તે ઉભય—ગૃહસ્થોનો હું આભાર માનું છું. તેમજ નડીઆદના **શાસ્ત્રી શ્રી અમથારામ નથુરામે** મારા લેખનુ સંશોધન કરવામાં મને મદદ કરી છે તેથી હું તેમનો ઉપકાર માનું છું. તેમજ નડીઆદના **દેસાઈ રામભાઈ તલસીભાઈએ** લખાણને ફેર કરી આપ્યું છે તેથી હું તેમને ધન્યવાદ આપું છું. તેમજ **દેશાઈ ભાઈલાલભાઈ નરસીભાઇએ** નડીઆદમાં દેશાઈ વગામાં પોતાના મકાનમાં અમને રાખીને અમારી ખાતર બરદાસ કરી છે તેથી હું વિશ્વંભર પ્રભુ પાસે યાચના કરીને તેમને આશીર્વાદ આપું છું.

શ્લોકાકારમાં ગોઠવેલાં શ્રીવિષ્ણુનાં સહસ્ર નામોના પાઠ કરનારને જે ફળ થાય છે તેજ ફળ સહસ્રનામાવલિનાં છૂટક નામોના પાઠ કરનારને પણ થાય છે, માટે જેને જે રીતે પાઠ કરવો સુગમ પડે તેણે તે રીતે પાઠ કરવો.

મોક્ષની ઈચ્છા રાખનારા એવા મુમુક્ષુજનોને પોતાના મનની ચંચળતા નિરંતર વિક્ષેપ કરાવતી રહે છે. મનના વેગોને રોકવા દુષ્કર છે, ક્ષણે ક્ષણે અને પળે પળે ચંચળ મન આકાશ અને પાતાળનો

---

૧ વિવર્ત=સ્વપ્નના જેવો ભ્રાંતિમય દેખાવ.

ખબર કાઢવાને જતું રહે છે, એવા મનનો નિગ્રહ જો કે યોગની પ્રત્યાહાર ક્રિયાથી કરવામાં આવે છે, તોપણ તે નિગ્રહ ક્ષણિક છે, તો હવે તેના નિગ્રહની જિજ્ઞાસા પૂરી પાડવાને શ્રી ભગવાન નિત્ય વૈરાગ્ય અને આધ્યાત્મિક વિચારોના સેવનનો બોધ કરે છે. (વૈરાગ્ય એટલે જગતની નશ્વરતા અને અહંમમ પ્રવૃત્તિમાં દોષ દર્શન; અને આધ્યાત્મિક એટલે સ્વઆત્મજ્ઞાન પ્રાપ્તિના વિચારો.) શ્રી ભગવાન કહે છે કે " **अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते** વળી કહે છે **अध्यात्म ज्ञान नित्यत्वं तत्व ज्ञानार्थ दर्शनम् इति** તદ્દનુસાર જિજ્ઞાસુ જનોએ શ્રવણ મનન અને નિદિધ્યાસન કરીને પોતાના મનનો નિગ્રહ કરવાનો ઉપાય—શ્રી ભગવાન કહે છે કે—

**मन्मना भव मद्भक्तो मद्याजिमां नमस्कुरु ।**
**मामेवैष्यसि सत्यंते प्रतिजाने प्रियोऽसिमे ॥**

હે અર્જુન તું મને અતિપ્રિય છે તેથી હું તને મારૂં ગુપ્ત રહસ્ય કહું છું તે એ કે તું મારામાં જ મન રાખનારો થા, મારા એકનોજ ભક્ત થા, મારા એકનુંજ યજન પૂજન કરનારો થા, અને મને એકનેજ નમસ્કાર કરનારો થા, તો તુ મનેજ પામીશ એ મારી સત્ય પ્રતિજ્ઞા છે, આ પ્રમાણે જીવતાં જીવે આ જીંદગીમાંજ તેને (જિજ્ઞાસુને) નિત્ય નિરંતરનો અભ્યાસ જીવનમુક્ત કરે છે, અને તેથી કેટલેક અંશે તેવો નિગ્રહ કરવાના હેતુથી મેં આ લેખ લખવાની યોજના કરી છે. ચંચળ મનને પારલૌકિક વિષય તરફ વાળતા રહેવું એજ આ લેખ લખવાનું પ્રયોજન છે અને તેથી તે સ-અર્થ છે. આ લેખ લખવામાં મેં ટીકાની પણ મદદ લીધી છે.

આ પુસ્તકમાં જે જે દોષ માલમ પડે તે તે વિદ્વજ્જનોએ સુધારીને વાંચવા.

મારી સર્વ ક્રિયાઓ ( કાયિક વાચિક અને માનસિક ) હું શ્રી વિષ્ણુ ભગવાનને અર્પણ કરીને તેમનું જ શરણ લેઉં છું અને નિષ્કામ થવા સારૂ મારો આ પ્રયાસ શ્રીકૃષ્ણાર્પણ કરૂં છું. હે દેવાધિદેવ "**त्वमेव सर्वं ममदेव देव.**"

પુનઃ આ લખાણમાં પુનરૂક્તિ ઘણી થઈ ગઈ છે પણ આ વિષયજ એવો બોધક છે કે જેમાં તેમ કરવાની જરૂર પડી છે.

**बोद्धारो मत्सरग्रस्ताः प्रभवः स्मयदूषिताः ।**
**अबोधोपहताश्चान्ये जीर्णमंगे सुभाषिताम् ॥**

**भर्तृहरि**

પુનઃ શ્રી ભર્તૃહરિ વૈરાગ શતકમાં કહે છે કે આ જગતમાં ત્રણ પ્રકારના મનુષ્યો છે; એક સમજુ–જ્ઞાની, બીજા અણસમજુ અને અજ્ઞાની, અને ત્રીજા ગુણવાન. તેમાં સમજુ–જ્ઞાની લોકો પોતાની જ્ઞાન સમજણના ગર્વમાં (હુંપદમાં) તણાતા રહે છે, ગુણવાન લોકો પોતાના ગુણના અહંકારમાં તણાતા રહે છે અને અણસમજુ–અજ્ઞાની લોકો તો મારી વાત સમજતા પણ નથી. વળી રાજા લોકો પણ મારી વાત માન્ય કરતા નથી, તો મારી વાત મારે કોને કહી સંભળાવવી, માટે મારી વાતનો શ્રોતા અને વક્તા હુંજ થાઉં છું અને તેથી હુંજ તેનો અધિકારી છું. તદ્દવત્ આ લખાણનો અધિકારી પણ હુંજ છું, અને વળી મારા જેવા અન્ય મનુષ્યો જેઓને જિજ્ઞાસા પ્રદીપ્ત થઇ હશે તેઓ પણ થશે.

મુકામ—અમદાવાદ
સારંગપુર, ફાફડાની પોળ

યોજક
**ગોપાળરાય પરશુરામ મહેતા.**
ચીફ ગુડસ ક્લાર્ક ( રીટાયર્ડ )
બી. બી. એન્ડ, સી. આઈ. રેલ્વે.

श्री गणेशायनमः ॥ श्रीगुरु परमात्मा देवता ॥

## ॥ अथ मङ्गलाचरण ॥

मूकं करोति वाचालं पंगूं लंघयते गिरिम् ।
यत्कृपा तमहं वंदे परमानंदं माधवम् ॥

જેમની કૃપા મુંગા મનુષ્યને બોલતો કરીને શ્રેષ્ઠ વક્તા કરે છે, અને પાંગળા મનુષ્યને પર્વત ઓળંગાવે છે, તેમનું ભજન, સ્મરણ અને વંદન પણ જો તેમની કૃપા થાય તો જ મનુષ્ય કરી શકે છે. તે લક્ષ્મીપતિ શ્રીકૃષ્ણ પરમાત્મા કે જે પરમાનંદ સ્વરૂપ છે તેમને હું પ્રથમ નમસ્કાર કરૂં છું.

यंब्रह्मा वरुणेंद्र रुद्रमरुतः स्तुन्वंतिदिव्यैः स्तवै
र्वेदैः सांगपदक्रमोपनिपदैर्गायिंतियं सामगाः ।
ध्यानावस्थित तद्गतेन मनसा पश्यंति यं योगिनो
यस्तां तं न विदुः सुरासुरगणादेवाय तस्मै नमः ॥

જેમની બ્રહ્મા, વરૂણ, ઇંદ્ર, રૂદ્ર અને વાયુ આદિ દેવો દીવ્ય સ્તોત્રોથી સ્તુતિ કરે છે, પુનઃ જેમનું ધન, ક્રમ, ઉપનિષદ આદિ ષડ્ અંગ સહિત વેદોદ્વારાએ સામવેદીઓ ગાન કરે છે, તેમ જ યોગિઓ સમાધિમાં મનદ્વારાએ જેમનું દર્શન કરે છે, વળી જેમનો મહિમા સુર કે અસુર કોઈ જાણી શકતા નથી એટલે જે મન બુદ્ધિની પાર છે ( અગમ અગોચર છે ) તે પરમાત્માને હું પ્રથમ નમસ્કાર કરૂં છું.

# શ્રી વિષ્ણુસહસ્ત્ર નામાવલિ દર્શન

## श्री गणेशायनमः ॥ श्री गोपालकृष्णायनमः ॥

यस्य स्मरण मात्रेण जन्म संसार बंधनात् ।
विमुच्यते नमस्तस्मै विष्णवे प्रभ विष्णवे ॥ १ ॥

શ્રી ગણેશાય નમઃ શ્રી ગોપાલકૃષ્ણાય નમઃ વિષ્ણુ કે જેમનું નામ સ્મરણ કરવાથી જગતના જીવો જન્મ મરણરૂપ સંસારબંધનથી મુક્ત થાય છે, તે મહા સમર્થ વિષ્ણુ ભગવાનને હું નમસ્કાર કરૂં છું. (૧)

वैशंपायन उवाच ॥

श्रुत्वा धर्मान शेषेण पावनानि च सर्वशः ।
युधिष्ठिरः शांत नवं पुनरे वाभ्य भापत ॥ २ ॥

વૈશમપાયન કહે છે કે—હે જનમેજય! મન, વાણી અને કાયા સર્વને પવિત્ર કરનાર સર્વ ધર્મોને આપની પાસેથી સારી રીતે મેં સાંભળ્યા તો પણ હજી મને આપને કંઈક વિશેષ પૂછવાનું મન થાય છે એવું યુધિષ્ઠિર રાજાએ શંતનુંના પુત્ર ભિષ્મપિતામહને ફરીને પૂછ્યું. (૨)

युधिष्ठिर उवाच ॥

किमेकं दैवतं लोके किंवाप्येकं परायणम् ।
स्तुवंतः कं कमर्चंतः प्राप्नुयु मनिवाः शुभम् ॥ ३ ॥

को धर्मः सर्वधर्माणां भवतः परमो मतः ।
किं जपन् मुच्यते जंतुर्जन्म संसार बंधनात् ॥ ४ ॥

યુધિષ્ટિર કહે છે કે—જન્મ મરણથી મુક્ત થવાને માટે સહેલામાં સહેલો અને થોડા પ્રયાસથી થઇ શકે એવો આ જગતમાં કયો પુરૂષાર્થ છે, કયા દેવ સ્તવન કરવા યોગ્ય છે, કયા દેવ અર્ચન, પુજા કરવા યોગ્ય છે, કયા દેવ શરણ લેવા યોગ્ય છે, કયા દેવ શુભ કલ્યાણ કરનારા છે, કયો ધર્મ સ્વધર્મોમાં શ્રેષ્ઠ ધર્મ છે, કયો જપ એટલે મંત્ર મનુષ્યને જન્મ મરણથી મુક્ત કરનાર છે?

भीष्म उवाच

जगत्प्रभुं देवदेवमनंतं पुरुषोत्तमम् ।
स्तुवन्नाम सहस्रेण पुरुषः सततोत्थितः ॥ ५ ॥
तमेव चार्चयन्नित्यं भक्त्या पुरुषमव्ययम् ।
ध्यायन् स्तुवन्नमस्यंश्च यजमानस्तमेव च ॥ ६ ॥
अनादि निधनं विष्णुं सर्वलोक महेश्वरम् ।
लोकाध्यक्षं स्तुवन्नित्यं सर्वदुःखातिगो भवेत् ॥ ७ ॥
ब्रह्मण्यं सर्व धर्मज्ञं लोकानां कीर्तिवर्धनम् ।
लोकनाथं महद्भूतं सर्वभूतभवोद्भवम् ॥ ८ ॥

ભીષ્મ કહે છે—હે યુધિષ્ટિર! જગતના પ્રભુ અને દેવના પણ દેવ જેમને જગતમાં પુરુષોતમ કહે છે, વળી જે અનંત અપાર છે, તે વિષ્ણુ ભગવાનની જે મનુષ્ય સ્તુતિ કરે છે, તે મનુષ્ય સર્વ પાપોથી તથા સર્વ દુઃખોથી મુક્ત થાય છે. જે મનુષ્યો તે અવિનાશી

ભગવાનનું નિત્ય અર્ચન, સેવા, ભક્તિ, ધ્યાન, સ્તુતિ, નમસ્કાર યજન પુજન કરે છે તે મનુષ્યો પણ સર્વ દુઃખોથી અને સર્વ પાપોથી મુક્ત થાય છે. પુનઃ જે મનુષ્યો વિષ્ણુભગવાન કે જે અનાદિ અનંત, સર્વવ્યાપક, સર્વનિયંતા, સર્વ દેવોના પણ દેવ, સર્વના અધ્યક્ષ અને સર્વને નિયમમાં રાખનારા છે તેમનું સ્તવન કરવાથી મનુષ્યો સર્વ દુઃખોથી પારાંગત થાય છે. પુનઃ સર્વલોકના નાથ, સર્વનું કલ્યાણ કરનાર, ભુતપ્રાણી સહીત જગતને ઉત્પન્ન કરનાર એવા મહાન્ પ્રભુનું સ્તવન કરવાથી મનુષ્યો આધિવ્યાધિ ( શારીરિક, માનસિક ) સર્વ દુઃખોથી મુક્ત થાય છે. તેથી હું સર્વ ધર્મોમાં વિષ્ણુભગવાનનું સ્તવન અને સ્મરણ કરવું એ જ ધર્મને હું શ્રેષ્ઠ માનું છું. ૫-૮

एष मे सर्वधर्माणां धर्मोऽधिक तमोमतः ।
यद्भक्त्या पुंडरीकाक्षं स्तवैरर्चेन्नर सदा ॥ ९ ॥

परमं यो महत्तेजः परमं यो महत्तपः ।
परमं यो महद्ब्रह्म परमं यः परायणम् ॥ १० ॥

पवित्राणां पवित्रंयो मंगलानां च मंगलम् ।
दैवतं देवतानां च भूतानां योऽव्ययः पिता ॥ ११ ॥

પુંડરીકાક્ષ ભગવાનનું સ્મરણ કરવું, શરણ લેવું, તેમની જ ભક્તિ કરવી, તેમની જ સ્તુતિ કરવી, તેમનું જ અર્ચન કરવું તે જ એક ધર્મ સર્વ ધર્મોમાં શ્રેષ્ઠ ધર્મ છે એવું મારૂં માનવું છે. જે દેવ મહાન તેજસ્વી છે, તપરૂપ છે, અનંતઅપાર બ્રહ્મરૂપ છે, અને જે

સર્વ મનુષ્યોને અંતીમ પ્રાપ્તવ્ય શ્રેષ્ઠ સ્થાન છે તે પુંડરીકાક્ષ એવા શ્રીકૃષ્ણ ભગવાનની ભક્તિ કરવી એ જ મોટામાં મોટો ધર્મ છે. પુનઃ જે પવિત્રમાં પણ પવિત્ર, મંગળમાં પણ મંગળરૂપ એટલે મહાન્ મંગળરૂપ, દેવોના પણ દેવ અને જે સર્વ ભૂતપ્રાણીઓના મહાન્ પિતા છે તે અવિનાશી વિષ્ણુભગવાન સર્વથી શ્રેષ્ઠ છે. ૯-૧૧

यतः सर्वाणि भूतानि भवंत्यादि युगागमे ।
यस्मिंश्च प्रलयं यांति पुनरेय युगक्षये ॥ १२ ॥
तस्यलोक प्रधानस्य जगन्नाथस्य भूपते ।
विष्णोर्नाम सहस्रं मे शृणु पापभयापहम् ॥ १३ ॥
यानि नामानि गौणानि विख्यातानि महात्मनः ।
ऋषिभिः परिगीतानि तानि वक्ष्यामि भूतये ॥ १४ ॥

પુનઃ જેનાથી સત્યયુગના આરંભમાં સર્વ ભૂતપ્રાણીઓ ઉત્પન્ન થાય છે,—અને અંતમાં પ્રલયકાળે જેમાં સર્વલય થાય છે, તે પરમાત્મા એવા વિષ્ણુભગવાનના સહસ્ત્ર નામોવાળી સ્તુતિ કે જે સર્વ પાપનો અને સર્વ ભયનો નાશ કરનારી છે તે સ્તુતિ મારી પાસેથી સાંભળ. વળી વિષ્ણુનાં જે જે નામો ગૌણ તથા અપ્રસિદ્ધ છે તે નામો, અને જે જગતમાં પ્રખ્યાત છે તે નામો પણ હું તને કહું છું તે તું સાંભળ. ૧૧-૧૪

## अथकरन्यास.

ॐ अस्य श्री विष्णोर्दिव्य सहस्र नाम स्तोत्र मंत्रस्य भगवान् वेदव्यासऋषिः ॥ श्री विष्णुः परमात्मा देवता ॥ अनुष्टुप् छंदः ॥

अमृतां शुद्भवो भानुरितिबीजम् ॥ देवकीनंदनः स्रष्टेति शक्तिः त्रिसामा सामगः समितिहृदयम् ॥ शंखभृन्नंदकी चक्रीति कीलकम् ॥ शार्ङ्गधन्वा गदाधर इत्यस्त्रम् ॥ रथांगपाणिरक्षोभ्य इति कवचम् ॥ उद्भवः क्षोभणो देव इति परमो मंत्रः ॥ श्री महाविष्णु प्रीत्यर्थं जपे विनियोगः ॥ विश्वं विष्णुर्वषट्कार इत्यंगुष्ठाभ्यां नमः ॥ अमृतां शुद्भवो भानुरिति तर्जनीभ्यां नमः ॥ ब्रह्मण्यो ब्रह्मकृद् ब्रह्मेति मध्यमाभ्यां नमः ॥ सुवर्णबिंदुरक्षोभ्य इत्यनामिकाभ्यां नमः ॥ निमिषोऽनिमिषः स्रग्वीति कनिष्ठिकाभ्यां नमः ॥ रथांग पाणि रक्षोभ्य इति करतलकर पृष्ठाभ्यां नमः ॥

॥ अथ ध्यानम् ॥

शांताकारं भुजगशयनं पद्मनाभं सुरेशं ।
विश्वाधारं गगनसदृशं मेघवर्णं शुभांगम् ॥
लक्ष्मीकान्तं कमलनयनं योगिभिर्ध्यानगम्यं ।
वंदे विष्णुं भवभयहरं सर्वलोकैक नाथम् ॥ १ ॥

શાંત આકારવાળા, શેષનાગ ઉપર શયન કરનારા, જેમની નાભિમાં કમળ છે એવા, દેવતાઓના ઈશ્વર વિશ્વના આધાર, અધિષ્ઠાન, આકાશના જેવા સર્વવ્યાપક, મેઘના જેવા શ્યામ, શુભ અંગોવાળા, લક્ષ્મીના પતિ, કમળ જેવાં નેત્રોવાળા, યોગીઓને ધ્યાનમાં જણાતા, સંસારના ભયનો નાશ કરનારા અને સર્વલોકના એક નાથ એવા શ્રી વિષ્ણુભગવાનનું હું ધ્યાન ધરૂં છું.

## ॥ ॐ नमो भगवते वासुदेवाय ॥

ઓંકાર (પ્રણવ) સ્વરૂપ ભગવાન વાસુદેવને નમસ્કાર છે.

ટિપ્પણ:—ઓંકાર કે જે નિર્ગુણ અને સગુણ બ્રહ્મસૂચક એકાક્ષર મંત્ર છે જેને સાડાત્રણ માત્રા અથવા અક્ષર છે, (અ–ઉ–મ્–ઁ) અ–ઉ–મ્ રૂપે ત્રિગુણાત્મક ત્રિલોકી જગતરૂપ છે, અને બિંદુરૂપે સ્વપદ અથવા કૈવલ્યપદ છે, પુનઃ કારણપણાથી રહિત હોવા છતાં અનિવર્ચનીય[1] જગતના કારણરૂપ[2] છે, વળી જે સર્વ જગતના બીજરૂપ વસ્તુ છે, વળી જે ભગવાન છે (ષડ્ભગ એટલે ષડ્વિભૂતિઓ સમગ્ર ઐશ્વર્ય, સમગ્ર ધર્મ, સમગ્ર યશ, સમગ્ર શ્રી, સમગ્ર જ્ઞાન, અને સમગ્ર વૈરાગ્યવાળા છે એટલે સંપન્ન છે), પુનઃ સર્વ જગતમાં વસેલા છે તેથી વસુદેવ છે એવા ઓંકાર સ્વરૂપ ભગવાન વાસુદેવને નમસ્કાર છે.

## ॥ ॐ नमो भगवते वासुदेवाय ॥

विश्वं विष्णुर्वषट्कारो भूतभव्यभवत्प्रभुः ।
भूतकृद् भुतभृद्भावो भूतात्मा भूतभावनः ॥१॥

---

૧ અનિર્વચનીય એટલે સત્ અસત્થી વિલક્ષણ.

૨ 'કારણ' એટલે નિમિત્ત કારણ અને ઉપાદાન કારણ વળી અભિન્ન એવું અભિન્ન નિમિત્તોપાદાન કારણ. નિમિત્ત એટલે કર્તા, હેતુ વિગેરે ઉપાદાન એટલે વસ્તુ, જેમ ઘટમાં મૃતિકા વસ્તુ છે, અથવા ખાંડના રમકડાંમાં ખાંડ, અથવા સુવર્ણના દાગીનામાં 'સુવર્ણ' વસ્તુ છે તેમ. અભિન્ન એટલે સ્વસ્વરૂપમાં (સ્વરૂપ મૂકીને) બીજા કોઇ અન્ય દેશમાં નહિ જેમ સ્વપ્નરચના જીવમાં થાય છે તેમ અભિન્ન.

**विश्वम्** (૧) નિરાકાર હોવા છતાં જે જે દ્રશ્ય દેખાય છે તે સાકાર વિશ્વરૂપ આપ જ છો. પુનઃ અવ્યક્ત[1] બ્રહ્મ હોવા છતાં વ્યક્તિમાન વિશ્વરૂપે જે જણાઓ છો તે પણ આપ જ છો. પુનઃ સર્વાતીત પદ હોવા છતાં અનિર્વચનીય માયામાં સ્વપ્નની પેઠે સમષ્ટિગત અને વ્યષ્ટિગત વિશ્વરૂપે પણ આપજ દેખાઓ છો. પુનઃ કર્મ અને વાસનાઓને લઇને વ્યક્તિ[2] જીવોને સ્વપ્નની પેઠે પ્રતીત થતાં લોક-લોકાંતરરૂપ પ્રતીતિઓરૂપે પણ આપ જ છો. વિશ્વ[3], તૈજસ અને પ્રાજ્ઞ એ ત્રણે પણેપણ આપ જ છો.

**विष्णुः** (૨) જે સર્વવ્યાપક તત્વ બ્રહ્મ છે તે આપ જ છો. પુનઃ જગતના પાલનકર્તા પણ આપ જ છો.

**वषट्कारः** ( ૩ )[4] શ્રૌતયજ્ઞમાં બોલાતા વષટ્કારરૂપ મંત્ર પણ આપ જ છો. પુનઃ હ્રદયની અંતરમુખતારૂપે પણ આપ જ છો.

**भूतभव्यभवत्प्रभुः** (૪) ભૂત, વર્તમાન અને ભવિષ્યકાળમાં વ્યક્તિજીવોને પ્રતીત થતી સૃષ્ટિઓ, અને તેમાં ઉત્પન્ન થતાં પ્રાણીઓના સ્વામિ અને નિયંતા પણ આપ જ છો.

**भूतकृद्** (૫) સર્વભૂત પ્રાણીઓના આપ જ કર્તા છો.

**भुतभृद्** (૬) સર્વભૂત પ્રાણીઓના ધારણ કરનારા અને પોષણ કરનારા પણ આપ જ છો.

---

૧ અવ્યક્ત એટલે અમર્યાદ, દ્દષ્ટિમર્યાદાની પાર, અદૃશ્ય, નિરાકાર.

૨ વ્યક્તિ એટલે દ્રષ્ટિમર્યાદામાં દેખાતા, સાકાર, સ્થૂળ દેહરૂપ.

૩ સ્થૂળ સૂક્ષ્મ અને કારણ દેહ, જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ અવસ્થાના અભિમાની આત્મા.

૪ શ્રૌત એટલે શ્રુતિમાં એટલે વેદના કર્મકાંડ ભાગમાં વર્ણવેલા યજ્ઞ.

**ભાવ**: (૭) ભાવરૂપ અસ્તિત્વ પણ આપ જ છો. પુનઃ પ્રાણીઓની ભાવનાઓરૂપ પણ આપ જ છો.

**ભૂતાત્મા** (૮) સર્વ જીવોમાં સ્વસંવેદ્ય,[1] સ્વપ્રકાશ,[2] સ્વઆત્મા[3] એવા નિજઆત્મા આપ જ છો.

**ભૂતભાવનઃ**-(૯) ભાવન એટલે ઉત્પન્ન કરનાર; પ્રાણીઓને ઉત્પન્ન કરનાર; સર્વ પ્રાણીઓને સ્વસ્વરૂપની પ્રતીતિ વધારનારા પણ આપ જ છો. સર્વભૂત પ્રાણીઓના પવિત્ર આત્મપદ પણ આપ જ છો.

पूतात्मा परमात्मा च मुक्तानां परमा गतिः ।

अव्ययः पुरुषः साक्षी क्षेत्रज्ञोऽक्षर एव च ॥२॥

**પૂતાત્મા**-(૧૦) નામ સ્મરણ માત્રથી પતિતોને પાવન કરનારા અને અધમ જીવોનો ઉદ્ધાર કરનારા પણ આપ જ છો.

**પરમાત્મા**-(૧૧) જગતમાં જડ અને ચેતન, સ્થાવર અને જંગમ, ચર અને અચર, વ્યક્ત અને અવ્યક્ત, નિરાકાર અને સાકાર, જે જે પ્રતીતિઓ થાય છે, તે તે સર્વરૂપે આપ જ છો. કેવળ ( નર્યા ) આપ જ ( પરમાત્મા ) સર્વરૂપે પ્રતીત થાઓ છો. પુનઃ પરમ–આત્મા એટલે શ્રેષ્ટ અને સમષ્ટિરૂપ આત્મા પણ આપ જ છો. પુનઃ માયિક વિકારોથી રહિત અવિકારી પદ પણ આપ જ છો. સર્વને અસ્તિત્વરૂપ જ્ઞાન કરાવનાર પણ આપ જ છો. પુનઃ સત્‌ચિત્‌ અને આનંદરૂપ પણ આપ જ છો. પુનઃ દ્રશ્ય દ્રષ્ટા અને દર્શન, જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય, આદિ ત્રિપુટિઓરૂપ એક સર્વ જગતના અધિષ્ઠાન પણ આપ જ છો.

---

૧ સ્વ. સંવેદ્ય=પોતે જ પોતાના અસ્તિત્વને જાણનારા એવા.

૨ પોતે જ પોતાને જાણનાર એવા.

૩ સ્વ. એટલે પોતાના જ. અન્ય કોઈના નહિ એવા.

**मुक्तानां परमागतिः**–(૧૨) મુક્ત લોકોની શ્રેષ્ઠ ગતિરૂપ પણ આપ જ છો. એટલે મુક્તજનોની નિર્વાણ ગતિરૂપ બ્રહ્મગતિ પણ આપ જ છો. અથવા મુક્ત લોકોની છેક છેલ્લી ગતિ પણ આપ જ છો.

**अव्ययः** (૧૩) ષડ્વિકારથી રહિત પણ આપ જ છો. એટલે કે અવિકારી અને અવિનાશી પદ પણ આપ જ છો. પુનઃ અનાદિ-કાળથી જગત્ પ્રવાહનું વહન કરવા છતાં આપ સદાકાળ જેવા ને તેવા રહેલા છો.

**पुरुषः**–(૧૪) માયા અને અવિદ્યામાં વ્યાપ્ત થઇને વ્યક્તિમાન અને સાકાર દેખાતા પુરૂષ આપ જ છો. પુનઃ પિંડ અને બ્રહ્માંડરૂપ સ્થુળ દેહોરૂપે દેખાતા પણ આપ જ છો; પુનઃ પુરૂષ અને પ્રકૃતિના વિવેકમાં પુરૂષતત્વ આપ છો; પુનઃ વ્યક્તિભાવમા નવદ્વારવાળા પુરમાં એટલે સ્થુળ શરીરમાં સ્વ ઇચ્છાથી પુરાઇ રહેનારા પણ આપ જ છો; પુન દર્પણના પ્રતિબિંબની પેઠે માયા અને અવિદ્યામાં નિરાકારના સાકાર પ્રતિબિંબરૂપે એટલે જીવ અને ઇશ્વરરૂપે પિંડ બ્રહ્માંડમાં આપ જ પ્રતીત થાઓ છો; પુનઃ દેહમાં સ્થિતિ અથવા શયન કર-નારા પણ આપ જ છો.

**साक्षी**–(૧૫) અલપગણે રહીને સર્વને જોનારા પણ આપ જ છો; આપ જ સર્વના દ્રષ્ટા છો. અલિપ્ત અને અસંગ રહેનારા પણ આપ જ છો.

**क्षेत्रज्ञः**–(૧૬) દેહરૂપી ક્ષેત્રની અંદરની સર્વ ચેષ્ટાઓના જાણનાર આપ જ છો. સર્વ દેહરૂપી ક્ષેત્રોના ક્ષેત્રજ્ઞ પણ આપ એક જ છો.

**अक्षरः**-(૧૭) [૧]અક્ષર એટલે ક્ષર ભાવથી રહિત એવા અવિનાશી અને અચળપદ પણ આપ જ છો. પુનઃ જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થામાં અનુસ્યૂત અચળ રહેનારા પણ આપ જ છો.

योगो योग विदां नेता प्रधान पुरुषेश्वरः ।
नारसिंहवपुः श्रीमान् केशवः पुरुषोत्तमः ॥२॥

**योगः**-(૧૮) નિત્ય નિરંતર સ્વરૂપ જ્ઞાને જીવો સાથે એક ભાવે રહેનારા પણ આપ જ છો. પુનઃ વ્યક્તિભાવમાં જીવ બ્રહ્મની એકયતારૂપ પણ આપ જ છો; પુનઃ હઠયોગ અને રાજયોગ સ્વરૂપ પણ આપ જ છો; પુનઃ ભક્તજનોના મનને આપની તરફ જોડનારા પણ આપ જ છો; પુનઃ સમાધિ યોગ અને [૨]અષ્ટાંગ યોગ પણ આપ જ છો.

**योगविदांनेता**—(૧૯) યોગ જાણનારાઓના નેતા પણ આપ જ છો.

**प्रधानपुरषेश्वरः**-(૨૦) પ્રધાન એવી માયા; અથવા પ્રકૃતિ; અને પુરૂષ એવા ઇશ્વર; તેમના ઇશ્વર પણ આપ જ છો. પ્રધાન એટલે જડ, અને પુરૂષ એટલે અલ્પજ્ઞ જીવ તે ઉભયના સ્વામિ આપ જ છો.

**नारसिंहवपुः**-(૨૧) નૃસિંહ અવતાર ધારણ કરનારા પણ આપ જ છો. પુનઃ ભક્તજનોની રક્ષા માટે ભયાનક રૂપ પ્રગટ કરનારા

---

૧ અક્ષર એટલે વર્ણ થાય છે. એટલે સર્વ અક્ષર (વર્ણ)રૂપે આપ જ છો.

૨ યોગનાં અષ્ટાંગો=યમ. નિયમ. આસન. પ્રત્યાહાર. પ્રાણાયામ. ધારણા. ધ્યાન અને સમાધિ.

પણ આપ જ છો; પુનઃ નરમાં આપ સિંહ જેવા પરાક્રમવાળા છો; પુનઃ અર્ધું નર રૂપ અને અર્ધું સિંહ રૂપ એવું અદ્ભૂત અઘટના જેવું સ્વરૂપ લેનારા પણ આપ જ છો.

**श्रीमान्**–(૨૨) લક્ષ્મીવાળા પણ આપ જ છો. પુનઃ માયારૂપ વિભૂતિવાળા પણ આપ જ છો.

**केशवः**–(૨૩) ધર્મ અને સાધુઓની રક્ષા કરવા કેશી દૈત્યને મારનાર શ્રીકૃષ્ણરૂપ પણ આપ જ છો. ભક્તજનોની અને ધર્મની રક્ષા કરવા માટે જ્યાં જેવું રૂપ લેવાની યોગ્યતા હોય ત્યાં તેવું રૂપ ધારણ કરનારા પણ આપ જ છો; પુનઃ લીલાવતારોમાં સુંદર કેશવાળા પણ આપ જ છો.

**पुरुषोत्तमः**–(૨૪) સર્વ પુરૂષોમાં ઉત્તમ પુરૂષ પણ આપ જ છો. પુનઃ વ્યક્તિઓના જીવપણામાં ઉત્તમ પુરૂષરૂપે આપ જ રહેલા છો. પુનઃ પ્રકૃતિથી પર એટલે શ્રેષ્ઠ એવા ઉત્તમ પુરૂષરૂપે આપ જ છો.

सर्वः शर्वः शिवः स्थाणुर्भूतादिर्निधिरव्ययः ।
संभवो भावनो भर्ता प्रभवः प्रभुरीश्वरः ॥ ४ ॥

**सर्वः**–(૨૫) વિશ્વમાં પ્રતીત થતી ચરાચર સર્વ વસ્તુરૂપે આપ છો. પુનઃ ત્રિલોકી જગતરૂપે પણ આપ જ છો; પુનઃ જીવ, ઇશ્વર, માયા, તત્વબ્રહ્મ, અને જગતરૂપ પ્રતીતિઓ રૂપે આપ જ છો; પુનઃ શેષપણાથી રહિત, અખંડ, કેવળ (નર્યા) આપ પરમાત્મા વસ્તુસ્થિતિ છો. પુનઃ દ્રશ્ય અને અદ્રશ્ય, સાકાર અને નિરાકાર, જડ અને ચેતન, ચર અને અચર, ભાવ અને અભાવ, જ્ઞાન અને અજ્ઞાન, જન્મ અને મરણ, આલોક અને પરલોક, અને અપવર્ગ, જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ, સ્થૂળ, સૂક્ષ્મ, અને કારણ દેહોરૂપ, ઇંદ્રિયોરૂપ,

તેમના દેવતારૂપ, અને ઇંદ્રિઓની ચેષ્ટાઓરૂપ, પુણ્ય અને પાપ, સુખ અને દુઃખ, સ્વર્ગ અને નર્ક, માતા અને પિતા, સ્ત્રી પુત્ર, ઇષ્ટ અનિષ્ટ વગેરે પ્રતીતિઓ અને અપ્રતીતિઓ, સર્વરૂપે આપ નિર્વિકાર તત્વ પરમાત્મા છો.

**शर्वः**-(૨૬) યજ્ઞના શર્વોની પેઠે દ્રશ્યરૂપ આહુતિઓનો દ્રષ્ટા-પદમાં લય કરનારા અથવા હોમ કરનારા પણ આપ જ છો.

**शिवः**-(૨૭) આપ કલ્યાણની મુર્તિ છો. પુનઃ સર્વનું કલ્યાણ કરનારા છો; પુનઃ નિર્વિકાર શિવ તત્વ પણ આપ જ છો.

**स्थाणुः**-(૨૮) સ્તંભની પેઠે અચળ રહેનારા પણ આપ જ છો. પુનઃ માયા પ્રવાહના સ્તંભરૂપ પણ આપ જ છો; પુનઃ એકની એક જગ્યાએ નિત્ય નિરંતર રહેનારા પણ આપ જ છો.

**भूतादिः**-(૨૯) પંચમહાભૂત અને ભૂતપ્રાણીઓના આદિરૂપ બીજ, હેતુ અને કારણરૂપ પણ આપ જ છો. પુનઃ ભૂત અને ભૂતની સાથે જે છે તે એટલે કે સ્થુળ શરીર અને જીવ સર્વ આપ જ છો; પુનઃ પંચમહાભૂતોના આદિ અસ્તિત્વ પણ આપ જ છો.

**निधिरव्ययः**-(૩૦) ( નિધિઃ + અવ્યયઃ ) નિધિઃ-સર્વની ઉત્પત્તિના ભંડાર એટલે મુળ કારણ પણ આપ જ છો. અવ્યયઃ-અનિર્વચનીય જગત્ પ્રવાહને અનાદિકાળથી વહન કરવા છતાં કિંચિત્ માત્ર પણ જેનો વ્યય થયો નથી એવા આપ સદા અવિકારી અને અવિનાશી પદ છો.

**संभवः**-(૩૧) પોતે પોતાની મેળે આવિર્ભાવને પામનારા પણ આપ જ છો. પુનઃ સાંકેતિક અને કારક શરીરોના ધરનારા પણ આપ જ છો.

**भावन**:–(૩૨) સ્વતઃ ઉત્પન્ન થનારા, સર્વ વ્યક્તિઓને પોત-પોતાની [1]ભાવના પ્રમાણે ફળ આપનારા પણ આપ જ છો. પુનઃ અદ્રશ્યમાંથી દ્રશ્ય થનારા પણ આપ જ છો.

**भर्ता**–(૩૩) સર્વભૂત પ્રાણીઓનું ભરણ પોષણ કરનારા પણ આપ જ છો; સર્વના સ્વામિ પણ આપ છો.

**प्रभव**:–(૩૪) આપ સર્વના ઉત્પત્તિ સ્થાન છો. પુનઃ જગત્‌ની ઉત્પત્તિના અભિન્ન નિમિત્તોપાદાન કારણ પણ આપ જ છો.

**प्रभु**:–(૩૫) સર્વ પ્રભુતાવાળા અથવા ઐશ્વર્યવાળા સર્વ શક્તિમાન આપ જ છો.

**ईश्वर**:–(૩૬) જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ, અને લય કરવાને આપ સમર્થ છો. પુનઃ ઐશ્વર્યવાન, [2]ઇંદ્રઆદિ દેવતાઓના પણ આપ ઈશ્વર છો; જગત્ તંત્રને ચલાવનાર સર્વના ઇષ્ટ પણ આપ જ છો.

स्वयंभूः शंभुरादित्यः पुष्कराक्षो महास्वनः ।
अनादिनिधनो धाता विधाता धातुरुत्तम् ॥ ५ ॥

**स्वयभू**:–(૩૭) જયાં જેવું જોઇએ ત્યાં તેવું સ્વરૂપ પ્રગટ કરવાને આપ જ શક્તિમાન છો. પુનઃ સ્વઇચ્છાએ એકોઽહં બહુસ્યામ્ થનારા આપ જ છો; પુન; અવ્યક્તના વ્યક્ત થનારા, અને સામાન્ય જ્ઞાનના વિશેષ જ્ઞાન થનારા આપ જ છો.

**शंभु**:–(૩૮) ભૂત પ્રાણીઓની યાવત કલ્યાણ કરનારી ભૂમિકા પણ આપ જ છો.

---

૧ ભાવના પ્રમાણે એટલે મરનારની પાછળ તેનાં સ્ત્રીપુત્રાદિકે પુણ્યદાન કરેલાં તેનું ફળ ભાવિ લોકાંતરોમાં મરનારને પહોંચાડનારા પણ આપ છો.

૨ ઇંદ્ર એટલે ઇંદ્રિઓના સ્વામી, અને ઇંદ્રિઓના દેવતાના સ્વામી.

**आदित्यः**-(૩૯) સૂર્યરૂપ પણ આપ જ છો. અદિતિના પુત્ર વામનરૂપ પણ આપ જ છે.

**पुष्कराक्षः**-(૪૦) [1]લીલા અવતારોમાં કમળ જેવાં શોભાવાળાં સુંદર નેત્રોવાળા પણ આપ જ છો. અને સર્વની ઉપર કૃપાદૃષ્ટિ રાખનારા પણ આપ જ છો.

**महास्वनः** (૪૧)—મહાન્ સ્વન એટલે સ્વર (કંઠવાળા) અથવા ઘોર ગર્જના કરનારા પણ આપ જ છો. અર્થાત્ વેદરૂપ ધ્વનિ પણ આપ જ છો.

**अनादि** (૪૨) આપ અનાદિ છો. આદીથી રહિત છો તેમ જ ઉત્પત્તિ રહિત, તેમ જ નાશથી રહિત છો. પુનઃ આપનાથી બીજો કોઇ આદિ નથી તેથી અનાદિ છો.

**निधनः** (૪૩) - આપ સ્વરૂપ સ્થિતિમાં દ્રશ્ય સર્વનો લય કરનારા છો, તેથી સર્વના મૃત્યુરૂપ પણ આપ જ છો. પુનઃ આપના સંકલ્પ વિકલ્પમાં, દ્રશ્ય જગત્‌ની ઉત્પત્તિ રહેલી છે; અને નિઃસંકલ્પપણામાં સર્વ કલ્પનો અંત થાય છે માટે આપ સર્વના સંહારરૂપ છો.

**धाता** (૪૨)—સર્વને ધારણ કરનારા પણ આપ જ છો. પુનઃ સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, ગ્રહો અને તારા વિગેરે સર્વને આકાશમાં અદ્ધર ધારણ કરનારા પણ આપ જ છો; પુનઃ વ્યક્તિ જીવોના સ્થુળ શરીરોને ટટાર રાખનાર પણ આપ જ છો.

**विधाता** (૪૪)—આપ ધાતાના પણ ધાતા છો, એટલે જગત્કર્તા બ્રહ્મા આદિઓના વિશેષે કરીને ધારણ કરનાર તેથી વિધાતારૂપ પણ આપ જ છો. પુનઃ જીવોને સુખ દુઃખો ભોગવવાના લેખ લખનારા વિધાતા પણ આપ જ છો.

---

૧ અનિર્વચનીય આશ્ચર્યકારક નાટક જેવા

**धातुरुत्तमः** (૪૫)—( ધાતુઃ+ઉત્તમઃ ) સર્વ ધારણ કરનારા-ઓમાં આપ ઉત્તમ ધારણ કરનારા છો. તત્વબ્રહ્મ છો, અથવા ચિદાકાશરૂપ છો.

अप्रमेयोहृषीकेशः पद्मनाभोऽमरप्रभुः ।

विश्वकर्मा मनुस्त्वष्टा स्थविष्ठः स्थविरो ध्रुवः ॥ ६ ॥

**अप्रमेयः** (૪૬)—આપ સ્વતઃ સિદ્ધ છો. આપને સિદ્ધ કરવામાં અન્ય પ્રમાણોની આવશ્યક્તા રહેતી નથી. આપ સ્વયં અહં-જ્ઞાનરૂપ છો. આપ સર્વ ઉપમાઓથી રહિત છો. પુનઃ માપમાં ન આવો અનંત અપાર આપ છો.

**हृषीकेशः** (૪૭)—આપ ઇંદ્રિયોના ઈશ છો; આપ ઇંદ્રિયોને વશ કરનાર છો; પુનઃ ઇંદ્રિઓના ક્ષેત્રજ્ઞ પણ આપ જ છો.

**पद्मनाभः** ( ૪૮ )—આપનું નાભિસ્થાન પદ્માકાર છે, તેથી આપ પદ્મનાભ છો. પુનઃ પદ્મ એટલે પદ્મ સંખ્યા એટલે અસંખ્ય નાભિઓવાળા પણ આપ જ છો; પુનઃ આપના નાભિસ્થાનમાંથી કમળ અને કમળમાંથી બ્રહ્મા અને બ્રહ્મામાંથી જગત્ ઉત્પન્ન થાય છે તેથી આપ પદ્મનાભ છો.

**अमरप्रभुः** ( ૪૯ )—અમર એવા દેવતાઓના પ્રભુ એટલે ઇશ્વિર પણ આપ જ છો.

**विश्वकर्मा** (૫૦)—વિશ્વકર્મા એટલે વિશ્વની રચના કરવામાં મુખ્ય પાત્ર સુત્રધાર પણ આપ જ છો. પુનઃ વિશ્વરચના કરવી એ આપનું સ્વાભાવિક સહજ કર્મ છે; વ્યષ્ટિભાવમાં જગત્ રચનાઓને સદા આપજ કરતા રહો છો, પુનઃ જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિ દશાઓમાં જગત્‌રચનાની ચિત્રવિચિત્ર પ્રતીતિઓને બતાવનારા પણ આપ જ

છો; પુનઃ વ્યક્તિ જીવોમા મનરૂપે રહેનારા અને જગત્ રચનાને પ્રતીત કરાવનારા, મનરૂપ વિશ્વકર્માં એટલે બ્રહ્મા પણ આપ જ છો.

**મનુઃ** ( ૫૧ )—વ્યક્તિ જીવોના મનરૂપ પણ આપ જ છો. પુનઃ વ્યક્તિ જીવોને મનનરૂપ ક્રિયા પણ આપ જ છો; પુનઃ મનુ-સ્મૃતિ લખનારા મનુ ભગવાન પણ આપ જ છો.

**त्वष्टा** (૫૨)—સ્થુળ પદાર્થોને સુક્ષ્મ કરનારા પણ આપ જ છો. પુનઃ સ્થૂળ ભૂતોને સુક્ષ્મભૂતો કરનારા પણ આપ જ છો; પુનઃ સ્થૂળદેહને લિંગદેહ, અને લિંગદેહને કારણદેહ, અને કારણદેહને મહા-કારણદેહ કરનારા પણ આપ છો; પુનઃ સાકારને નિરાકાર કરનારા પણ આપ જ છો; પુનઃ દ્રશ્ય ને અદ્રશ્ય કરનારા પણ આપ જ છો; પુનઃ સ્થૂળ જગતને સંકલ્પમય જગત કરનારા પણ આપ જ છો.

**स्थविष्ठः** ( ૫૩ )—સ્થૂળતામાં આપ વિશેષરૂપ છો. પુનઃ પૃથ્વીરૂપે આપ જ પૃથ્વી તત્વ છો; પુનઃ આપ જ સ્થૂળ દેહરૂપ છો; અને સ્થૂળ જગત સમષ્ટિ દેહરૂપ છો; પુનઃ સુક્ષ્મ તત્વ હોવા છતાં સ્થૂળપણાની પ્રતીતિઓ કરાવનારા પણ આપ જ છો.

**स्थविरो ध्रुवः**-(૫૪) સ્થાવરપણામાં શ્રેષ્ઠ, અને ચલિતપણામાં ધ્રુવ એવા આપ જ છો. અચળ, અવિકારી ચિદાકાશ તત્વ પણ આપ જ છો; પુનઃ ધ્રુવ એટલે અડગ, પોતાના નિશ્ચયમાં અડગ રહેનારા પણ આપ છો.

अग्राह्यः शाश्वतः कृष्णो लोहिताक्षः प्रतर्दनः ।
प्रभूतस्त्रिककुब्धाम पवित्रं मङ्गलं परम ॥ ७ ॥

**अग्राह्यः**-(૫૫) આપ મન બુદ્ધિના જ્ઞાનથી પણ ગૃહણ કરી શકાતા નથી. પુનઃ અતિ સુક્ષ્મ હોવાને લીધે અને સર્વત્ર વ્યાપક

હોવાને લીધે અતીન્દ્રિય પદ છો; પુનઃ અગમ્ય અને અગોચર પણ આપ જ છો.

**શાશ્વત:**-(૫૬) ત્રણે કાળમાં સ્થિતિ કરી રહેનારા અને સ્વતઃ સિદ્ધ જણાતા એવા આપ જ પરમાત્મા દેવ છો. પુનઃ જગતના આદિમાં, જગતના અંતમાં, અને જગતના મધ્યમાં એકની એક સ્થિતિ એવા અવિકારી સ્થિતિમાં રહેનારા પણ આપ જ છો. પુનઃ જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થાઓમાં અનુસ્યૂત રહેનાર છો, તેથી આપ પરંપરાથી ચાલતા આવેલા પરમાત્મા દેવ છો.

**कृष्ण**::-(૫૭) ઘનસ્યામ, સુંદર મૂર્તિરૂપ એવા શ્રીકૃષ્ણ સ્વરૂપ પણ આપ છો. પુનઃ નિર્ગુણ નિરાકાર તત્વ હોવા છતાં પણ ભક્તજનોને માટે સગુણ સાકાર શ્રીકૃષ્ણ સ્વરૂપ ધારણ કરનારા પણ આપ છો; પુનઃ ભક્તજનોના દુઃખોને મૂળ સહિત નાશ કરનારા પણ આપ છો; પુન; ભક્તજનોને બ્રહ્મગતિ આપનારા પણ આપ છો; પુનઃ દ્રશ્ય જગતને દ્રષ્ટાપદમાં આકર્ષણ કરનારા પણ આપ જ છો.

**लोहिताक्ष**:-(૫૮) ભક્તજનોની રક્ષા કરવા માટે અસુરોનો સંહાર કરતી વખતે ક્રોધથી લાલ થયેલી આંખોવાળા પણ આપ જ છો.

**प्रतर्दन**:-(૫૯) ( કોરડો ) ચાબુક જેના હાથમાં છે, અને જેમણે અર્જુનનું સારથિપણું કરેલું છે, એવા શ્રીકૃષ્ણ ભગવાન પણ આપ જ છો. પુનઃ ચાબુકની પેઠે સર્વને વશ રાખનારા પણ આપ જ છો.

**प्रभूत**:-(૬૦) સર્વગુણ સંપન્ન પણ આપ જ છો. પુનઃ સર્વ પ્રભુતાવાળા પણ આપ જ છો. પુન સર્વ પ્રભુતા આપમાંથી ઉત્પન્ન થાય છે, તેથી પ્રભૂત.

**त्रिककुब्धामः**–(૬૧) ઊંચે નીચે અને મધ્યમાં, અથવા આદિ અંત, અને મધ્યમાં, અથવા સ્વર્ગ, મૃત્યુ અને પાતાળલોકમાં, અથવા આલોક પરલોક અને અપવર્ગમાં, જાગ્રત સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે સ્થિતિઓમાં અવિકારી, એકની એક સ્થિતિમાં રહેનાર અધિષ્ઠાન[1]રૂપ પણ આપ જ છો. ત્રિ=ત્રણ, કકુભ્=સ્થાનના વિભાગ, ખંડ.

**पवित्रम्**–(૬૨) આપ સદા શુદ્ધ અને અંતર્ બાહ્યશુચિરૂપ છો; કારણ કે આપ સદા અવિકારી પદ છો. પુનઃ આપનું નામ ઉચ્ચારણ અને આપનું નામ સ્મરણ વ્યક્તિજીવોને પવિત્ર કરનારૂં છે. પુનઃ ત્રણે કાળમાં આપ પવિત્ર ધામ છો.

**मङ्गलंपरम्**–(૬૩) આપ મંગળના પણ મંગળરૂપ છો. એટલે મંગળની અવધિરૂપ છો. પુનઃ આપનું નામ સ્મરણ મંગળકર્તા છે.

ईशानः प्राणदः प्राणो ज्येष्ठः श्रेष्ठः प्रजापति ।
हिरण्यगर्भो भूगर्भो माधवो मधुसूदनः ॥ ८ ॥

**ईशानः**–(૬૪) આપ સર્વના નિયામક અને નિયંતા છો. પુનઃ ઈશાનકોણ પણ આપ છો; પુનઃ સર્વના ઈશ્વર પણ આપ જ છો.

**प्राणदः**–(૬૫) સર્વભૂત પ્રાણીને શ્વાસોશ્વાસરૂપ પ્રાણવાયુ પહોંચાડનાર પણ આપ જ છો. પુનઃ ગર્ભવાસમાં પ્રાણવાયુ પહોચાડનાર પણ આપ જ છો; પુનઃ જન્મકાળે બાળકોનો પ્રાણ ચાલતો કરનારા પણ આપ જ છો; પુનઃ પ્રાણનો અંત લાવનારા પણ આપ જ

---

૧ અધિષ્ઠાન એટલે અન્યને આશ્રય આપનાર મૂળ વસ્તુ. ભૂ: ભુવઃ સ્વઃ એ ત્રણે ધામોને સમાઇ રહેવાને આકાશ એટલે જગા આપનાર મહાન ધામ એવા ચૈતન્ય તત્વ.

છો; પુનઃ મૃત્યુકાળે પ્રાણનું શોષણ કરનાર સુષુમ્ણા પ્રાણ પણ આપ જ છો.

**प्राणः**–(૬૬) આપ પ્રાણના પણ પ્રાણ છો, અને ચૈતન્યના પણ ચૈતન્ય છો. પુનઃ પ્રાણીમાત્રની જીંદગીરૂપ પણ આપ જ છો.

**ज्येष्ठः**–(૬૭) મોટાથી પણ મોટા, અને શ્રેષ્ઠથી પણ શ્રેષ્ઠ આપ જ એક છો. અનંત અપાર પણ આપ જ છો.

**श्रेष्ठः**–(૬૮) સર્વોત્તમ પદ પણ આપ જ છો. પરમાનંદની પ્રાપ્તિરૂપ બ્રહ્મગતિ પણ આપ જ છો.

**प्रजापतिः**–(૬૯) સર્વ પ્રજાના આપ સ્વામિ છો. પુનઃ તેમનું રક્ષણ કરનારા પણ આપ જ છો.

**हिरण्यगर्भः**–(૭૦) સૂત્રાત્મા, ઇશ્વર, અને હિરણ્ય[૧]ગર્ભ એ ત્રણેપણે આપ જ છો. તત્વબ્રહ્મના પ્રથમ સ્ફુરણરૂપ મહતત્વ પણ પણ આપ જ છો, અથવા અપ્રતીત તત્વની પ્રતીતિરૂપ અહં અસ્મિ પ્રતીતિ પણ આપ જ છો; પુનઃ જેના ગર્ભમાં હિરણ્ય છે તેવા શાલીગરામ વિષ્ણુ પણ આપ જ છો; પુનઃ હિરણ્ય ગર્ભના ગર્ભરૂપ એટલે તત્વબ્રહ્મ પણ આપ જ છો.

**भूगर्भः**–(૭૧) ભૂ એટલે પૃથ્વી જેના ગર્ભરૂપ છે, અને પૃથ્વીના કાર્યોરૂપ સ્થૂળ શરીરો જેના ગર્ભરૂપ છે, એવા આપ સર્વ વ્યાપક તત્વ બ્રહ્મ છો. પુનઃ ગર્ભ એટલે સાર પૃથ્વીના સારરૂપ ચેતન તત્વ પણ આપ જ છો.

---

૧ હિરણ્ય ગર્ભ એટલે કારણ (સમષ્ટિગત) દેહના અભિમાની આત્મા; સૂક્ષ્મદેહના સૂત્રાત્મા અને સ્થૂળદેહ (સમષ્ટિગત) ના અભિમાની આત્મા ઈશ્વર કહેવાય છે.

**માધવઃ**-(૭૨) મા એટલે માયા અને મા એટલે લક્ષ્મી તેના સ્વામિ પણ આપ જ છો.

**મધુસૂદનઃ**-(૭૩) મધુદૈત્યનો સંહાર કરનારા પણ આપ જ છો.

ईश्वरो विक्रमी धन्वी मेधावी विक्रमः क्रमः ।
अनुत्तमो दुराधर्षः कृतज्ञः कृतिरात्मवान् ॥ ९ ॥

**ઈશ્વરઃ**-(૭૪) સર્વ પ્રાણીઓના નિયંતા અને સ્વામિ આપ જ છો.

**વિક્રમીઃ**-(૭૫) અદ્દભુત પરાક્રમોના કરનારા પણ આપ જ છો. તૃણનો મેરૂ અને મેરૂનુ તૃણ, રંકનો રાય અને રાયનો રંક, જળનું સ્થળ અને સ્થળનું જળ, જડનું ચેતન અને ચેતનનું જડ, નિરાકારનું સાકાર અને સાકારનું નિરાકાર, એકના અનેક અને અનેકના એક કરવાને આપ જ સમર્થ છો.

**ધન્વી**-(૭૬) શ્રેષ્ઠ ધનુષ્યને ધારણ કરનારા રામ અને અર્જુન-રૂપે પણ આપ જ છો.

**મેધાવી**-(૭૭) સર્વમાં શ્રેષ્ઠ બુદ્ધિમાન આપ જ છો.

**વિક્રમઃ**-(૭૮) બીજના વૃક્ષરૂપ અને વૃક્ષના બીજરૂપ થવાનો ક્રમ, અવ્યક્તના વ્યક્તિમાન અને વ્યક્તિમાનના અવ્યક્ત થવાનો ક્રમ, એકના અનેક અને અનેકના એક થવાનો ક્રમ, નિરાકારના સાકાર અને સાકારના નિરાકાર થવાનો ક્રમ, જન્મેલાને મરણ અને મૃત્યુ પામેલાને પુર્નજન્મનો ક્રમ, વળી ઉત્પત્તિવાળા પદાર્થનો નાશ, અને નાશ થયેલા પદાર્થની ફરીથી રૂપાંતરરૂપે ઉત્પત્તિ, એવો અદ્દભુત ક્રમ ચલાવનારા આપ જ સર્વ શક્તિમાન પ્રભુ છો. પુનઃ સર્વ જગતને

એકીકાળે પહોંચી વળનારા પણ આપ છો; પુનઃ દ્રશ્યને અદ્રશ્ય, અને અદ્રશ્યને દ્રશ્ય કરનારા પણ આપ જ છો; પુન અદ્‌ભુત પરાક્રમો કરનારા પણ આપ જ છો.

**क्रमः**–(૭૯) જગતને કરતા રહેવું અને તેમા ફેરફાર કરતા રહેવું, અથવા જગત પ્રવાહને વહન કરવો એ આપનો સહજ સ્વભાવ છે. પુનઃ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરતા રહેવું એ આપનો નિત્ય ક્રમઃ છે.

**अनुत्तमः**–(૮૦) ઉત્તમતાની અવધિરૂપ પદ પણ આપ જ છો.

**दुराधर्ष**.–(૮૧) આપ દુઃસાધ્ય એટલે મહાન યોગ, જપ, તીર્થ, તપ વીગેરે સાધનદ્વારા અતિ કષ્ટથી પ્રાપ્ત થાઓ તેવા છો.

**कृतज्ञः**–(૮૨) મનુષ્યોનાં કરેલાં સર્વ કર્મોના આપ જાણનારા છો. આપથી કાંઇ અજાણ્યું નથી. પુનઃ જીવોએ વ્યક્તિ ભાવમાં કરેલા ઉપકારોને સત્કર્મોને જાણનારા પણ આપ જ છો.

**कृतिः** (૮૩)–સર્વ પ્રાણીઓમાં ક્રિયા–શક્તિરૂપ પણ આપ જ છો. પુનઃ જગતમાં કાર્યકારણરૂપ કૃતિ પણ આપ જ છો; પુનઃ જગતરૂપ કૃતિ ઉપરથી તેના કર્તા આપ જ છો.

**आत्मवान्** (૮૪)—સુખ દુઃખોનો અનુભવ કરનાર આત્મા આપ જ છો; આત્મજ્ઞાનીના આત્મા પણ આપ જ છો.

सुरेशः शरणं शर्म विश्वरेरिताः प्रजाभवः ।
अहः संवत्सरो व्यालः प्रत्ययः सर्वदर्शनः ॥ १० ॥

**सुरेशः** (૮૫)—આપ દેવોના ઈશ્વરરૂપ ઇંદ્ર છો. પુનઃ ઇંદ્રના ઇંદ્ર પણ આપ જ છો.

**शरणम्** (૮૬)—આપ સર્વ પ્રાણીઓના શરણરૂપ છે. સર્વની રક્ષા કરનારા પણ આપ જ છો. સર્વને અભયદાન આપનારા પણ આપ જ છો. અને સર્વના નિવૃત્તિસ્થાન પણ આપ જ છો. પુનઃ જેને કોઇ શરણ ન રાખે તેવા અશરણના પણ શરણ આપ જ છો.

**शर्म** (૮૭)—સુખ. આપ સર્વને સુખરૂપ છો. પરમાનંદની પ્રાપ્તિરૂપ સ્થાન છો.

**विश्वरेताः** (૮૮)—વિશ્વ જેનું વિર્ય છે એવા વિશ્વરચનાના કરનારા પણ આપ જ છો. પુનઃ વિશ્વરચનાના આદિ કારણ પણ આપ જ છો; પુનઃ વિશ્વના જનક પણ આપ જ છો.

**प्रजाभवः** (૮૯)— સર્વ પ્રજાને ઉત્પન્ન કરનારા પણ આપ જ છો. પુન; પ્રજારૂપે ઉત્પન્ન થનારા પણ આપ જ છો.

**अहः** (૯૦)—દિવસરૂપ પણ આપ જ છો.

**संवत्सरः** (૯૧)—આપ જ વર્ષરૂપ છો. પુનઃ વર્ષોના વર્ષોરૂપ પણ આપ જ છો.

**व्यालः** (૯૨)—[૧]સર્પ એટલે શેષનાગરૂપે પણ આપ જ છો. પુનઃ વ્યાલ એટલે વાંકા એટલે સર્પની ચાલ પેઠે સરકી જનારા તેથી ન પકડાઇ શકાય એવા અર્થાત અગ્રાહ્ય છો. પુનઃ વ્યક્તિ ભાવમાં કામ, ક્રોધ, લોભ, મોહ, મત્સર અને અહંકાર આદિ ઝેરી સર્પરૂપે પણ આપ જ છો. પુનઃ સરકવું[૨] એટલે એક જગ્યાએથી બીજી જગ્યાએ જવા આવવાની સર્પશક્તિ પણ આપ જ છો.

---

૧ સાપની કાંચળીની પેઠે દેહ આદિ ઉપાધિઓનો ત્યાગ કરનારા આત્મા.

૨ સરકવું એટલે પ્રાણાંત મૃત્યુ પછી વર્તમાન લોક, અને વર્તમાન દેહમાંથી સરકીને એકદમ ભાવીલોક અને ભાવી દેહમાં પ્રગટ થનાર, જેમ જાગ્રત દેહનો અભિમાની સ્વપ્નદેહમાં એકદમ પ્રગટ થાય છે તેમ.

**प्रत्ययः** ( ૯૩ )—બ્રહ્મની માફક અગ્રાહ્ય હોવા છતાં પણ ભાવિક ભક્તજનોને પ્રત્યક્ષ થનારા અને દર્શન દેનારા પણ આપ જ છો. ધાતુના શબ્દોને પ્રત્યય લગાડવાથી જેમ અર્થનો સાક્ષાત્કાર થાય છે. તેવા પ્રત્યયરૂપે આપ જ છો. અર્થાત્ ભક્તિદ્વારા એ ગ્રાહ્ય થાઓ એવા છો.

**सर्वदर्शनः** (૯૪) સર્વ ઉપર સરખી દૃષ્ટિથી જોનાર સમદર્શી પણ આપ જ છો. પુનઃ સર્વ લોક જેનું દર્શન કરે છે તેવા સર્વદર્શન પણ આપ જ છો—પુનઃ સર્વને એકી કાળે જોનારા પણ આપ જ છો. પુનઃ આર્ય કે અનાર્ય સર્વ ધર્મોમાં પોતાવટનો ભાવ રાખનાર પણ આપ જ છો.

अजः सर्वेश्वरः सिद्धः सिद्धिः सर्वादिरच्युतः ।
वृषाकपि रमेयात्मा सर्व योग विनिः सृतः ॥ ११ ॥

**अज**.–(૯૫) આપ અજન્મ છો. પુનઃ આપ અનાદિ છો; એટલે ઉત્પત્તિસ્થિતિ અને લયથી રહિત છો. જન્મથી રહિત અજન્મા બ્રહ્મા પણ આપ છો.

**सर्वेश्वरः**–(૯૬) આપ સર્વના ઈશ્વર છો.

**सिद्धः**–( ૯૭ ) આપ સ્વતઃ સિદ્ધ છો. આપ પ્રાણીમાત્રના નિજ આત્મા એટલે તેમના પ્રત્યેકના પોતપોતાના વ્યક્તિ આત્મા છો. પુનઃ આપ સર્વ વાતે પૂર્ણકામ છો. સિદ્ધોમાં કપિલ મુનિ પણ આપ જ છો.

**सिद्धिः**–(૯૮) અણિમા, લઘિમા, આદિ યોગસિદ્ધિઓરૂપે પણ આપ જ છો. પુનઃ યોગીઓને સિદ્ધિઓ આપનારા પણ આપ જ

છો; પુનઃ સર્વ સિદ્ધિઓના સ્વામિ પણ આપ જ છો; પુનઃ સિદ્ધિઓ એટલે ચમત્કારિક શક્તિરૂપ પણ આપ જ છો; પુનઃ કાર્યોમાં પરિપૂર્ણતારૂપ પણ આપ જ છો; પુનઃ જ્ઞાનપ્રાપ્તિ કે ફળપ્રાપ્તિરૂપ પણ આપ જ છો.

**सर्वादिः**-(૯૯) સર્વ એટલે દશ્ય જગત જેમાંથી ઉત્પન્ન થાય છે એવા મુળ કારણરૂપ પણ આપ જ છો; આદિના આદિ પણ આપ છો.

**अच्युतः**-( ૧૦૦ ) સર્વાદિ અવિચળ પદ પણ આપ જ છો. એટલે સ્વસ્વરૂપે રહેનારા છો; નિર્વિકાર છો; જ્યાં છો ત્યાં જ છો; અને ત્રણે કાળમાં જેવા ને તેવા જ છો. પુનઃ ધ્રુવપદ પણ આપ જ છો.

**वृषाकपिः**-( ૧૦૧ ) ધર્મના રક્ષક પણ આપ જ છો. પુનઃ કપિ એટલે હનુમાનનું ચિહ્ન જેની ધ્વજામાં છે, એવા નર એટલે અર્જુનરૂપ પણ આપ જ છો. તેમ જ વૃષ એટલે ધર્મરૂપ પણ આપ જ છો.

**अमेयात्मा**-(૧૦૨) આપ અનંત અપાર છો એટલે કે આપનું સ્વરૂપ માપ અને હદની પાર છે.

**सर्वयोगविनिसृतः**-(૧૦૩) જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય આદિ કર્મો કરવા છતાં તે તે કર્મોનાં બંધનોથી આપ નિત્યમુક્ત છો. કારણ કે આપ [1]અસંગ આત્મપદ છો.

---

૧ આત્મા દેહથી અસંગ છે તો પણ લોહ અને અગ્નિના અન્યોન્યાધ્યાસની પેઠે આત્માના ગુણોનો અધ્યાસ માયાને અને માયાના ગુણોનો અધ્યાસ આત્માને જીવનો અધ્યાસ દેહને, અને દેહનો અધ્યાસ જીવને થાય છે તેથી જીવ. જન્મ. મરણ અને લોકાંતરો ભોગવે છે.

वसुर्वसुमनाः सत्यः समात्मा संमित समः ।
अमोघः पुंडरीकाक्षो वृषकर्मा वृषाकृतिः ॥ १२ ॥

**वसुः**-(૧૦૪) આપ સર્વમાં વસેલા છો. આપ જ દ્રશ્ય જગત-થઇ જગતમાં વસેલા છો. પુનઃ આપ જ બુદ્ધિજ્ઞાનની સુક્ષ્મતારૂપ છો, પુનઃ વસુમાં વસુ પણ આપ જ છો.

**વસુમનાઃ**-(૧૦૫) આપ ઉદાર ચિત્તરૂપ છો. પુનઃ આપના કરેલા ઉપકાર અગણિત છે. પુનઃ વસુ એટલે નામ રૂપાત્મક દ્રશ્ય જગતમાં વસવાના મનવાળા પણ આપ જ છો.

**સત્યઃ**-( ૧૦૬ ) આપ સત્યતારૂપ છો. પુનઃ સત્યધામ પણ આપ જ છો; પુનઃ સત્ય સંકલ્પ[1] અને સત્યધર્મ પણ આપ જ છો; પુનઃ નિષ્કપટતારૂપ પણ આપ જ છો.

**સમાત્મા**-(૧૦૭) આપ આત્મારૂપે આકાશની પેઠે એક સરખા વ્યાપી રહેલા ચિદાકાશ છો. પુનઃ ન્યૂનાધિકના દોષથી રહિત છો; પુનઃ સર્વને સામાન્ય અને સમાન છો; પુનઃ આપને પ્રિય કે અપ્રિય નથી; પુનઃ સમતારૂપ પણ આપ જ છો; હસ્તિ અને પિપિલિકા આદિ શરીરોમાં જીવપણે એક સરખા રહેનારા પણ આપ જ છો.

**સંમિતઃ**-( ૧૦૮ ) સર્વમાં આકાશની પેઠે ચિદાકાશપણે એક સરખા રહેનારા પણ આપ જ છો. જીવ અણુમાં પણ આપ અખંડ અને અદ્વૈત છો.

**સમઃ**-(૧૦૯) આપ સદા સત્તા સામાન્યપદ છો. સર્વવ્યાપક સર્વને સરખા પણ આપ જ છે.

---

૧ મનમાં જે જે અને જેવા જેવા વિચારો કરે તે તે અને તેવા તેવા સાચા પડે.

**अमोघः**–(૧૧૦) આપ ભક્તજનોને ફળ આપવામાં પણ ઉદાર છો. ઉપાસકોના વરદાતા અને ભક્તજનોની ભાવનાઓને પૂરી પાડનાર પણ આપ જ છો. પુનઃ અમૂલ્ય વસ્તુ પણ આપ જ છો.

**पुंडरीकाक्षः**–(૧૧૧) લીલા અવતારોમાં કમળ જેવાં અણી-આળાં નેત્રોવાળા પણ આપ જ છો. પુનઃ મોહજનક પણ આપ જ છો.

**वृषकर्मा**–( ૧૧૨ ) ધર્મોનાં કર્મ કરનારા પણ આપ જ છો. પુનઃ આપનાં સર્વ કર્મો ધર્મ માટે જ છે; પુનઃ આપની સર્વ ક્રીયાઓમાં ધર્મ જ સમાયેલો છે; પુનઃ આપનાં સર્વ કર્મોમાં ધર્મ જ હેતુ છે; પુનઃ આપનાં સર્વ કર્મો નિષ્કામ અથવા બ્રહ્માર્પણરૂપ છે.

**वृषाकृतिः**–( ૧૧૩ ) આપ ધર્મની જ આકૃતિ છો. મૂર્તિમાન ધર્મ છો. પુનઃ ધર્મનું સંસ્થાપન કરવા માટે સગુણ સાકાર અવતારો લેનારા પણ આપ જ છો.

रुद्रो बहुशिरा बभ्रुर्विश्वयोनिः शुचिश्रवाः ।
अमृतः शाश्वतः स्थाणुर्वरा रोहो महातपाः ॥ १३ ॥

**रुद्रः**–( ૧૧૪ ) રુદ્ર એટલે રોવું રુદન કરવાથી આપ રુદ્રરૂપ કહેવાઓ છો. પુનઃ પ્રાણાંત કાલે યમ આદિ ભયાનક રૂપ દેખાડીને જીવોને રોવડાવનારા પણ આપ જ છો; પુનઃ કલ્પાંત કાળે કાળમૂર્તિ પણ આપ જ છો. પુનઃ રુદ્ર એટલે મહાદેવજી પણ આપ છો.

**बहुशिराः**–(૧૧૫) બહુ મસ્તકધારી પણ આપ જ છો. પુનઃ આપ જ સમષ્ટિ વિશ્વમૂર્તિ છો.

**बभ्रुः**–(૧૧૬) આપ જ સર્વના પોષક છો. પુનઃ ખાલી થઇ ગયેલા તત્વોને જગતમાં ફરીને ભરનારા પણ આપ જ છો.

**विश्वयोनिः**-( ૧૧૭ ) વિશ્વનું ઉત્પત્તિસ્થાન આપ જ છો. વિશ્વરચનાની ખાણુરૂપ છો. વિશ્વરૂપ ગર્ભને ધારણ કરવામાં ગર્ભસ્થાન છો. પુનઃ વિશ્વરૂપ પ્રવાહને નિરંતર વહન કરનારા પણ આપ જ છો.

**शुचिश्रवाः**-( ૧૧૮ ) આપના યશકીર્તન મનુષ્યોના શ્રવણોને પવિત્ર કરનાર છે. પુનઃ આપના ગુણાનુંવાદ તથા કથાકીર્તન, તથા આપની ચર્ચાનું કથન અને શ્રવણુ મનુષ્યોને પાવન કરનારૂં છે, તેથી પવિત્ર શ્રવણમૂર્તિ પણ આપ જ છો.

**अमृतः**-( ૧૧૯ ) મૃત્યુના ભયથી રહિત આપ જ અમરપદ છો; પુનઃ અમરના અમર એટલે અવિનાશીપદ છો. અવ્યક્ત અને બ્રહ્મપદ છો.

**शाश्वतस्थाणुः**-( ૧૨૦ ) આપ અનાદિ કાળથી ચાલતા આવતા નિત્ય અને અચળ તથા અચ્યુતપદ છો.

**वरारोहः**-(૧૨૧) આપનાં સર્વે અંગો સુંદર છે.

**महातपाः**-(૧૨૨) મહાન તપસ્વિ પણ આપ જ છો. મન અને ઇંદ્રિઓનો નિગ્રહ કરનારા પણ આપ જ છો.

**सर्वगः सर्वविद्भानुर्विष्वक्सेनो जनार्दनः ।**
**वेदो वेदविदव्यङ्गो वेदाङ्गो वेदवित् कविः ॥ १४ ॥**

**सर्वगः**-( ૧૨૩ ) આપ અચળ અને અચ્યુતપદ હોવા છતાં સર્વમાં ગતિ કરનારા પણુ આપ જ છો. પુનઃ વિજળીની પેઠે મનદ્વારા એકી કાળે સર્વમાં ગતિ કરનારા પણ આપ જ છે.

**सर्वविद्भानुः**-( ૧૨૪ ) સૂર્યની પેઠે સર્વને પ્રકાશ કરનારા એટલે સર્વને જાણનારા પણુ આપ જ છો. સર્વ પ્રાણીઓના આત્મજ્યોતિરૂપ છો, તેથી સર્વવેત્તા અને સર્વપ્રકાશક પણુ આપ જ છો.

**विष्वक्सेनः**–(૧૨૫) લીલા અવતારમાં દૈત્યો સાથેના રણ-સંગ્રામમાં શત્રુઓની સેનાઓને ચારે તરફ ભગાવનાર સેનાધિપતિ પણ આપ જ છો. આપ જ સર્વ વિજયીરૂપ છો.

**जनार्दनः**–( ૧૨૬ ) જન એવા ભક્તજનોનો ઉદ્ધાર કરનારા પણ આપ જ છો. અને જન એવા અધર્મી પાપી જનોને નર્કલોક આપનાર પણ આપ જ છો. પુનઃ અંધકાર અજ્ઞાનનો નાશ કરનારા શ્રીકૃષ્ણચંદ્ર આપ જ છો.

**वेदः**–(૧૨૭) આપ સર્વને જાણનારા છો. સર્વમાં જ્ઞાનતત્વ છો. પુનઃ ચારે વેદોની મૂર્તિરૂપ એટલે જ્ઞાનમૂર્તિ પણ આપ જ છો; પુનઃ સ્વરૂપ સ્થિતિમાં રહેનારા પણ આપ જ છો.

**वेदविद्**–(૧૨૮) વેદના વેત્તા પણ આપ જ છો. સ્વસ્વરૂપને જાણનારા પણ આપ જ છો. સ્વસંવેદ્ય પણ આપ છો; પુનઃ વેદના જ્ઞાનદ્વારાએ જ આપ લક્ષ્યરૂપે જણાઈ શકાઓ છો. પુનઃ જ્ઞાનગમ્ય પણ આપ જ છો.

**अव्यङ्गः**–(૧૨૯) આપ સર્વજ્ઞાન સંપન્ન છો. પુનઃ અધિષ્ઠાન-પદના સત્યજ્ઞાન પણ આપ જ છો.

**वेदाङ्गः**–( ૧૩૦ ) વેદરૂપ અંગોવાળા પણ આપ છો. પુનઃ વેદ એ જ આપનું અંગ અથવા શરીર છે. પુનઃ અંગો સહિત વેદમૂર્તિ પણ આપ છો. પુનઃ વેદનું જ્ઞાન એ આપના જ્ઞાન સ્વરૂપનું સંપૂર્ણ અંગ છે.

**वेदवित्**–( ૧૩૧ ) વેદોના જ્ઞાતા પણ આપ જ છો. વેદજ્ઞાન સંપન્ન પણ આપ જ છો. પુનઃ વેદોનું જ્ઞાન એ જ આપની પ્રત્યક્ષ જ્ઞાનમૂર્તિ છે.

**कवि**-(૧૩૨) કવિતા કાવ્ય કરનારા આદિ કવિ વેદવ્યાસરૂપ પણ આપ જ છો. સર્વ જાણનારા જ્ઞાની એટલે મહાજ્ઞાની પણ આપ જ છો. પુનઃ મહાન્ કર્તા પણ આપ જ છો.

लोकाध्यक्षः सुराध्यक्षो धर्माध्यक्षः कृताकृतः ।
चतुरात्मा चतुर्व्यूहश्चतुर्दंष्ट्रश्चतुर्भुजः ॥ १५ ॥

**लोकाध्यक्षः**-( ૧૩૩ ) સર્વ લોકોના અધ્યક્ષ અગ્રણી પણ આપ જ છો, સર્વ લોકોના નેતા પણ આપ જ છો. પુનઃ જીવ માત્રના નિયામક આપ જ સર્વ જગતના મુખ્ય કારણ છો.

**सुराध्यक्षः**-(૧૩૪) સુર એટલે દેવતા અને તેમના અધ્યક્ષ એવા ઇંદ્ર તેના પણ આપ નેતા છો. પુનઃ સર્વ દેવોના આપ ઇષ્ટદેવ છો.

**धर्माध्यक्षः**-(૧૩૫) ધર્મના અધ્યક્ષ એટલે અગ્રણી પણ આપ જ છો. ધર્મ માત્રની પ્રસુતિ પણ આપ જ છો. પુનઃ આપનું નામ સ્મરણ સર્વ ધર્મોનું બીજ છે.

**कृताकृतः**-(૧૩૬) કૃત એટલે કરેલા કાર્યરૂપ અને અકૃત એટલે કાર્યના કારણરૂપ એ ઉભયરૂપે આપ એક જ છો. પુનઃ નિમિત્ત કારણ અને ઉપાદાન કારણ એવા અભિન્ન નિમિત્તોપાદાન કારણ પણ આપ જ છો, અને જગતના કર્તારૂપે પણ આપ જ છો. પુનઃ આપ જ આપમાં આપરૂપે સ્વપ્ન સૃષ્ટિની પેઠે જગત રચના કરનારા છો.

**चतुरात्माः**-(૧૩૭) [1]સમષ્ટિગત અને [2]વ્યષ્ટિમત, સ્થુળ, સુક્ષ્મ, કારણ અને મહાકારણ એ ચાર દેહોમાં અનુસ્યૂત રહેલા,

---

(૧) સમષ્ટિ એટલે સમૂહ અથવા વૈરાટસ્વરૂપ. (૨) વ્યષ્ટિ એટલે વૈરાટની અંદર રહેલા પ્રત્યેક પૃથક્ પૃથક્ રૂપ.

અને ચારે સ્થિતિઓમાં ભિન્નભિન્નપણે જણાઇ રહેતા આપ એક હોવા છતાં ચાર પ્રકારે જણાઓ છો. પુનઃ બુદ્ધિની ચાતુર્યવાળા એટલે મહાન બુદ્ધિશાળી પણ આપ જ છો. પુનઃ બુદ્ધિશાળીઓની અવધિરૂપ પણ આપ જ છો.

**चतुर्व्यूहः**-(૧૩૮) શ્રીકૃષ્ણ, બલરામ, પ્રદ્યુમ્ન અને અનીરૂદ્ધ એ ચારેના વ્યૂહ (સમૂહ) રૂપે આપ જ છો. જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુર્યા એ ચારે અવસ્થાની રચનામાં ગોઠવાઇ રહેનારા પણ આપ જ છો. આપ અખંડ અદ્વૈત એક છો. તો પણ ચાર જુદા જુદા રૂપમાં ચાર જુદા જુદા પ્રકારે ભાસી રહેનારા પણ આપ જ છો. પુનઃ ચાતુર્યની મૂર્તિ પણ આપ જ છો. પુનઃ ચાર પ્રકારની રચનારૂપ પણ આપ જ છો.

**चतुर्दंष्ट्रः**-(૧૩૯) ચાર દાઢોવાળા પણ આપ જ છો, એટલે કે મનુષ્ય આકૃતિરૂપે પણ આપ જ છો. પુનઃ નિત્ય,[૧] નૈમિત્તિક,[૨] પ્રાકૃતિક[૩] અને દૈન્ય[૪] એવા ચાર પ્રકારના પ્રલય કરનારા પણ આપ જ છો.

**चतुर्भुजः**-(૧૪૦) ચાર ભુજારૂપે પણ આપ જ છો. પુનઃ ચાર ભુજાવાળા પણ આપ જ છો. પુનઃ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર આપની ભુજા છે.

भ्राजिष्णुर्भोजनं भोक्तासहिष्णुर्जगदादिजः ।
अनघो विजयो जेता विश्वयोनिः पुनर्वसुः ॥ १६ ॥

---

(૧) નિત્ય એટલે નિરંતર ચાલતો રહેતો; (૨) નૈમિત્તિક એટલે કોઈપણ નિમિત્ત અથવા કારણને લેઇને થતો, (૩) પ્રાકૃતિક એટલે પ્રકૃતિમાં લય થતો. (૪) દૈન્ય એટલે દરરોજનો નિદ્રામાં થતો સુષુપ્તિરૂપ.

**भ्राजिष्णुः**-(૧૪૧) આપનાથી સર્વ પ્રકાશે છે. યાવત્ પ્રકાશના અધિષ્ઠાનરૂપ પણ આપ જ છો.

**भोजनम्**-(૧૪૨) મુમુક્ષુઓને આપની સ્વરૂપ પ્રાપ્તિ ભોજનની પેઠે તૃપ્તિ કરાવનારી છે, માટે આપ જ ભોજનરૂપ છો.

**भोक्ता**-( ૧૪૩ ) વ્યક્તિ જીવોમાં ભોગવનારપણે આપ જ રહેલા છો.

**सहिष्णुः**-( ૧૪૪ ) આપ જ સર્વ સંકટો અથવા અનર્થોને સહન કરનારા છો. પુનઃ દૈત્યો સાથે લઢતાં શસ્ત્રોના પ્રહારોને સહન કરનારા પણ આપ જ છો. પુનઃ નાસ્તિકો અને અધર્મિઓની નિંદા સહન કરનારા પણ આપ જ છો.

**जगदादिजः**-( ૧૪૫ ) જગતના આદિરૂપે તત્વ બ્રહ્મ પણ આપ જ છો પુન; જગતના આદિ બ્રહ્મારૂપે પણ આપ જ છો. પુનઃ જગતના આદિ કારણરૂપે પણ આપ જ છો.

**अनघः**-( ૧૪૬ ) સર્વે પાપોથી રહિત, અને સર્વ દોષોથી રહિત આપ શુદ્ધ સત્વ એવા બ્રહ્મતત્વ છો. [1]અનામય અને નિત્ય મુક્તપદ પણ આપ જ છો. '

**विजयः**-(૧૪૭) અસંગતારૂપ શસ્ત્રવડે માયિક પ્રપંચોનું મૂળ કાઢનારા પણ આપ જ છો. તેથી આપ વિજયરૂપ છો. પુનઃ દૈત્યો સાથે રણસંગ્રામમાં વિજય મેળવનાર પણ આપ જ છો.

**जेता**-(૧૪૮) મન અને ઇંદ્રિઓને જીતનારા પણ આપ જ છો. પુનઃ લીલાવતારોમાં દૈત્યરૂપ શત્રુઓને જીતનારા પણ આપ જ છો.

---

૧ અનામય એટલે રોગરહિત; નિત્યસુખરૂપ.

**विश्वयोनिः** (૧૪૯)-જગત સર્વના ઉત્પત્તિ સ્થાન પણ આપ જ છો. પુનઃ વિશ્વ એજ જેની યોનિ છે એવા વિશ્વયોનિ પણ આપ જ છો.

**पुनर्वसुः** (૧૫૦)-પૃથ્વીના કાર્યરૂપ સ્થૂળ શરીરોમાં આપ પુનઃ પુનઃ વસનારા છો. એટલે પુનઃ પુનઃ સ્થૂળ શરીરોને ધારણ કરનારા છો.

उपेन्द्रो वामनः प्रांशुरमोघः शुचिरूर्जितः ।

अतीन्द्रः संग्रहः सर्गो धृतात्मा नियमोयमः ॥ १७ ॥

**उपेन्द्र** (૧૫૧)-ઉપ એટલે નાના, ઇંદ્રના નાના ભાઇ ઉપેન્દ્ર એટલે વામનરૂપ પણ આપ જ છો; ઇંદ્ર પણ આપ છો. ઉપેન્દ્રરૂપ પણ આપ છો.

**वामनः** (૧૫૨)-વામન અવતાર લેનારા પણ આપ જ છો..

**प्रांशुः** (૧૫૩)-વૈરાટ થનાર; વામનરૂપ હોવા છતાં બલિરાજા પાસેથી ત્રણ પગલાં પૃથ્વીનું દાન લઇને વૈરાટરૂપ ધારણ કરનારા પણ આપ જ છો. પુનઃ સમષ્ટિગત અને વ્યષ્ટિગત પ્રતિનિઓરૂપે પણ આપ જ છો.

**अमोघः** (૧૫૪)-અ=નહિ, મોઘ=મૂલ્ય[1] આપ ઉદાર ચિત્તવાળા છો; દયાળુ છો. અને દાતારના પણ દાતાર આપ જ છો. આપનું નામ સ્મરણ ભાવે કે અભાવે, જ્ઞાન કે અજ્ઞાન પણે કરેલું કદિ પણ વ્યર્થ જતું નથી. પુનઃ આપને ઉદ્દેશીને કરેલા કર્મ કદિ ફળથી રહિત થતાં નથી.

---

૧ મૂલ્ય=આપના નામ સ્મરણની કીંમત; અમૂલ્ય એટલે કીંમત કરી ન શકાય તેવી.

**शुचिः** (૧૫૫)–આપ પવિત્ર આત્મારૂપ છો. અને આપનું નામ સ્મરણ કરનારાઓને પણ આપ પવિત્ર કરનારા છો.

**ऊर्जित** (૧૫૬)–પ્રૌઢ આપ એક જ મહાન બળવાળા અને સર્વ શક્તિમાન પરમાત્મા છો. પુનઃ શક્તિમાનોની શક્તિ પણ આપ જ છો. પુનઃ બળ અને પરાક્રમના ધોધરૂપ આપ જ છો.

**अतीन्द्रः** (૧૫૭)–આપ ઇન્દ્રના પણ ઇન્દ્ર અને તેમના પણ ઇન્દ્ર એવા સર્વ પ્રભુતાના સ્વામી છો. પુનઃ ઇંદ્રિયોથી પર એવા કૂટસ્થ આત્મા પણ આપ જ છો.

**संग्रहः** (૧૫૮)–પ્રલયકાળે અથવા મૃત્યુકાળે દશ્ય જગતને સંકેલી લેનારા અને સર્વને બીજરૂપે સંગ્રહ કરી રાખનારા એવા આપ સર્વના સંગ્રહરૂપ છો.

**सर्गः** (૧૫૯) જગતની ઉત્પત્તિરૂપ પણ આપ જ છો. પુનઃ સુષુપ્તિમાંથી સ્વપ્ન રચના, પુનઃ સુષુપ્તિમાંથી જાગૃત રચના, પુનઃ અવ્યક્તમાંથી વ્યક્ત, નિરાકારમાંથી સાકાર, એવા પ્રવાહરૂપે પ્રવૃત્તિઓ પણ આપ જ છો. પુનઃ ઉત્પત્તિકાળે આપ જ દશ્ય જગતના સ્રષ્ટા છો.

**धृतात्माः** (૧૬૦)–જગત સર્વને ધારણ કરનારા પણ આપ જ છો. વ્યષ્ટિગત જગતોને ધારણ કરનારા પણ આપ જ છો. સર્વ જગતરૂપે આપજ પ્રતીત થાઓ છો.

**नियमः** (૧૬૧)–સર્વ વિશ્વને નિયમમાં રાખનારા પણ આપ જ છો. નિર્માણ કરેલી વ્યવસ્થા ( પ્રારબ્ધ ) ભોગવાવનાર પણ આપ જ છો. પુનઃ દેવતાઓને જુદાં જુદાં કામો સોંપનારા પણ આપ જ છો.

**यमः** (૧૬૨)—આપના નિર્માણ કરેલા નિયમો તોડનારાઓને શિક્ષા કરનારા પણ આપ જ છો. પુનઃ યોગશાસ્ત્રના સાધનરૂપ યમ નિયમ રૂપ આપ જ છો. પુનઃ ભૂત પ્રાણીઓનો પ્રાણાંત કરનાર કાળમૂર્તિ યમરાજ પણ આપ જ છો.

वेद्यो वैद्यः सदायोगी वीरहा माधवो मधुः ।
अतीन्द्रियो महामायो महोत्साहो महाबलः ॥ १८ ॥

**वेद्यः** (૧૬૩)—જગતમાં આપ જ જાણવા યોગ્ય વસ્તુ છો. આપનું જ્ઞાન એ જ સત્ય અધિષ્ઠાન જ્ઞાન છે, અને તે જ સર્વ જીજ્ઞાસુને જાણવા યોગ્ય જ્ઞાન છે. પુનઃ વેદના જ્ઞાનદ્વારાએ જ આપ જણાઇ શકાઓ એવા છો પુનઃ સર્વ પ્રાણીઓમાં જ્ઞાનરૂપે આપ સ્થિતિ કરીને રહ્યા છો. તેથી જ્ઞપ્તિત્વ છો.

**वैद्यः** (૧૬૪)—શારીરિક વિદ્યાના જાણનારા પણ આપ જ છો. પુનઃ ઔષધિને જાણનારા પણ આપ છો. પુનઃ ભવરૂપી રોગને હણનારા ગુરૂરૂપ વૈદ્ય પણ આપ છો. પુનઃ શારીરિક રોગોની દવા કરનારા સર્વ પ્રાણીઓમાં રહેનારા વૈદ્ય પણ આપ છો.

**सदायोगीः** (૧૬૫)—આપ સદા સર્વદા સ્વસ્વરૂપે સ્થિતી કરનારા છો. તુર્યા અવસ્થામાં સદા સ્થિતિ કરી રહેનારા પણ આપ જ છો.

**वीरहाः** (૧૬૬)—આપ લીલાવતારોમાં મોટમોટા વીર યોદ્ધાઓનો પણ નાશ કરનારા છો. પુનઃ કામ, ક્રોધ, લોભ, મોહ, મત્સર, અને અહંકારના, આવેશોરૂપી યોદ્ધાઓનો નાશ કરનાર એટલે સંહાર કરનાર પણ આપ જ છો. પુનઃ ધર્મ અને સાધુઓની રક્ષા માટે દૈત્યોનો નાશ કરનારા પણ આપ જ છો.

**માધવઃ** (૧૬૭)–આપ લક્ષ્મીના પતિ છો. પુનઃ માયા વિશિષ્ટ માયાપતિ પણ આપ જ છો.

**મધુઃ** (૧૬૮)–મધુદૈત્યનો નાશ કરનાર પણ આપ જ છો. પુરૂષ પ્રયત્ન કરવામાં ભક્ત લોકોને મીઠાશ આપનારા પણ આપ જ છો. પુનઃ તેમાં વધારો કરનારા અને તેમાં ઉત્સાહ કરાવનાર પણ આપ જ છો.

**અતીન્દ્રિયઃ** (૧૬૯)–ઇંદ્રિઓ જન્યજ્ઞાનની પેલી પાર પણ આપ જ છો. પુનઃ અગોચર અને અગમ્ય પદ પણ આપ જ છો. પુનઃ અતીન્દ્રિય પદ હોવા છતાં સર્વે ઇંદ્રિઓને ભોગવનારા તથા તેમને સત્તા સ્ફુર્તિ આપનારા પણ આપ જ છો.

**મહામાયઃ** (૧૭૦)–મહામાયારૂપ પણ આપ જ છો. અઘટ ઘટના અને અપટ પટના એટલે [1]આવરણ અને [2]વિક્ષેપ. [3]અસંભાવના અને [4]વિપરીત ભાવના, અથવા [5]મુળા અને [6]તુળા માયા પણ આપ જ છો. પુનઃ જાદુના જેવી ઇંદ્રજાળ કરનાર પણ આપ

૧ આવરણ એટલે આત્માના સ્વસ્વરૂપને આચ્છાદન કરનાર અથવા ઢાંકનાર.

૨ વિક્ષેપ એટલે સ્વસ્વરૂપમાં ક્ષોભ કરનાર અથવા નઠતર કરનાર અથવા વિક્રિયા કરનાર.

૩ અસંભાવના એટલે સ્વસ્વરૂપનો અસંભવ અથવા નથીપણું બતાવનાર.

૪ વિપરીત ભાવના એટલે સ્વસ્વરૂપે નથી પણ તેથી અન્ય ઉલટા સ્વરૂપે છે એવું બતાવનાર.

૫ મૂળા એટલે મૂળની; પ્રથમ થએલી.

૬ તુળા એટલે મૂળા માયામાથી ઉત્પન્ન થએલી, અવિદ્યામાયા.

જ છો. પુનઃ આપ માયાવીના પણ માયાવી છો, એટલે માયાવી-ઓના અવધિરૂપ છો. પુનઃ મહા માયાવી હોવા છતાં પોતાનાં ભક્ત-જનોને માયા જાળથી બચાવી લેનારા પણ આપ જ છો. પુનઃ "મા" એટલે 'શું' અને "યા" એટલે 'નહિ' માયામાં શું નથી. એટલે માયામાં નામ રૂપાત્મક સર્વ છે. આપજ માયાને લઇને સર્વ રૂપે જણાઓ છો. તેથી મહામાયા પણ આપ જ છો. વ્યક્તિ જીવોને પૂર્વપૂર્વની સ્વરૂપ સ્થિતિઓની વિસ્મૃતિ કરાવીને ઉત્તરોત્તર, ચિત્ર વિચિત્ર, સ્વપ્ન અને સ્વપ્નાંતરોની પેઠે લોક અને લોકાંતર પ્રતીતિઓ કરાવનાર પણ આપ જ છો.

**મહોત્સાહઃ** (૧૭૧)–સંસારક્રમ ચાલતો રાખવામાં આપને મોટો ઉમંગ રહે છે. સંસારમાં ઉત્સાહ રાખનારા પણ આપજ છો.

**મહાબલઃ** (૧૭૨)–બળવાનોના બળરૂપ પણ આપ જ છો, તેથી મહા બળવાન પણ આપ જ છો.

महाबुद्धि र्महावीर्यो महाशक्ति र्महाद्युतिः ।
अनिर्देश्य वपुः श्रीमानमेयात्मा महाद्रिधृक् ॥ १९ ॥

**મહાબુદ્ધિઃ** (૧૭૩)–બુદ્ધિમાનની બુદ્ધિ પણ આપ જ છો તેથી મહાન બુદ્ધિ પણ આપ જ છો.

**મહાવીર્યઃ** (૧૭૪)–મહાન પરાક્રમી પણ આપ જ છો.

**મહાશક્તિઃ** (૧૭૫)–સર્વ શક્તિઓમાં મોટી શક્તિ એવી ચૈતન્ય શક્તિ પણ આપ જ છો.

**મહાદ્યુતિઃ** (૧૭૬)–મહાન સ્વરૂપવાન, તેજસ્વિ, અને કાંતિમાન પણ આપ જ છો.

**अनिर्देश्यवपुः** (૧૭૭)-અ=નહિ, નિર્દેશ્ય=બતાવી શકાય તેવું, વપુ=શરીર આપ દેશ, કાળ, અને વસ્તુ પરિચ્છેદ રહિત એવા સર્વત્ર અને સર્વ વ્યાપક ચિદાકાશરૂપ શરીરવાળા છો. પુનઃ આપનું શરીર [૧]વ્યકિતપણાથી રહિત છે, કારણ કે આપ નિરાકાર, અનંત, અને અપાર છો.

**श्रीमान्** (૧૭૮)-જગતમાં લક્ષ્મીવાળા પણ આપ જ છો. પુનઃ સ્વરૂપ જ્ઞાન બ્રહ્મ વિદ્યાવાળા પણ આપ જ છો.

**अमेयात्मा**-(૧૭૯)-અમેય=અમાપ, આત્મા=બુદ્ધિ અમાપ બુદ્ધિવાળા, અને અનંત કળાવાળા પણ આપજ છો.

**महाद्रिधृक्** ( ૧૮૦ )—મોટા મોટા પર્વતો ધારણ કરનારા પણ આપ જ છો.

महेष्वासो महीभर्ता श्रीनिवासः सतांगतिः ।
अनिरुद्धः सुरानन्दो गोविन्दो गोविदांपतिः ॥ २० ॥

**महेष्वासः** ( ૧૮૧ )—મોટ મોટાં ધનુષ્યોને ધરનારા પણ આપ જ છો. પુનઃ પ્રણવ રૂપ ધનુષ્યને ધારણ કરનારા પણ આપ જ છો. પુનઃ મહતત્વ રૂપ ધનુષ્યને ધારણ કરનારા પણ આપ જ છો. મોટાં બાણ ફેંકનારા પણ આપ છો; મહા=મોટા, ઇષુ=બાણ, આસ=ફેંકનારા.

**महीभर्ता** ( ૧૮૨ )—મહી એટલે પૃથ્વી તેના સ્વામી પણ આપ જ છો. પુનઃ તેને ધારણ કરનારા પણ આપ જ છો. પુનઃ પૃથ્વીનાં ભૂત પ્રાણીઓનું ભરણ પોષણ કરનારા પણ આપ જ છો. પુનઃ

---

૧ વ્યક્તિ એટલે સાકાર દેહ.

પૃથ્વીમાં ભરપૂર રહેનારા પણ આપ જ છો. પુનઃ પૃથ્વીનાં કાર્યો રૂપ શરીરોમાં ભરપૂર રહેનારા પણ આપ જ છો.

**श्रीनिवासः** ( ૧૮૩ )—આપ લક્ષ્મીનાં આવાસ રૂપ તથા આશ્રય રૂપ અધિષ્ઠાન પદ છો. પુનઃ વિદ્યા માયા એવી બ્રહ્મ વિદ્યાને ધારણ કરનારા પણ આપ જ છો. પુનઃ શ્રી એટલે શોભા યાવત્ માત્રની શોભાના નિવાસ રૂપ આપ છો.

**सतांगतिः** ( ૧૮૪ )—સંત, ભક્ત, તેમજ પરમ હંસ જનોની (સ્વસંવેદ્ય[1]) અને સ્વસ્વરૂપ ગતિ પણ આપ જ છો. પુનઃ છેવટની નિશ્ચયાત્મક સદ્‌ગતિ શ્રેષ્ઠ ગતિ એવી બ્રહ્મ ગતિ પણ આપ જ છો.

**अनिरुद्धः** ( ૧૮૫ )—અ=નહિ, નિરૂદ્ધ=રોકાએલો અથવા નિરોધ થએલો, આપ સર્વ વ્યાપક તત્વ ચિદાકાશ છો તે છતાં અનિર્વચનીય માયા અણુમાં અને પુનઃ તેના કાર્ય રૂપ મહતત્વમાં અને પુનઃ તેની વિકૃતિમાં સ્થૂળ શરીરમાં નિરોધ થવાથી અઘટ ઘટનાનો વિસ્તાર કરનારા પણ આપ જ છો. પુનઃ મહા કારણ દેહના આત્મા પણ આપ જ છો.

**सुरानन्दः** ( ૧૮૬ )—સુર એવા દેવતાઓના આનંદ રૂપ પણ આપ છો. પુનઃ ઇંદ્રિઓ અને તેમના દેવતાઓના જીવન ચૈતન્ય પણ આપ છો.

---

૧ સ્વસંવેદ્ય=સર્વ જીવો મૃત્યુ પછી કર્મ વાસના પ્રમાણે પરલોક એવી લોકાંતર સ્થિતિને ( સ્વપ્ન દશા પેઠે ) પોતે જ દેખે છે, અનુભવ કરે છે અને જાણે છે, અન્ય જીવો તે દેખી શકતા કે જાણી શકતા નથી કારણ કે વ્યક્તિ આત્મા અભેદ્ય છે. સર્વ જીવો પોત પોતાનો આગવો ચિત્ર વિચિત્ર પૃથક્ પૃથક્ અનુભવ કરે છે.

**गोविन्दः** ( ૧૮૭ )—આપ "ગો" એટલે ઇંદ્રિઓના જાણુનારા છો. "ગો" એટલે પૃથ્વી અને પૃથ્વીના કાર્ય રૂપ સ્થૂળ શરીરને જાણનારા ક્ષેત્રજ્ઞ છો. પુનઃ "ગો" એટલે બ્રહ્મ વિદ્યાના પણ જાણનારા છો. પુનઃ લીલાવતારોમાં કૃષ્ણ રૂપે "ગો" એટલે ગાયોને ચારનારા ગોપ રૂપ પણ આપ જ છો. પુનઃ ઇંદ્ર, ઇંદ્રિઓ, ગોપીઓ, ગોવાળો, ગાયો એ સર્વના પતિ પણ આપ જ છો.

**गोविदांपतिः** ( ૧૮૮ )—'ગો' એટલે ઇંદ્રિઓ તેમના દેવતા અને તે દેવતાઓને પણ જાણનારા આપ છો. તેથી આપ દેવતાઓના પણ દેવતા અને તેમના જાણનારા અને તેમના પતિ પણ આપ જ છો. પુનઃ વેદ જ્ઞાતા પણ આપ જ છો. પુનઃ કૃષ્ણાવતારમાં ગોપ જનોના પતિ એટલે અગ્રેસર પણ આપ છો. પુનઃ વ્યક્તિ ક્ષેત્રજ્ઞોના સ્વામી પણ આપ છો.

मरीचिर्दमनो हंसः सुपर्णो भुजगोत्तम ।
हिरण्यनाभः सुतपाः पद्मनाभः प्रजापतिः ॥ २१ ॥

**मरीचिः** ( ૧૮૯ )—આપ તેજસ્વીઓના પણ તેજ રૂપ અને સૂર્યના પણ સૂર્ય છો, એટલે સૂર્યના પ્રકાશક પણ આપ જ છો.

**दमनः** ( ૧૯૦ )—જગત રચનાની વ્યવસ્થા જાળવવા માટે લોક પાળ આદિ દેવતાઓને શિક્ષા કરનારા પણ આપ જ છો. પુનઃ મન અને ઇંદ્રિઓનું દમન કરીને તેમને વશ કરનારા પણ આપ જ છો.

**हंसः** ( ૧૯૧ )—સંકોચ[૧] અને વિકાસ[૨] જેની શક્તિ છે

---

૧ સંકડાઇ નાના થઈ જવું. કીડીના શરીરમાં કીડી જેવડા થઇ જવું.

૨ પહોળા મોટા થઈ જવું. હાથીના શરીરમાં હાથી જેવડા, પિંડમાં પિંડ જેવડા, અને બ્રહ્માંડમાં બ્રહ્માંડ જેવડા થઈ જવાની શક્તિ.

એવા હંસ પક્ષી રૂપ પણ આપ જ છો. અથવા જીવ રૂપ હંસ પણ આપ જ છો. બ્રહ્મ જ્ઞાનિઓને દ્વૈતપણાના ભયથી મુક્ત કરનારા પણ આપ જ છો. પુનઃ આત્મ અને અનાત્મ વસ્તુપણાનો વિવેક કરનારા પણ આપ છો. પુનઃ સંન્યાસી પણ આપ છો.

**सुपर्णः** ( ૧૯૨ )—મહાન વેગવાન પાંખોવાળા પણ આપ જ છો. પુનઃ માયા વિશિષ્ટ અને અવિદ્યા વિશિષ્ટ થઇને ઈશ્વર અને જીવ રૂપ પક્ષી પણ આપ જ છો. વેદ રૂપ ગરૂડના સ્વામી પણ આપ જ છો.

**भुजगोत्तमः** ( ૧૯૩ )—પૃથ્વીમાંથી ઉત્પન્ન થનારા સર્પોમાં આપ સર્વથી શ્રેષ્ઠ સર્પ શેષનાગ રૂપ છો.

**हिरण्यनाभः** ( ૧૯૪ )—આપની નાભિમાં સુવર્ણ છે, એટલે સુવર્ણવાળા શાળીગ્રામ રૂપ આપ છો. પુનઃ હિરણ્ય ગર્ભ એવું મહ-તત્વ અથવા બ્રહ્મનું પ્રથમ સ્ફુરણ એ પણ આપ જ છો.

**सुतपाः** ( ૧૯૫ )—તપ કરનારાઓમાં શ્રેષ્ઠ તપ કરનાર આપ છો. માયા અને પ્રકૃતિમાં રહેવા છતાં આપ તેમના ગુણોથી અસંગ રહેનારા છો. પુનઃ મન અને ઇંદ્રિઓનો નિગ્રહ કરનારા પણ આપ છો.

**पद्मनाभः** ( ૧૯૬ )—પદ્મ જેવી સુંદર નાભિવાળા પણ આપ છો. પુનઃ પદ્મનાભ જેના નાભિ કમળમાંથી બ્રહ્માની ઉત્પત્તિ થાય છે એવા પદ્મ નાભિવાળા પણ આપ છો.

**प्रजापतिः** ( ૧૯૭ )—પોતાની ઉત્પન્ન કરેલી પ્રજાનું રક્ષણ કરનારા પણ આપ જ છે.

अमृत्युः सर्वदृक् सिंहः संधाता सन्धिमान स्थिरः ।
अजो दुर्मर्षणः शास्ता विश्रुतात्मा सुरारिहाः ॥ २२ ॥

**अमृत्युः** ( ૧૯૮ )—આપ મૃત્યુથી રહિત છો, કારણ કે આપ અજન્મા છો. સદા અવિકારી પદ છો. પુનઃ અસ્તિ, જાયતે, આદિ ષડ્ વિકાર રહિત પણ આપ જ છો. અ=નહિ, મૃત્યુ=નાશ, નાશ રહિત એટલે અવિનાશી[1] છો.

**सर्वद्रक्** ( ૧૯૯ )—દશ્ય જગતને જોનારા પણ આપ જ છો. દશ્ય સર્વેના દૃષ્ટા અને ક્ષેત્રજ્ઞ પણ આપ જ છો. પુનઃ યાવત્ પ્રાણીઓની ક્રીયાઓને જોનારા પણ આપ જ છો.

**सिंहः** ( ૨૦૦ )—સિંહ જેવા પરાક્રમવાળા પણ આપ જ છો. પુનઃ નૃસિંહ રૂપ ધરનારા પણ આપ જ છો. અવસ્તુ રૂપ માયા પ્રતીતિમાં આત્મા રૂપે ગર્જી રહેનારા પણ આપ જ છો.

**संधाता** ( ૨૦૧ )—તુટેલાને ફરી સાંધનારા પણ આપ જ છો. વિયોગના સંયોગ કરાવનારા પણ આપ જ છો. પુનઃ જગત

---

૧ મૃત્યુ થવામા જીવાત્માનો સમૂળગો નાશ થતો નથી તેથી તે અવિનાશી છે પણ તેની અવસ્થા બદલાય છે, જેમ જાગ્રતમાંથી સુષુપ્તિ, અને સુષુપ્તિમાથી સ્વપ્ન અવસ્થા થાય છે તેમ, વળી સ્વપ્નમા જેમ દેશાંતર જવાનો અનુભવ થાય છે તેમ મૃત્યુ પછી સમષ્ટિ પદમા કૂટસ્થ રહ્યા થકો જીવાત્મા દેહાંતર અને લોકાંતર ગતિઓના અનુભવ કરે છે, મૃત્યુ સમયે પૂર્વા પરના અહં મમ દેહાધ્યાસને લઇને જીવાત્માને દેહનો વિયોગ થવામાં જીર્ણ વસ્ત્ર બદલવા પેઠે ખોળીયું બદલવાનું જે થાય છે તેથી સામાન્ય નથી. જાગ્રતમાથી સુષુપ્તિ અને સુષુપ્તિમાથી સ્વપ્ન એવો અવસ્થાનો સામાન્ય ફેરફાર થવા જેવું નથી, પણ મૃત્યુ કાળે તો કલ્પાંત ( મહા પ્રલય ) જેવું. અને મહા પ્રલય જેટલું દુઃખ જીવાત્માને થાય છે. જ્યારે તેનું વ્યક્તિ અહંપણુ નાશ થાય છે ત્યારે તે છેવટનું મૃત્યુ ગણાય છે, આપ વ્યક્તિથી રહિત અવ્યક્ત પદ છો તેથી આપ અમૃત્યુ છો.

સર્વને ધારણ કરનારા પણ આપ જ છો. પુનઃ રાત્રિ અને દિવસ, તેમજ ભૂત, ભવિષ્ય, અને વર્તમાન કાળની સંધિ રૂપ પણ આપ જ છો. ભિન્ન એવા જીવ અને ઈશ્વર એ ઉભયની સંધિ રૂપ એટલે ઐક્યતા રૂપ આપ છો.

**સંધિમાનઃ** ( ૨૦૨ )—ભક્ત જનોને આપની સાથે જોડનારા, અથવા સારૂપ્ય કરનારા પણ આપ જ છો.

**સ્થિરઃ** ( ૨૦૩ )—આકાશની પેઠે એકની એક જગ્યાએ અચળ રહેનારા પણ આપ જ છો. સદા અવિકારી સ્થિતિમાં રહેનારા પણ આપ જ છો. પુનઃ માયા પ્રપંચમાં આ લોક અને પરલોક આદિ પ્રતીતિઓ કરાવવા છતાં કુટસ્થ પણે રહેનારા પણ આપ છો.

**અજઃ** ( ૨૦૪ )—જન્મ તેમજ આકારથી રહિત પણ આપ જ છો. પુનઃ જાય તે, અસ્તિ, વર્ધતે, વિપરીણું, અપક્ષીયતે અને વિનશ્યતિ એ ષટ વિકારો સ્થૂળ દેહની સાથે સબંધ રાખે છે, તેથી સ્થૂળ દેહને જન્મ છે. આત્માને નથી. આપ સદા અવિનાશી આત્મપદ છો.

**દુર્મર્ષણઃ** ( ૨૦૫ )—વ્યક્તિ ભાવમાં અને લીલાવતારોમાં આપનો પ્રતાપ દુર્જનોથી સહન ન કરી શકાય તેવો છે. જીવોએ કરેલા કર્મોનાં ફળની વ્યવસ્થા કરનારા પણ આપ જ છો.

**શાસ્તાઃ** ( ૨૦૬ )—જે કોઈ વ્યક્તિ આડી અવળી ચાલે તેને શિક્ષા કરનારા પણ આપ જ છો. પુનઃ વ્યક્તિ જીવોને પ્રારબ્ધ રૂપ શાસન કરનારા પણ આપ જ છો. પુનઃ સર્વને રસ્તે પાડનારા પણ આપ છો. પુનઃ સર્વને સુધારનારા પણ આપ છો.

**विश्रुतात्मा**: ( ૨૦૭ )—સર્વ વ્યક્તિઓમાં વિશેષ સાંભળનારા તેમજ દૂરની વાત સાભળનારા તથા જાણનારા પણ આપ જ છો. પુનઃ કથા કીર્તન અને ગુણાનુવાદથી અનેક વ્યક્તિઓથી શ્રવણ કરાએલા એવા પણ આપ જ છો. પુનઃ વ્યક્તિઓનું મનોમય એટલે માનસિક કહેવું તેને પણ આપ તત્કાળ સાંભળનારા છો. પુનઃ સર્વની વાત નિરંતર સાંભળવાને આપનાં શ્રોત્ર સદા તત્પર રહેનારાં છે, પુનઃ જગતમાં આપની જ કારીગરીનાં ( કુદરતનાં ) વખાણ જ્યાં ત્યાં સંભળાઇ રહે છે, તેથી આપ પ્રૌઢ પ્રતાપી વિશ્રુત આત્મા છો, એટલે વિશેષ સંભળાઇ રહેલા છો.

**सुरारिहा**: ( ૨૦૮ )—સુર એવા દેવો તેમના શત્રુ દૈત્યો તેમનો નાશ કરનારા પણ આપ છો.

गुरुर्गुरुतमो धाम सत्यः सत्य पराक्रमः ।
निमिषोऽनिमिषः स्रग्वी वाचस्पति रुदारधीः ॥ २२ ॥

**गुरुः** ( ૨૦૯ )—સર્વને તત્વ બ્રહ્મનો ઉપદેશ આપનારા પણ આપ જ છો છંદમાં ગુરૂ માત્રા પણ આપ જ છો પુનઃ ભારેમાં ભારે પણ આપ જ છો

**गुरुतमः** ( ૨૧૦ )—આપ ગુરૂના પણ ગુરૂ છો સર્વ પ્રાણીઓને બુદ્ધિ જ્ઞાન આપનારા પણ આપ જ છો અને ભવસાગરના તારનારા પણ આપ જ છો

**धाम**: ( ૨૧૧ )—આપ જ અક્ષય ધામ છો. પુનઃ જે ધામમાં એક વાર પ્રવેશ કર્યા પછી ફરી પાછું વળવું પડતું નથી એવા શ્રેષ્ઠ ધામ પણ આપ જ છો છેવટની બ્રહ્મ ગતિ પણ આપ

જ છો. સર્વને ઠરવાનું ઠેકાણું પણ આપ છો. એટલે નિજ સ્વરૂપ પ્રાપ્તિ પણ આપ છો. આપની પ્રાપ્તિ થયા બાદ તેથી વિશેષ પ્રાપ્તિ કરવાની કોઇને કામના રહેતી નથી એવા શ્રેષ્ઠ ધામ આપ છો.

**सत्यः** (૨૧૩)–સત્ય એટલે સાચા–સત્ય સંકલ્પવાળા પણ આપજ છો.

**सत्यपराक्रमः** (૨૧૩)–આપનાં સર્વ પરાક્રમો સત્ય છે.

**निमिषः** (૨૧૪)–કાળનું પ્રથમપણું એટલે નેત્રોના પલકારા રૂપ કાળ પણ આપજ છો. પુનઃ ભજન, સ્મરણ કે સંયમ કરતાં ઉંઘનું ઝોકું, તંદ્રા કાળ પણ આપજ છો.

**अनिमिषः** (૨૧૫)- આપ સદા ત્રણે અવસ્થામાં જ્ઞાન જાગ્રત છો.

**स्रग्वी** (૨૧૬)--લીલાવતારોમાં સુગંધીદાર પુષ્પોની માળા ધારણ કરનારા પણ આપજ છો.

**वाचस्पतिरुदारधीः** (૨૧૭)–આપ વાણીના પતિ છો, અને આપની બુદ્ધિ અનંત અને અપાર છે. પુનઃ સર્વ પ્રાણીઓને વાચા ઉચ્ચાર અને બુદ્ધિજ્ઞાન આપનારા પણ આપજ છો. પુનઃ દેવતાઓના ગુરૂ બૃહસ્પતિ રૂપે પણ આપજ છો.

अग्रणीग्रामणीः श्रीमान् न्यायोनेतासमीरणः
सहस्रमूर्धा विश्वात्मा सेहस्राक्षः सहस्रपात् ॥२४॥

**अग्रणीः** (૨૧૮)–સર્વના આગેવાન પણ આપ છો. સર્વમાં પ્રથમ પદ હિરણ્યગર્ભ અથવા મહતત્વ પણ આપ છો. પુનઃ દેહોમાં પ્રથમ સ્ફૂરણ એવું અહં અસ્મિ પદ પણ આપ છો. પુનઃ અગ્ર એટલે ટોચ અને ટોચની પણ ટોચ આપજ છો. એટલે સુક્ષ્મતમ પણ આપજ છો.

**ग्रामणी**: (૨૨૯)–ગ્રામ એટલે સમૂહવાળા પણ આપ છો. સમષ્ટિ પદ પણ આપ છો. પુનઃ મન, બુદ્ધિ, ચિત્ત અહંકાર, શ્રોત્ર, ચક્ષુ, જિવ્હા, ઘ્રાણ, હસ્ત, પાણિ, પાદ, શિશ્ન, અને ગુદા અને તેમના દેવતાઓ વગેરે સર્વ સંઘાતના અગ્રણી પણ આપ છો.

**श्रीमान्**: (૨૨૦)–લક્ષ્મીવાન પણ આપ છો. સર્વ વિભુતિ વૈભવવાળા પણ આપ છો. શ્રી એટલે માયા તેને તાબે રાખનારા માયાપતિ પણ આપ જ છો.

**न्यायः** (૨૨૧) ન્યાયશાસ્ત્ર પણ આપ છો. અસત્યથી રહિત સત્યવાળા પણ આપ છો; સત્ય એજ આપની મૂર્તિ છે.

**नेता**: (૨૨૨)–આપ નિરાકાર હોવા છતાં માયામાં સાકાર થઇને ઇશ્વરપણે સર્વને નિયમપુર્વક ચલાવનારા છો. પુનઃ જ્ઞાનીઓ અને અજ્ઞાનીઓ સર્વને પોતપોતાના રસ્તા તરફ દોરનારા છો.

**समीरणः** (૨૨૩)–લીલાવતારોમાં રણસંગ્રામ વખતે લડાઇમા શત્રુઓ સાથે આપ સરખા ઉતરનારા છો. પુનઃ શ્વાસોશ્વાસની સરખા ગતિમાં સુષુમ્ણા ગતિ પણ આપ છો. પુનઃ સર્વના પ્રાણચેષ્ટાઓ પણ આપ છો.

**सहस्रमुर्धा** (૨૨૪)–હજારો મસ્તકવાળા પણ આપ છો. પુનઃ નિરાકાર હોવા છતા હજારો આકારો અને હજારો શરીરોવાળા પણ આપ જ છો.

**विश्वात्मा**: (૨૨૫)–સર્વ વિશ્વના આપ અંતરાત્મા છો. પુનઃ સમષ્ટિના પણ આપ અંતરાત્મા છો, કારણ કે જીવ અને ઈશ્વર (ઘટાકાશ અને મઠાકાશ) ના મહદ આકાશ ( ચિદાકાશ ) એવા સર્વ વ્યાપક તત્વ છો. પુનઃ વિશ્વ, તૈજસ અને પ્રાજ્ઞ એમાં વિશ્વ–આત્મા પણ આપ છો એટલે વૈરાટ સ્વરૂપ આપ છો.

**सहस्राक्षः** (૨૨૬)-હજારો નેત્રોવાળા પણ આપ છો. સર્વના દ્રષ્ટા છો. પુનઃ વ્યષ્ટિઓના પણ દ્રષ્ટા છો.

**सहस्रपात्** : (૨૨૭)-હજારો પાદ (પગ) વાળા આપ છો. પુનઃ સમષ્ટિરૂપ હોવાથી સમષ્ટિ અંતરગત વ્યક્તિઓના સર્વપાદ આપનાજ પાદ છે. જગતમાં જેટલા જેટલા પગ છે તે સર્વ આપના જ છે.

आवर्तनी निवृत्तात्मा संवृतः संप्रमर्दनः ।
अहस्संवर्तको वह्निरनिलोधरणीधरः ॥ २५ ॥

**आवर्तन**: (૨૨૮)-લીલાવતાર ધારણ કરીને જગતમાં ધર્મનું તેમજ ભકતોનું રક્ષણ કરવા અને અસુરોનો નાશ કરવાને માટે ફરી ફરીને આવિર્ભાવે (પ્રગટ) થનારા પણ આપ જ છો.

**निवृत्तात्मा**: (૨૨૯)-નિવૃત્તિ પરાયણ રહેનારા એવા શાંત મનવાળા પણ આપ જ છો. પુનઃ સંકલ્પ વિકલ્પરૂપ મનની ક્રિયાઓથી રહિત પણ આપ જ છો. પુનઃ મનની સર્વ ભાંજગડો મૂકી દઇને એકાકીપણું ધારણ કરનારા પણ આપ છો.

**संवृतः** (૨૩૦)-નિર્ગુણ, નિરાકાર, અને અનંત અપાર હોવા છતાં માયાથી આવૃત આચ્છાદન થયેલા પણ આપ જ છો. માયાથી ઢંકાયેલા પણ આપ જ છો. પુનઃ અવિકારી પદમાં રહેલા પણ આપ જ છો.

**संप्रमर्दनः** (૨૩૧)-પ્રપંચ સર્વનો મૂળ સહિત નાશ કરનારા પણ આપ જ છો.

**अहस्संवर्तकः** (૨૩૨) આખા દિવસને સારી રીતે ચલાવનાર પણ આપ છો. પુનઃ સુર્યને ગતિમાન રાખનારા પણ આપ છો.

પુનઃ મનુષ્યોને દિવસમાં સારૂં વર્તન કરાવનારા ધર્મ પળાવનારા પણ આપ છો. પુનઃ મનુષ્યોની ચઢતી અથવા ઉદય કરનારા પણ આપ છો. પુનઃ દિવસ ચર્યાને નિર્વિઘ્ને પાર પાડનારા પણ આપ છો.

**वन्हिः** (૨૨૩)–યજ્ઞના અગ્નિરુપ પણ આપ છો. પુનઃ આપનું નામ સ્મરણ સર્વ પાપોને બાળનારૂં છે. પુનઃ દેહમાં જઠરાગ્નિ એટલે વૈશ્વાનર પણ આપ જ છો.

**अनिलः** (૨૩૪)–સર્વત્ર વ્યાપક મહાન વાયુરૂપ પણ આપજ છો.

**धरणीधरः** (૨૩૫)–પૃથ્વીને ધારણ કરનારા અથવા પૃથ્વીનાં કાર્યરુપ સ્થૂળ શરીરોને ધારણ કરનારા પણ આપ જ છો. પુનઃ આપ જ શેષ નાગરુપ છો. પુનઃ વ્યકિત શરીરોમાં અહંકાર રુપ નાગને ધારણ કરનારા શેષ ( નાગરુપ ) પણ આપ જ છો. પુનઃ નેતિ અવશેષ અસ્તિત્વ શેષ પણ આપ જ છો.

सुप्रसादः प्रसन्नात्मा विश्वधृग्विश्वभुग्विभुः ।

सत्कर्ता सत्कृतः साधुर्जह्नुर्नारायणो नरः ॥ २९ ॥

**सुप्रसादः** ( ૨૩૬ )—સર્વના ઉપર કૃપા કરનારા પણ આપ જ છો પુનઃ વ્યક્તિઓને દોષોની ક્ષમા કરનારા પણ આપ જ છો સર્વને અનુગ્રહ કરનારા પણ આપ છો પુનઃ આપનો અનુગ્રહ હોય તો જ મનુષ્યોથી આપનું નામ સ્મરણ કરી શકાય છે આપના અનુગ્રહ વગર આપની ભક્તિ થવી એ પણ મુશ્કેલ છે પુનઃ સર્વમાં સુખ રૂપ પણ આપ છો

**प्रसन्नात्मा**: (૨૩૭)–સદા પ્રસન્ન રહેનારા પણ આપ જ છો પરમાનંદ સ્વરુપ પણ આપજ છો; પુન; સર્વ ઉપર સરખા કૃપાળુ પણ આપ જ છો; પુન માયા પ્રપંચથી સદા રહિત પણ આપજ છો; સદા નિર્વિકાર પદ પણ આપ જ છો

પુનઃ આપનું નામ સ્મરણ કરનારા ઉપર સદા પ્રસન્ન રહેનારા પણ આપ જ છો.

**विश्वधृक्** ( ૨૩૮ )–વિશ્વ એટલે વ્યક્તિગત અસંખ્ય પિંડો અને બ્રહ્માંડો અને સમષ્ટિગત બ્રહ્માંડો એ સર્વને ધારણ કરનારા પણ આપ જ છો. પુનઃ જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિરૂપ સ્થિતિ આ લોક. પરલોક, અને અપવર્ગ સ્થિતિ ધારણ કરનારા પણ આપજ છો.

**विश्वभुक्** ( ૨૩૯ )–વિશ્વ સમષ્ટિના ભોક્તા એટલે સમષ્ટિ ભોક્તા પણ આપ છો. પુનઃ દ્રશ્ય જગતને દ્રષ્ટા પદમાં લેઈને દ્રષ્ટા રૂપ બનાવનારા પુનઃ દ્રષ્ટા પદનો દ્રશ્ય રૂપ વિસ્તાર કરનારા પણ આપ જ છો.

**विभुः** ( ૨૪૦ )–આકાશની પેઠે આપ સર્વત્ર વ્યાપક છો. તેથી ચેતન્ય આકાશ છો. પુનઃ વ્યક્તિ જીવ એવા અનંત ચિત્તાકાશોને અંતર્ગત રાખનાર આપ મહાન ચીદાકાશ રૂપ છો. વ્યાપકના પણ વ્યાપક અને સુક્ષ્મના પણ સુક્ષ્મ છો. આપ અનંત, અપાર, અને અમાપ તત્વ બ્રહ્મ છો.

**सत्कर्ता** ( ૨૪૧ )–માયાકારાએ જગતના સત્ય કર્તા[૧] પણ

૧ જગતના સત્ય કર્તા છો તે છતા અકર્તા અને અન્યથા કર્તા પણ આપ જ છો. જગત કરવું કે ન કરવું કે કર્યા પછી તેનો નાશ કરવો એ આપની મરજીની વાત છે. બીજે પ્રકારે પારમાર્થિક વ્યવહારિક અને પ્રાતિભાસિક એ ત્રણ સત્તાભિન્નમઃ કર્તા, અકર્તા અને અન્યથા ( કથન માત્ર ) કર્તા છો. ત્રીજે પ્રકાર-કર્તા હોવા છતાં કર્તાપણાના અભિમાનથી રહિત છો તેથી અકર્તા છો અને અકર્તા છો માટે અન્યથા કર્તા છો. વળી જગત પ્રપંચ રચવામા આપને આસક્તિ નથી તેથી કર્તા છો તો પણ અકર્તા છો, અને અકર્તા છો તેથી અન્યથા કર્તા છો. ચોથો પ્રકાર–કર્તા હોવા છતાં આપ સદા

આપ જ છો. ભક્ત જનોનો સત્કાર કરનાર અને સત્કર્મોનો સ્વીકાર કરનાર પણ આપ જ છો.

**सत्कृतः** ( ૨૪૨ )–સુકૃતોના કરનારા પણ આપ જ છો. પુનઃ સત્ વસ્તુ પણ આપ જ છો. પુનઃ તપ અને સત્ રૂપે પણ આપ જ છો.

**साधुः** ( ૨૪૩ )–સરળ સ્વભાવવાળા અથવા નિષ્કપટ સ્વભાવવાળા આપ જ છો. પુનઃ સ્વરૂપ સ્થિતિ સાધનારા પણ આપ જ છો. પુનઃ સંકટ વેળાએ ભક્ત જનોની સહાય કરનારા અને કાર્ય સિદ્ધિ કરનારા પણ આપ જ છો.

**जह्नुः** ( ૨૪૪ )–સર્વનો એકીકાળે નાશ કરનારા અથવા તિરોભાવ કરનારા આપ જ છો.

**नारायणः** ( ૨૪૫ )–મહાપ્રલયકાળે જળ શય્યા કરનાર પણ આપ જ છો. પુનઃ વ્યક્તિભાવમાં ગર્ભ સ્થાનમાં શય્યા કરનાર પણ આપ જ છો. પુનઃ નર આકૃતિને ધારણ કરનાર પણ આપ જ છો. પુનઃ માયા અને અવિદ્યાનો નાશ કરનાર અને સ્વરૂપ જ્ઞાનરૂપી સૂર્યપણે રહેનાર પણ આપ જ છો.

---

અવિકારી તત્ત્વ બ્રહ્મ છો અને કર્તૃત્વપણું આપે આપની દૈવી માયા અઘટ ઘટના શક્તિને સોંપી દીધું છે. જો કે આપ અને આપની શક્તિ અભિન્ન એક છો તે છતાં વિકાર વખતે પ્રકૃતિને આગળ પાડો છો અને આપ સર્વ દોષથી મુક્ત રહેવાને અવિકારી અકર્તા રહો છો. પાંચમો પ્રકાર–પૂર્વ કલ્પના જીવો એ કરેલાં કર્મોને ફળ આપવા અને કૃતાભ્યગમ અને કૃતહાન દોષથી મુક્ત રહેવાને આપને સૃષ્ટિક્રમ પ્રવાહરૂપે ચાલતો રાખવાની જરૂર પડે છે તેથી અકર્તા અને અન્યથા કર્તા હોવા છતાં પણ આપ જગતના સત્ય કર્તા છો.

**नरः** ( ૨૪૬ )–જગતમાં નર અથવા પુરૂષરૂપ આપ જ છો. પુનઃ માયા અને અવિદ્યાનો નાશ કરનાર પરાક્રમી પુરૂષરૂપ પણ આપ જ છો. પુનઃ ભક્તજનોને મોક્ષ આપનાર પણ આપ છો. પુનઃ જગતમાં જડ અને ચૈતન્ય રૂપ થવા છતાં કેવળ ( નર્યો ) આત્મા પણ આપ જ છો.

जसंख्येयोऽप्रमेयात्मा विशिष्टशिष्टकृच्छुचिः ॥
सिद्धार्थः सिद्ध संकल्पः सिद्धिदः सिद्धि साधनः ॥ २७ ॥

**असंख्येयः** ( ૨૪૭ )–આપ સંખ્યા ગણત્રીથી રહિત છો. એક હોવા છતાં માયાને લઇને આપ અસંખ્ય છો. પુનઃ દેશ કાળ અને વસ્તુ પરિચ્છેદ રહિત આપ અખંડ એક અદ્વૈત છો. અને તે છતાં અનંત અને અપાર છો.

**अप्रमेयात्मा** ( ૨૪૮ )–કયે કાળે કેવું રૂપ ધરનારા છો તે કોઇથી કળ્યું જતું નથી તેથી આપ અકળ કળા રૂપ છો. પુનઃ આપને આપના કાર્યરૂપ કોઇ વ્યક્તિ જીવની સ્પૃહા નથી તેથી આપ અપ્રમત્ત અને નિસ્પૃહ છો. અને પોતે પોતામાં પોતાનો તંત્ર ચલાવનારા છો. પુનઃ સર્વ વાતે સ્વતંત્ર છો. પુનઃ કોઇ પણ પ્રમાણથી આપ ન જાણી શકાઓ તેવા છો. વ્યષ્ટિગત વ્યક્તિઓ આપના કાર્યરૂપ હોવાથી અને આપ તેમના કર્તા અને કારણ હોવાથી કાર્ય કર્તાને ન જાણી શકે તે નિયમ પ્રમાણે આપ વ્યક્તિ જીવોને અગમ્ય છો.

**विशिष्टः** ( ૨૪૯ )–આપ સર્વ જગતમાં શ્રેષ્ઠ છો. એટલે જડ અને ચેતન વસ્તુના આપ અંતરાત્મા છો. પુનઃ સર્વમાં વસેલા પણ આપ જ છો. પુનઃ સર્વમાં વિશેષ રૂપે રહેલા પણ આપ જ છો.

પુનઃ વિશેષ કરીને વ્યાપક પણ આપ જ છો. પુનઃ શિષ્ટમાં શિષ્ટ અને શેષના પણ શેષ એવા વિશેષ શેષ પણ આપ જ છો.

**शिष्टकृत** ( ૨૫૦ )–દુર્જનને સજ્જન બનાવનારા, દુરાચારીને સદાચારી કરનારા તથા નીચને ઊંચ બનાવનારા, અવિદ્વાનને વિદ્વાન બનાવનારા અને અજ્ઞાનીને જ્ઞાની બનાવનારા પણ આપ જ છો.

**शुचिः** ( ૨૫૧ )–બાહ્યાભ્યંતર પવિત્ર પણ આપ જ છો. પુનઃ સર્વને પવિત્ર કરનારા પણ આપ છો. પુનઃ વ્યક્તિ જીવોને પાવન કરનારા પણ આપ છો. પુનઃ રાગ દ્વેષ અને કામ ક્રોધાદિ વિકારોથી રહિત પણ આપ જ છો. સર્વ દોષોથી રહિત સદા શુદ્ધ અને નિર્મળ પદ પણ આપ જ છો.

**सिद्धार्थ** ( ૨૫૨ )–અર્થને સિદ્ધ કરેલા એવા કૃતકૃત્ય એટલે કૃતાર્થ રૂપ પણ આપ જ છો. પુનઃ આપે સર્વ અર્થ સાધેલા છે, એટલે સ્વરૂપ સ્થિતિ સાધેલી છે. પુનઃ ભક્ત જનોના અર્થને સિદ્ધ કરનાર પણ આપ જ છો.

**सिद्ध संकल्पः** (૨૫૩)—સંકલ્પને સત્ય કરનારા પણ આપજ છો. પુનઃ આપનો સંકલ્પ જ અનંતકોટી બ્રહ્માંડોની ઉત્પત્તિના કારણરૂપ છે. પુનઃ આપના વિષયમાં[1] કરેલા સંકલ્પો જ સિદ્ધ થાય છે. પુનઃ આપ જે જે અને જેવી જેવી કલ્પનાઓ કરો છો, તે તે અને તેવી તેવી આપ સિદ્ધ કરો છો પુનઃ આપ પૂર્ણ કામ છો.

**सिद्धिदः** (૨૫૪)—વ્યક્તિઓને કાર્યસિદ્ધિ કરી આપનારા પણ આપ જ છો. પુનઃ ભક્તજનોના યોગક્ષેમરૂપ પણ આપ જ છે. પુનઃ ભક્તજનોને અણિમા આદિ અષ્ટ સિદ્ધિઓ આપનારા પણ

---

૧ વિષય=સંબંધ.

આપ જ છો. પુનઃ ભક્તજનોને વૈભવ આપનારા પણ આપ જ છો.

**સિદ્ધિસાધનઃ** (૨૫૫)—આપના સ્વરૂપની પ્રાપ્તિ સિદ્ધિની સિદ્ધિરૂપ અને સાધનના પણ સાધનરૂપ છે.

वृषाही वृषभोविष्णुर्वृषपर्वावृषोदरः ।
वर्धनो वर्धमानश्च विविक्तः श्रुतिसागरः ॥ २८ ॥

**વૃષાહી** (૨૫૬)—ધર્મવાળા પણ આપ જ છો. પુનઃ ધર્મ માટે અવતારો લેનાર આપ જ છો. પુનઃ ધર્મ એજ આપનું મૂર્તિમાન સ્વરૂપ છે.

**વૃષભઃ** (૨૫૭)—ધર્મનું ભરણ પોષણ કરનાર પણ આપ છો. જગત સંસારનો ભાર વહન કરનારા પણ આપ છો. જગતની વ્યક્તિઓને ઉપકાર કરનારા પણ આપ છો. નંદીસ્વરૂપ પણ આપ છો. પુનઃ ભક્તજનોની ભાવનાઓ પૂરી પાડનારા પણ આપ જ છો.

**વિષ્ણુઃ** (૨૫૮)—આપ વિશેષ અણુરૂપ છો, અથવા અણુના પણ અણુ છો. અને આકાશની પેઠે સર્વ વ્યાપક છો. પુનઃ વિષ્ણુ એટલે સુક્ષ્મતાની અવધિરૂપ છો, પુનઃ જગતના પાલન કરનારા પણ આપ છો. પુનઃ ભક્તજનોની ઇષણાઓ એટલે ઇચ્છાઓને પરિપૂર્ણ કરનારા પણ આપ છો.

**વૃષપર્વાઃ** (૨૫૯)—ધર્મરૂપી પગથીયાંવાળા પણ આપ છો. એટલે ઉત્તરોત્તર ધર્મ કાર્યોને વધારતા જતાં અંતે ચિત્ત શુદ્ધિ થયા પછી સ્વરૂપજ્ઞાનની પ્રાપ્તિરૂપે આપ જ એક લભ્ય ( પ્રાપ્ત ) થનારા છો.

**વૃષોદરઃ** (૨૬૦)—આપને ધર્મરૂપ ઉદર છે. પુનઃ જેમણે આપને પ્રાપ્ત કર્યા તેમણે સર્વધર્મો કર્યા. ધર્મ એજ આપની પ્રગટ મૂર્તિ છે. પુનઃ સર્વ ધર્મોને ઉદરમાં રાખનારા પણ આપ જ છો.

**વર્ધનઃ** (૨૬૧)—ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય તથા ધર્મ એવી દૈવી સંપત્તિઓને વધારનારા પણ આપ જ છો.

**વર્ધમાનઃ** (૨૬૨)—જીજ્ઞાસુઓને પ્રતિદિન વધારો કરવા યોગ્ય વસ્તુ પણ આપ જ છો. પુનઃ ભક્તિ અને જ્ઞાનને વધારનારા પણ આપ જ છો. પુનઃ સંસારને વધારી સૃષ્ટિનો વધારો કરનાર પણ આપ જ છો.

**વિવિક્તઃ** (૨૬૩)—જુદી જુદી જગ્યાએ વિચરનારા પણ આપ જ છો. પુનઃ સંન્યાસી અને ત્યાગી પણ આપ જ છો. પુનઃ મનદ્વારાએ જુદા જુદા સ્થાનમાં વિચરનારા પણ આપ છો,

**શ્રુતિસાગરઃ** (૨૬૪)—આપશ્રોત્ર ઇંદ્રિના સાગરરૂપ છો. પુનઃ જન્મકાળથી મૃત્યુકાળ સુધી સર્વ અવાજ કે ધ્વનિ સાંભળનારા પણ આપ જ છો. પુનઃ વેદોની શ્રુતિઓરૂપે પણ આપ જ છો. અને તેમાં સમાયેલા ગંભીર લક્ષ્યાર્થરૂપ પણ આપ જ છો. પુનઃ આપના ગુણ અને માહાત્મ્યનું શ્રવણ સાગરની પેઠે અપાર છે. સર્વ જીવોની અરજ સાંભળીને સાગરની પેઠે સમાવેશ કરનારા પણ આપજ છો.

सुभुजो दुर्धरोवाग्मी महेन्द्रो वसुदोवसुः ।
नैकरुपो वृहद्रुपः शिपिविष्टः प्रकाशनः ॥ २९ ॥

**સુભુજઃ** (૨૬૫)—લીલાવતારોમાં સારી સુંદર ભુજાઓવાળા પણ આપ જ છો. પુનઃ ધર્મ અને સાધુઓનું રક્ષણ કરનારા પણ આપ જ છો. પુનઃ ધર્મ અર્થ, કામ અને મોક્ષનું દાન કરનારા પણ આપ જ છો.

**દુર્ધરઃ** (૨૬૬) આપ મહાન કષ્ટ સાધ્ય છો. પુનઃ દૂરથી એટલે લક્ષ્યદ્રષ્ટિ કરવાથી આપ સાધ્ય થઇ શકો છો. પુનઃ આપનાં દર્શન,

ધ્યાન, ધારણા, અને સમાધિમાં પણ અતિ પરિશ્રમથી થઇ શકે છે, આપની સાચી ભક્તિ અને આપનું સાચું જ્ઞાન ધારણ કરવું દુઃસાધ્ય છે.

**वाग्मीः** (૨૬૭)—વેદોની વાણીરૂપ પણ આપ જ છો. વેદોના મંત્રો અને વેદોની રૂચાઓ એજ આપનું સાકાર સ્વરૂપ છે. પુનઃ વક્તાઓમાં અવધિરૂપ વક્તા પણ આપજ છો. પુનઃ જગતના વ્યવહાર સુચન કરવાને વાણીરૂપી સાધન પણ આપ જ છો. પુનઃ હ્રદય આકાશમાં આકાશવાણી કરનારા પણ આપ છો. પુનઃ મંત્ર અને નામોચ્ચારરૂપ વાણી એ આપનું પ્રગટ સ્વરૂપ છે.

**महेन्द्रः** (૨૬૮)—આપ ઇંદ્રના ઇંદ્ર છો. અને ઉપાસ્ય દેવના પણ ઉપાસ્ય દેવ છો.

**वसुदः** (૨૬૯)—લક્ષ્મી આપનારા પણ આપ જ છો. સુખ સંપત્તિ અને લક્ષ્મી આપનારા પણ આપ જ છો.

**वसुः** (૨૭૦) સર્વમાં વસનારા વાયુરૂપ પણ આપ છો. આકાશમાં વસનારા અને આકાશને ધારણ કરી રાખનારા વાયુતત્વ પણ આપ જ છો. પુનઃ વાયુતત્વને ધારણ કરનાર આકાશતત્વ, અને પુનઃ તેને ધારણ કરનાર ચીદાકાશરૂપ પણ આપ છો. પુનઃ પ્રાણવાયુરૂપે સ્થૂળ શરીરમાં રહેનારા પણ આપ જ છો.

**नैकरुपः** (૨૭૧)—આપ અખંડ એક અદ્વૈત હોવા છતાં માયામાં આપ અનેકરૂપે ભાસો છો, પુનઃ અનેક રૂપોને ધારણ કરનારા પણ આપ જ છો. પુન; અનેક રૂપોનું સ્વાંગ[૧] લેનારા પણ આપ જ છો.

**बृहद्रुपः** (૨૭૨)—મહાન સ્વરૂપધારી પણ આપ જ છો. સમષ્ટિ

૧ વેશ લેનારા

અદ પણ આપ જ છો. પુનઃ પિંડ બ્રહ્માંડ પણ આપ જ છો. અને અનંત અપાર પણ આપ જ છો.

**શિપિવિષ્ટઃ** (૨૭૩)—શિપિ એટલે યજ્ઞ પશુરૂપ પણ આપજ છો. દેવતાઓને આપત્તિ વખતમાં આપને બોલાવવાનો મંત્ર શિપિવિષ્ટ પણ આપ જ છો.

**પ્રકાશનઃ** (૨૭૪)—અજ્ઞાન અથવા અંધકારનો નાશ કરીને સ્વયંજ્યોતિરૂપે પ્રકાશી રહેનાર પણ આપ જ છો. સ્વપ્રકાશ અને પરપ્રકાશ પણ આપ જ છો. અતીંદ્રિય પદનો લક્ષ્ય કરાવનારા પણ આપ જ છો.

ओजस्तेजोद्युतिधरः प्रकाशात्मा प्रतापनः ।
ऋद्धः स्पष्टाक्षरो मन्त्रश्चन्द्रांशुर्भास्करद्युतिः ॥ ३० ॥

**ओजस्तेजोद्युतिधरः** (૨૭૫)—આપ સર્વ પ્રાણીઓના ઓજસ એટલે બળરૂપ છો. પુનઃ સર્વ પ્રાણીઓની જઠરાગ્નિરૂપ છો. પુનઃ સર્વ પ્રાણીઓમાં પરાક્રમરૂપ તેજ છે. પુનઃ સર્વમાં સૌંદર્યતારૂપ દ્યુતિ (કાંતિ) પણ આપ છો. પુનઃ ઓજસ, તેજ, અને દ્યુતિ સર્વને ધારણ કરનારા પણ આપ જ છો.

**प्रकाशात्मा** (૨૭૬)—સર્વ વ્યક્તિ આત્માને પ્રકાશ કરનારા પણ આપ છો. પુનઃ નિજજ્ઞાન દ્વારા, સર્વને જ્ઞાન કરનારા અથવા જ્ઞાન જણાવનારા પણ આપ છો. પુનઃ આપજ એક સૂર્યની પેઠે સર્વ વ્યક્તિઓમાં પ્રકાશી રહેનારા છો. પુનઃ આપજ સર્વમાં જ્ઞાનરૂપે પ્રગટ મૂર્તિમાન જણાઓ છો.

**प्रतापनः** (૨૭૭)—દુષ્ટ જનોને પરિતાપ આપનારા અથવા દૈત્ય રાક્ષસો, નાસ્તિક, અધર્મી, અન્યાયીઓને શાસન કરનારાપણ

આપજ છો. પુનઃ સર્વ વ્યક્તિઓને મૃત્યુરૂપ શાસન કરનારા પણ આપજ છો.

**ऋद्ध**: ( ૨૭૮ ) ઋદ્ધિ ( સમૃદ્ધિ ) વાળા પણ આપ જ છો. પુનઃ રિદ્ધિ સિદ્ધિના દેનારા પણ આપજ છો. પુનઃ જ્ઞાન, ભક્તિ, અને વૈરાગ્યની ખાણરૂપ પણ આપ જ છો.

**स्पष्टाक्षरः** ( ૨૭૯ )—સ્પષ્ટ અક્ષર અથવા વર્ણપણે પણ આપ જ છો. સ્પષ્ટ અક્ષરપદ એવું નિજ આત્મપદ પણ આપ જ છો. પુનઃ ૐકારરૂપે સ્પષ્ટ એકાક્ષર પણ આપ જ છો. પુનઃ સર્વરૂપે જુદા જુદા હોવા છતાં બીજ રૂપે સર્વમાં એકપણે રહેલા છો. પુનઃ ૐકારના જ્ઞાનદ્વારાએજ આપ સ્પષ્ટ જાણી શકાઓ છો, એટલે લક્ષમાં લાવી શકાઓ છો. અ, ઉ, મ, અને અર્ધમાત્રા બીંદુરૂપ એવા ૐકારના વાચ્યાર્થપણે સગુણ અને લક્ષ્યાર્થપણે નિર્ગુણરૂપ જણાતા-પણ આપ જ છો. પરા, પશ્યન્તિ, મધ્યમા, વૈખરીદ્વારાએ સ્પષ્ટ જણાતા પણ આપ જ છો.

**मन्त्रः** ( ૨૮૦ )—મંત્ર એટલે ગુપ્ત રહસ્યરૂપ પણ આપ જ છો. પુનઃ સર્વને ગુપ્તફળ આપનારા પણ આપ જ છો. પુનઃ સર્વના દેવરૂપ પણ આપ જ છો. પુનઃ વેદોના મંત્રોરૂપ પણ આપ જ છો. પુનઃ રામ રામ મંત્રથી કીટ ભ્રમર ન્યાયે રામાકાર કરનાર અથવા રામ સ્વરૂપની પ્રાપ્તિ કરનાર એવા ગુપ્ત ભેદવાળા રહસ્યરૂપ પણ આપ છો. પુનઃ મંત્ર એટલે મન-વિચાર પણ આપ જ છો.

**चन्द्रांशुः** ( ૨૮૧ )—ચંદ્ર આપનો અણુ અંશ છે. પુનઃ ચંદ્રની પેઠે અમૃતસ્ત્રાવ કરનારા પણ આપજ છો. પુનઃ ચંદ્રનાં કિરણોરૂપે પણ આપજ છો.

**भास्करद्युतिः** ( ૨૮૨ )–સૂર્ય જેવા તેજવાળા પણ આપજ છો. પુનઃ સર્વ વ્યક્તિઓમાં અહંજ્ઞાનરૂપે સર્વને હુંપણાનો પ્રકાશ કરનારા પણ આપ જ છો.

अमृतांशुद्भवो भानुः शशबिन्दुः सुरेश्वरः ।
औषधं जगतः सेतुः सत्यधर्मपराक्रमः ॥ ३१ ॥

**अमृतांशुद्भवः** ( ૨૮૩ ) આપના અણુ અંશો, અમૃતરૂપ છે. પુનઃ અમૃતરૂપ અણુઅંશોને ઉત્પન્ન કરનારા પણ આપજ છો. પુનઃ અમૃતસ્ત્રાવી ચંદ્રને ઉત્પન્ન કરનારા પણ આપજ છો. પુનઃ સ્વરૂપ પ્રાપ્તિમાં વ્યક્તિઓને અમર કરનારા પણ આપ જ છો.

**भानुः** ( ૨૮૪ )—સૂર્યરૂપ પણ આપજ છો. પુનઃ વ્યક્તિઓમાં અહંપણાથી નિજપણાનું જ્ઞાન કરનારા સૂર્યપ્રકાશ પણ આપજ છો. પુનઃ સૂર્ય જેમ પ્રાણીઓના જીવનરૂપ છે. તેમ સ્વયંજ્યોતિ સૂર્ય સ્વપ્રકાશ, અને પરપ્રકાશપણે સર્વમાં જીવાત્મારૂપે પ્રકાશ કરનારા પણ આપજ છો.

**शशबिन्दुः** ( ૨૮૫ )—ઓંકારની માત્રારૂપ અર્ધચંદ્રાકાર બિન્દુ માત્રા પણ આપજ છો. પુનઃ માયાબિંદુ, ચંદ્રપ્રકાશ, અને માયાદર્પણ પણ આપ જ છો.

**सुरेश्वरः** ( ૨૮૬ )—સુર એવા દેવતાઓના પણ આપ ઇશ્વર છો. પુનઃ આપ ઇંદ્રરૂપ છો.

**औषधम** ( ૨૮૭ ) —યજ્ઞ કાર્યમાં ઔષધિરૂપ પણ આપ જ છો. પુનઃ શારીરિક અને માનસિક વ્યાધિઓમાં આપનું શરણુ એજ ઔષધ છે. પુનઃ આપનું નામ સ્મરણ એ ઔષધિની પણ ઔષધિ-

રૂપ છે. સંસારરૂપ રોગનું ઔષધ છે. અથવા જીવોને પુનરાવૃત્તિ મટાડનારૂં છે.

**जगतःसेतुः** ( ૨૮૮ )—આપનું શરણ, પ્રણિધાન, અને આપનું નામ સ્મરણ એ ભવસાગર પાર ઉતરવાને સેતુ ( પુલ ) રૂપ છે–પુનઃ સંસાર સાગરની પાર કરનારા પણ આપજ છો.

**सत्यधर्मपराक्रमः** ( ૨૮૯ )—આપ સત્ય, ધર્મ, અને પરાક્રમની મૂર્તિ છો. પુનઃ સત્ય એજ આપનો ધર્મ છે. અને સત્ય પાળવું એજ આપનું પરાક્રમ છે. પુનઃ આપનો ધર્મ અને આપનું પરાક્રમ સત્ય છે. વૃથા નથી. પુનઃ અધમાધમ દૈત્ય લોક પણ આપનું શરણ લેવાથી ભવસાગરની પાર થાય છે. પુનઃ આપનાં સર્વ પરાક્રમો ચમત્કાર ભરેલાં છે. પ્રેમ ભાવ આગળ વિધિ નિષેધ આદિ ધર્માધર્મને આપ કોરાણે મૂકો છો. અને સત્ય અસત્યને પણ જોતા નથી; અને અનન્ય ભક્તિ આગળ આપ પોતાનું પોતાપણાનુ ભાન પણ ભૂલી જાઓ છો. અને પ્રેમવશ થઇને ભક્ત લોકોનાં કાર્યો કરો છો; તેથી આપ અકળકળા છો.

भूतभव्य भवन्नाथः पवनः पावनोऽनलः ॥
कामहा कामकृत्कान्तः कामः कामप्रदः प्रभुः ॥ ३२ ॥

**भूतभव्य भवन्नाथः** ( ૨૯૦ ) ભૂત, ભવિષ્ય, અને વર્તમાનકાળમાં જે હતું, જે થશે, અને જે છે તે સર્વના આપ નાથ છો. પુનઃ સર્વને નાથીને વશ રાખનારા છો. પુનઃ સર્વને માયા સંભ્રમ ભ્રમણના તંત્રમાં લેનારા છો. લોક અને લોકાંતરરૂપ લક્ષચોરાશી યોનિ જન્મોની પુનરાવૃત્તિઓ કરાવનારા પણ આપજ છો.

**पवनः** ( ૨૯૧ )—પંચમહાભૂતોમાં વાયુતત્વ પણ આપજ છો. પુનઃ ભુત પ્રાણીઓની ક્રીયા શકિતરૂપ પ્રાણ પણ આપજં છો. પુનઃ દુર્ગંધને શુદ્ધ કરનારા પવનરૂપ પણ આપજ છો. પુનઃ સર્વગત વાયુ-તત્વ પણ આપજ છો.

**पावनः**—( ૨૯૨ )—સર્વને પવિત્ર કરનારા પણ આપજ છો. આપનું નામ સ્મરણ પતિતને પણ પાવન કરનારૂં છે.

**अनलः** ( ૨૯૩ )—અગ્નિ તત્વ પણ આપજ છો. પુનઃ માયા-જાળને ભસ્મ કરનાર જ્ઞાન તત્વ પણ આપજ છો. પુનઃ સ્થૂળ શરી-રમાં ક્ષેત્રજ્ઞ પણ આપજ છો.

**कामहा** ( ૨૯૪ )—વિષય કામનાનો નાશ કરનાર પણ આપ જ છો. પુનઃ સર્વ કામનાઓ, સર્વ વાંચ્છનાઓનો નાશ કરનાર પણ આપજ છો પુનઃ ઇચ્છા રહિત એટલે નિરિચ્છ, અથવા નિષ્કામપદ પણ આપજ છો. પુનઃ અકામપદ પણ આપજ છો. પુનઃ ઇચ્છા વિકારથી રહિત અવિકારીપદ પણ આપજ છો.

**कामकृत्** ( ૨૯૫ )—કામનાને લઇને આપ એકોહં બહુસ્યામ એવી જગત રચનાના કરનારા છો. પુનઃ આપજ ઇચ્છાશકિત અને ક્રિયાશકિત છો પુનઃ આપજ કામના રૂપ છો. ભકત જનોની કામ-નાઓને સિદ્ધ કરનારા પણ આપજ છો. પુનઃ કામદેવના કર્તા પણ આપ જ છો.

**कान्तः** ( ૨૯૬ )—સર્વ કાંતિમાનોમાં આપ સુંદર કાંતિમાન અને સુંદર સ્વરૂપવાન છો. સર્વના મનને મોહ ઉપજાવનારા પણ આપજ છો. આપનું સ્વરૂપ આશ્ચર્યજનક છે.

**कामः** ( ૨૯૭ )—કામનારૂપ પણ આપજ છો. ઇચ્છા શકિત પણ આપજ છો. સંસાર પ્રવૃતિરૂપ પણ આપ જ છો. પ્રજા ઉત્પન્ન

કરનાર કામ વિષય પણ આપજ છો. પુનઃ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારમાં ભક્તજનોની દૃષ્ટિ કામના પણ આપજ છો.

**कामप्रदः** ( ૨૯૮ )–સર્વની કામનાઓને પુરી પાડનારા પણ આપ જ છો. પુનઃ ભક્ત લોકોને ભાવના પ્રમાણે ફળ આપનારા પણ આપ જ છો. પુનઃ વાંચ્છના અને વાસના પ્રમાણે જીવોને પુનર્જન્મ આપનારા પણ આપ છો. પુનઃ ભક્ત જનોના મનોરથોને પુરા પાડનારા પણ આપ જ છો.

**प्रभुः** ( ૨૯૯ )–સર્વ ઐશ્વર્ય, માહાત્મ્ય, અને મોટમવાળા પણ આપ છો. પુનઃ સવના સ્વામી પણ આપ છો. આપ સર્વ શક્તિમાન છો, તેથી જે કરવું હોય તે, અને જેમ કરવું હોય તેમ કરવાને આપ જ સમર્થ છો.

युगादिकृद्युगावर्तो नैकमायो महाशनः ।
अदृश्योऽव्यक्तरूपश्च सहस्त्र जिदनन्तजित ॥ ३३ ॥

**युगादिकृत** ( ૩૦૦ )–નિમેષ, ઘડી, પળ, પહોર, રાત્રિ, દિવસ, સંવત્સર અને યુગ આદિ કાળને કરનારા પણ આપ જ છો. પુનઃ જગત્પ્રવાહનો પ્રથમ આરંભ કરનારા પણ આપ જ છો. અને તે વખતે આપ એકપણે હોવા છતાં, જેમ જેમ વખત જાય તેમ તેમ વૃદ્ધિગત થનારા પણ આપ જ છો.

**युगावर्तः** ( ૩૦૧ )–યુગ યુગને આવર્ત, આચ્છાદન કરી રહેનારા પણ આપ જ છો. પુનઃ યુગયુગમાં પુનરાવૃત્તિઓ કરનારા પણ આપ જ છો. પુનઃ યુગ યુગમાં ફેરફાર કરનારા પણ આપ છો. પુનઃ યુગ પ્રમાણે જગત સંસારમાં ફેરફાર કરનારા પણ આપ જ છો. પુનઃ

આપનું સ્વરૂપ યુગથી આવર્ત રહે છે તેથી આપને સમય અથવા કાળ એવી સંજ્ઞા આપવામાં આવે છે.

**नैकमायः** ( ૩૦૨ )–આપ અનેક માયારૂપ અને ઇંદ્રજાળ રૂપ છો. પુનઃ અનેક પ્રપંચી ખટપટી અઘટઘટના માયારૂપ છો. પુન સર્વ માયા પ્રપંચના કરનારા છો. પુનઃ એક હોવા છતાં માયા દ્વારાએ અનેકરૂપે પ્રતીત થનારા છો. અઘટ ઘટના કરનારા છો જીવ, ઇશ્વર અને જીવાભાસો રૂપે જણાનારા છો. પુનઃ અસંખ્ય જગત પ્રતીતિઓ અને અનેક સંભ્રમો અને અનેક ઘટનાઓ કરનારા છો. પુનઃ મૃત્યુ પછી આલોક જેવી લોકાંતર ઘટનાઓ ઘટાવનારા પણ આપ છો.

**महाशनः** ( ૩૦૩ )–સમષ્ટિ ભોકતા પણ આપ જ છો. પ્રલય કાળે સર્વનો સંહાર કરનારા છો તેથી આપ મહાશન છો. મહા=મોટા, અશન=ખાવું.

**अदृश्यः** ( ૩૦૪ )–આપ નેત્ર ઇંદ્રિના અવિષય રૂપ છો. પુનઃ નિર્ગુણ અને નિરાકાર છો. પુન; અતિ સુક્ષ્મ હોવાથી બુદ્ધિ જ્ઞાનથી પણ આપ અગમ્ય છોઃ પુનઃ અતીંદ્રિય અને અગમ્ય પદ પણ આપ જ છો.

**अव्यक्तरूपः** (૩૦૫)–વ્યક્તિભાવથી આપ રહિત છો–નિરાકાર, અનંત, અપાર, અખંડ, અદ્વૈત, દેશકાળ અને વસ્તુપરિચ્છેદ રહિત છો. પુનઃ સુક્ષ્મથી સુક્ષ્મ એવા તત્ત્વ બ્રહ્મપદ પણ આપ જ છો અદ્રશ્યતા એ જ આપનું સ્વરૂપ છે.

**सहस्रजित्** (૩૦૬)—હજારોની સંખ્યાઓને જીતનારા પણ આપ જ છો. પુનઃ અસંખ્ય દૈત્યોને જીતનારાં પણ આપ છો. પુનઃ હજારો ખટપટોમાં પણ સ્વજ્ઞાન ધારણ કરીને દ્રશ્ય પ્રપંચને જીતીને

એકોહં પદ થઇ રહેનારા પણ આપ જ છો. પુનઃ માયિક સંભ્રમોને જીતનારા પણ આપ જ છો.

**अनन्तजीत्** (૩૦૭)-અનંત એટલે અસંખ્ય દૈત્યોનો પરાજય કરનારા પણ આપ જ છે.

इष्टो विशिष्टः शिष्टेष्टः शिखण्डी नहुषोवृषः ।
क्रोधहा क्रोधकृत्कर्ता विश्वबाहुर्महीधरः ॥ ३४ ॥

**इष्टः** (૩૦૮)—સર્વ લોકોને આપ ઇષ્ટ છો-તેથી સર્વ લોકોના પ્રિયતમ દેવ પણ આપ જ છો. પુનઃ યજ્ઞયાગાદિકમાં ઇષ્ટદેવ આપ જ છો. પુનઃ સર્વ જગત આપની સંતતિરૂપ છે તેથી આપને પુત્ર-સમાન પ્રિય છે-

**विशिष्टः** (૩૦૯)—આપ અંતિમના શેષપદ છો. પરમાણુંના પણ પરમાણુંરૂપ છો. પુનઃ સર્વમાં (બાહ્યાભ્યંતર) વિશેષપણે વ્યાપી રહેલા પણ આપ છો. પુનઃ માયા અને અવિદ્યામાં બાહ્યાભ્યંતર વ્યાપી રહીને જીવ અને ઈશ્વર થનારા પણ આપ છો. પુનઃ સર્વથી પૂજાતા દેવ સર્વોત્તમ શ્રેષ્ઠ દેવ પણ આપ જ છો.

**शिष्टेष्टः** (૩૧૦)—શિષ્ટ લોકોના (મહાન પંડિતોના) ઇષ્ટદેવ પણ આપ જ છો. પુનઃ બ્રહ્મા આદિના પૂજ્યદેવ પણ આપ જ છો.

**शिखंडीः** (૩૧૧)—આપ વિભાગ રહિત છો. પુનઃ અખંડ અવ્યક્ત અને સર્વત્ર વ્યાપક તત્વ આત્મા છો. તે છતાં લીલાવતારમાં મોરપીંછનો મુગટ ધારણ કરીને ગોવાળરૂપ થનારા (સ્વાંગ લેનારા) શ્રી કૃષ્ણ પણ આપ જ છો.

**नहुषः** ( ૩૧૨ )—મચ્છ પકડનાર (નિષાદ). જેમ જાળમાં

માછી-મચ્છને પકડવાની ગોઠવણ કરે, તેમ માયા જાળમા સર્વ જીવોને મચ્છની પેઠે ફસાવવામાં ગોઠવણ કરનાર નષ્ટ ( નિષાદ ) પણ આપજ છો.

**वृषः** ( ૩૧૩ )—આપ સર્વની કામનાઓ પૂર્ણ કરનારા છો. તેથી સર્વના મૂર્તિમાન ધર્મપણ આપજ છો, અથવા ધર્મ એજ આપની સ્થિતિ છે.

**क्रोधहाः** ( ૩૧૪ )—ક્રોધના આવેશોનો નાશ કરનારા પણ આપ જ છો. આપનો પ્રકૃતિ સ્વભાવ સત્વગુણના પણ સત્વગુણરૂપ છે. પુનઃ સહનશીલ પણ આપ જ છો. પુનઃ દયા અને ક્ષમા કરનારા દયાસાગર અને ક્ષમાસાગર પણ આપ જ છો.

**क्रोधकृत्कर्ता** ( ૩૧૫ )-ક્રોધ કરનારા એવા દુર્જનો અને દૈત્યો તેમનો નાશ કરનારા અને જગતમાં ધર્મની વ્યવસ્થા પુનઃ સ્થાપન કરનારા પણ આપ છો. ક્રોધ કરનારા એવા દૈત્યોના સૃષ્ટા પણ આપ જ છો.

**विश्वबाहुः** ( ૩૧૬ )-વિશ્વ રચના આપની હસ્ત કારીગરી બતાવનાર છે, તેથી તેને આપના હસ્તની ઉપમા આપી છે. પુનઃ વિશ્વના સર્વ હસ્તો આપના સમષ્ટિ પદના બાહુરૂપ છે. પુનઃ વિશ્વ જેવા વિશાળ હસ્તવાળા હોવાથી વિશ્વનું પાલન કરનારા પણ આપ જ છો. પુનઃ વિશ્વના સર્વ જીવોને સુખ આપનારા પણ આપ જ છે..

**महीधरः** ( ૩૧૭ )-પૃથ્વી અને પૃથ્વીના કાર્યરૂપ ભૌતિક શરીરોને અદ્ધર ધારણ કરનારા પણ આપ જ છો. પુનઃ મહીધર એટલે શેષ અવતાર પણ આપ જ છો.

अच्युतः प्रथितः प्राणः प्राणदो वासवानुजः ।
अपांनिधिरधिष्ठानमप्रमत्तः प्रतिष्ठितः ॥ ३५ ॥

**અચ્યુતઃ** ( ૩૧૮ )—અચળ અને સ્થાયીપદ પણ આપજ છો. પુનઃ ગમન અને આગમન આદિ વિકારોથી રહિત પણ આપ જ છો. પુનઃ આલોક અને પરલોક ગમન પ્રતીતિઓ સ્વપ્ન પ્રપંચ જેવી ભ્રાંતીરૂપ છે આપ તે સર્વના સત્–ચિત્–અને આનંદરૂપ અધિષ્ટાન પદ છો. પુનઃ સ્થૂળ શરીરની "જાય તે, અસ્તિ, વર્ધતે, વિપરિણય, અપક્ષીયતે અને વિનસ્યતિ" એ ષટ્ વિકારોવાળી અવસ્થાઓ થવા છતાં તેમાં આપ અવિકારી અને અચળપણે રહેનારા આત્મા છો. પુનઃ ઘટાકાશ, મહાકાશ, અને મહદાકાશની પેઠે જીવપણામાં ઈશ્વરપણામાં, અને બ્રહ્મપણામાં આપ અચળ એકની એક જગ્યાએ રહેનારા છો.

**પ્રથિતઃ** ( ૩૧૯ )—આપ સ્વતઃસિદ્ધ છો. આપને સિદ્ધ કરવામાં સ્વાત્માનુભવ એજ સિધ્ધ કરનાર છે. પુનઃ સ્વાત્મભાવે આપ જગતમાં સર્વને પ્રતીત થનારા છો, તેથી આપ જગત પ્રસિધ્ધ છો પુનઃ જગતરૂપ કાર્ય જોવાથી તેના કર્તા કોઇક પણ છે તેવી ખાતરી આપોઆપ થવાથી આપ જગતના કર્તા તરીકે પ્રસિધ્ધ છો કર્તા વગર કોઇ કાર્ય બનતું નથી, તે ન્યાયે જગત ઉપરથી જગતના કર્તા આપ છો એ સિધ્ધ જણાઇ રહે છે; તેથી સ્વતઃ સિધ્ધપદ પણ આપજ છો. અને આપો આપ પ્રગટ થનારા પણ આપજ છો.

**પ્રાણઃ** ( ૩૨૦ )—આપ સર્વના જીવનરૂપ છો. પ્રાણોની સમાનતારૂપ પ્રાણ છો. પુનઃ સર્વ જીવોના આધાર અને આશ્રય છો. પુનઃ પ્રાણની પેઠે ગમન અને આગમનરૂપ ક્રિયા કરનારા છો. પુનઃ વ્યષ્ટિજીવોના સમષ્ટિ પ્રાણ છો. પુનઃ સર્વગત થઇને સર્વને શક્તિ આપનારા પણ આપ છો. પુનઃ પંચમહાભૂતોમાં વાયુતત્વ પણ આપ છો. પુનઃ મૃત્યુકાળે સુષુમ્ણા પ્રાણ પણ આપ છો.

**प्राणदः** ( ૩૨૧ )—સર્વ પ્રાણીઓને પ્રાણ દેનારા પણ આપ જ છો. સર્વ પ્રાણીઓને શ્વાસોશ્વાસની ગતિ આપનાર પણ આપ છો. સર્વ પ્રાણીઓમાં પ્રાણચેતના પણ આપ છો. પુનઃ સમષ્ટિ પ્રાણ-દ્વારા વ્યક્તિ પ્રાણોને પોષણ કરનારા પણ આપ છો. પુનઃ યોગની ઇંગળા, પિંગળા અને સુષુમ્ણા નાડી પણ આપ જ છો.

**वासवानुजः** ( ૩૨૨ )—ઇંદ્રના નાના ભાઇ વામનજી પણ આપ જ છો.

**अपांनिधिः** ( ૩૨૩ )—આપ જળચરોના જીવનના આધાર એવા મહાસાગર છો. પુનઃ ભૂતોમાં આપ જળતત્વ છો. પુનઃ જગતનો લય કરનાર જળતત્વ પણ આપ જ છો. પુનઃ દ્રશ્ય જગતોની પ્રતીતિઓના અખૂટ ભંડાર પણ આપ છો.

**अधिष्ठानम्** ( ૩૨૪ )—સર્વના આશ્રય[1] અને આધાર પણ આપ જ છો. દ્રશ્ય જગતના નિમિત્ત અને ઉપાદાન કારણ પણ આપ છો. જગતની વિવિધ પ્રતીતિઓમાં અંતીમ વસ્તુ પણ આપ જ છો. પુનઃ જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિ આલોક[2], પરલોક અને અપવર્ગ એ ત્રણેમાં આપ સ્વસ્વરૂપે રહેવાથી, સત્–ચિત્–અને આનંદ અથવા અસ્તિ, ભાતિ અને પ્રિય એવા અધિષ્ટાન ( એટલે મૂળ વસ્તુ ) છો.

**अप्रमत्तः** ( ૩૨૫ )—આપને કોઇપણ પ્રકારનો સ્વાર્થ કે સ્પૃહા નથી, તેથી ન્યાયવંતની અવધિરૂપ છો. વ્યક્તિઓને પોતપોતાના કર્માનુસાર ફળ આપનારા પણ આપ જ છો. પુનઃ યોગ્ય પ્રારબ્ધ રચના કરનાર પણ આપ જ છો. પુનઃ સ્વેચ્છાચારી પણ આપ જ

૧. માયિક વિવિધ પ્રતિતિઓના આશ્રય (૨) લોક એટલે સ્થિતિ.

છો. જેમ ચાહો તેમ કરવાને સમર્થ પણ આપ જ છો. પુનઃ સ્વસ્વરૂપમાં નિરંતર મગ્ન રહેનારા પણ આપ જ છો.

**प्रतिष्ठितः** ( ૩૨૬ )—સર્વમાં પ્રતિષ્ઠા ( મોટાઈ ) પામેલા પણ આપ જ છો. પુનઃ પોતાની પ્રતિષ્ઠામાં સ્થિતિ કરનારા પણ આપ જ છો.

स्कन्दः स्कन्दधरो धुर्यो वरदो वायुवाहनः ।
वासुदेवो बृहद्भानुरादिदेवः पुरंदरः ॥ ३६ ॥

**स्कन्दः** ( ૩૨૭ )—સેનાપતિઓમાં આપ કાર્તિક સ્વામિ છો. પુનઃ સ્વજ્ઞાનમાં સદા તૃપ્ત રહેનારા પણ આપ જ છો. પુનઃ સંસાર-સાગરનું શોષણ કરનારા અને જન્મ મરણ મટાડીને જીવોને મોક્ષ આપી અજરામર કરનારા પણ આપ જ છો.

**स्कन्दधरः** ( ૩૨૮ )—ધર્મના રક્ષક અને ધર્મને બોધ દેનારા પણ આપ જ છો. પુનઃ નંદિ ગણરૂપ પણ આપ જ છો.

**धुर्यः** ( ૩૨૯ )—ધર્મની ધોંસરી ધરનારા પણ આપ છો. પુનઃ સંસારની ધોંસરી ધરનારા પણ આપ છો. પુનઃ લક્ષચોરાશીના ચક્રમાં જન્મમૃત્યુની ધોંસરી ધરનારા પણ આપ જ છો.

**वरदः** ( ૩૩૦ )—આશીર્વાદ આપવામાં ઉત્તમ આશીર્વાદ આપનારા પણ આપ જ છો. આપ જ સર્વના હિતેચ્છુ અને કલ્યાણ કરનારા છો.

**वायुवाहनः** ( ૩૩૧ )—વાયુરૂપ વાહનવાળા પણ આપ જ છો. એટલે મનરૂપી પવનવેગી છો, અથવા મનરૂપી ગરૂડગામી પણ આપ જ છો. પુનઃ મનદ્વારા એ સ્વપ્ન અને સ્વપ્નાંતરની પેઠે લોક અને લોકાંતર ગતિ કરનારા પણ આપ છો. પુનઃ પ્રાણવાયુદ્વારાએ

સ્થૂળ શરિરમાં આવજા કરનારા અને શરિરને ગતિમાન કરનારા પણ આપ છો. પુનઃ વાયુને સત્તાસ્ફૂર્તિ આપનારા પણ આપ જ છો. અને વાયુ પાસે વહનક્રિયા કરાવનાર પણ આપ જ છો.

**वासुदेवः** ( ૩૩૨ )—લીલાવતારમાં વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણ રૂપે આપ જ છો. પુનઃ બુદ્ધિનું જ્ઞાન પણ આપ જ છો. પુનઃ વસુ એટલે લક્ષ્મીના દેવ પણ આપ જ છો. પુનઃ સર્વમાં વસી રહેનારા દેવ પણ આપ જ છો.

**बृहद्भानुः** ( ૩૩૩ )—મહાન પ્રકાશક મોટા સૂર્યરૂપ પણ આપ જ છો. પુનઃ સ્વ આત્માનો પ્રકાશ કરનારા, સર્વને પોતાના અહંપણાની પ્રતીતિ કરાવનારા અને સર્વને પોતપોતાના નિજાત્મરૂપે પણ આપ જ છો. સૂર્ય સર્વને પ્રકાશ કરે છે તો પણ તે પ્રકાશ પરપ્રકાશ[1] છે, અને આપ સ્વપ્રકાશ અને પરપ્રકાશ એવા સ્વયંજ્યોતિરૂપ સૂર્ય એવા નિજાત્મા છો.

**आदिदेवः** ( ૩૩૪ )—સર્વમાં પ્રથમ દેવ આપ જ છો. સર્વને પ્રથમ પ્રકાશ કરનારા એટલે અહંપણાનું ભાન કરાવનારા પણ આપ જ છો. પુનઃ સર્વને પ્રકાશ કરનારા અથવા સ્વજ્ઞાન જાણ પાડનારા દેવ એવા ચૈતન્યદેવ અથવા અગ્રેસરદેવ પણ આપ જ છો. પુનઃ સર્વ દેવોમાં દેવાતનરૂપ પણ આપ જ છો.

**पुरन्दरः** ( ૩૩૫ )—શરીરરૂપી પુરમાં પુરાઈ રહેનારા, દેહાભ્યાસ અને દેહાધ્યાસ કરનારા પણ આપ જ છો. પુનઃ મન, બુદ્ધિ અને અહંકાર કરીને સ્થૂળ શરીરમાં પુરઈ રહેનારા પણ આપ જ

---

૧. પરપ્રકાશ એટલે દીવાની માફક બીજાને પ્રકાશ કરનાર.

છો. પુનઃ અહં મમ કરીને તેનું પોષણ કરનારા પણ આપ છો, પુનઃ મૃત્યુકાળે સ્થૂળ શરીરમાં સંતાઈ જનારા છો પુનઃ મૃત્યુ પછી અન્ય શરીરને ગૃહણ કરનારા પણ આપ જ છો. પુનઃ નવ દ્વારરૂપી પુરીમાં આસક્તિ કરનારા પણ આપ છો. પુનઃ અવિદ્યામાયા અને વિદ્યા-માયારૂપી દરમાં પુરાઈ રહેનારા જીવ અને ઈશ્વર પણ આપ જ છો.

अशोकस्तारणस्तारः शूरः शौरिर्जनेश्वरः ।

अनुकूलः शतावर्तः पद्मी पद्मनिभेक्षणः ॥ ३७ ॥

**अशोकः** ( ૩૩૬ )—શોકથી રહિત પદ પણ આપ જ છો, પરમાનંદ પણ આપ જ છો. શોકાદિ ષડ્ ઉર્મીઓથી રહિત પણ આપ જ છો.

**तारणः** ( ૩૩૭ )—મનુષ્યોને ભવસાગરથી તારનાર પણ આપ છો. પુનઃ આપનું નામસ્મરણ અને આપનો જાપ ભક્તજનોને ભવસાગર તારનાર નૌકારૂપ છે. પુનઃ અધમનો ઉદ્ધાર કરનારા પણ આપ જ છો. પુનઃ પ્રાણાંતકાળે આપનું નામસ્મરણ સદ્‌ગતિરૂપ છે. પુનઃ સર્વદ્રશ્ય જગતમાં તારણ એટલે સારરૂપ એટલે આત્મવસ્તુ પણ આપ જ છો. પુનઃ તરણ અને તારણરૂપ (નૌકા) પણ આપ જ છો.

**तारः** ( ૩૩૮ )—આપ સર્વાંગ એકતાર છો. અખંડ અને અવિચ્છિન્ન છો. પુનઃ સર્વત્ર સમાન વ્યાપક છો. પુનઃ ભવસાગરના તારનારા પણ આપ છો. પુનઃ તાર એટલે તારણતત્વ પણ આપ છો. પુનઃ અ–ઉ–મ–અર્ધમાત્રા એવા ઓંકારરૂપ સર્વગત, સર્વવ્યાપક તત્વ પણ આપ છો. પુનઃ માળાના મણકાના તારની પેઠે સર્વમાં પરોવાઈ રહેનારા. અથવા સર્વને ધારણ કરનારા ઓંકારતત્વ પણ આપ છો: પુનઃ પુનરાવૃત્તીપાશથી મૂક્ત કરનારા પણ આપ છો.

**शुरः** ( ૩૩૯ )—સર્વમાં શૂરા અને બળવાન પણ આપ છો.

માયાઆવરણોને જીતનારા પણ આપ છો. પુનઃ મનના વેગોને જીતનારા પણ આપ છો. પુનઃ કામ ક્રોધ, મોહ, લોભ, મત્સર અને અહંકાર આદિ ષડ્રીપુને જીતનારા પણ આપ જ છો. પુનઃ આપ સ્વવાન હોવા છતાં ભક્તજનોના પ્રેમ આગળ પ્રેમવશ થઇ જનારા છો.

**शौरिः** ( ૩૪૦ )—સૂર્યવંશમાં અવતાર ધારણ કરનારા પણ આપ જ છો. પુનઃ શૌર્યવાળામાં શ્રેષ્ઠ ( અજીત ) પણ આપ જ છો.

**जनेश्वरः** ( ૩૪૧ )—સર્વ લોકોના ઈશ્વર પણ આપ જ છો. પુનઃ જન એટલે જન્મેલા ( ઉત્પન્ન થયેલા )ના સ્વામિ પણ આપ જ છો.

**अनुकूलः** ( ૩૪૨ )—આપ સર્વને અનુકૂળ છો. સર્વને પોત-પોતાના અંતરાત્મા છો. પુનઃ સર્વના હૃદયમાં રહેલા અંતર્યામી દેવ છો, તેથી સ્વયંસાધ્યદેવ છો. ઇતર દેવોનું આરાધન અનુકૂળ પડતું નથી. ઇતર દેવોને વિધિનું નડતર હોય છે પણ આપના આરાધનમાં તો કોઈ વિધિ કે નિષેધ નથી. સર્વ કાળમાં, સર્વ સ્થિતિમા આપનું સ્મરણ કરવામાં કદિ પ્રત્યવાય લાગતો નથી, પણ સ્વરૂપ[1] સાધ્ય થવાથી સર્વને અનુકૂળ છો.

**शतावर्तः** ( ૩૪૩ )—પુનઃ પુનઃ આવર્તન ( જન્મ ) કરવાથી આપ સો, કરોડ, અથવા અસંખ્ય આવર્તનો કરનારા છો. પુનઃ લક્ષચોરાશીના ઘટીયંત્રમાં પુનઃ પુનઃ આવર્તનો કરનારા પણ આપ જ છો. પુનઃ ધર્મની રક્ષા માટે પુનઃ પુનઃ લીલાવતાર ધારણ કરનારા પણ આપ જ છો.

---

૧. જે સ્વરૂપનો ભક્તજનોએ નિશ્ચય કરેલો હોય તે સ્વરૂપ લેનારા; બીજો અર્થ આપનું નિજ સ્વરૂપ અથવા સ્વસ્વરૂપ સદાકાળ સાધ્ય હોવાથી તેના અનુસંધાનમાં આપ અનુકૂળ છો.

**પદ્મી** ( ૩૪૪ )--[1]પદ્મવાળા પણ આપ છો. પુનઃ નાભિમાં કમળ જેવી આકૃતિવાળા પણ આપ જ છો. પુનઃ જળશય્યામાં કમળનાળમાંથી કમળ ઉત્પન્ન કરીને તેના ઉપર સ્થિતિ કરનાર બ્રહ્મા પણ આપ જ છો. પદ્મસંખ્યા પણ આપ જ છો.

**पद्मनिभेक्षणः** ( ૩૪૫ )—લીલાવતારમાં કમળ જેવાં સુંદર નેત્રોવાળા પણ આપ જ છો. પુનઃ દૈત્યોને મારતી વેળા કમળ જેવાં રક્તનેત્રો કરનારા પણ આપ જ છો.

पद्मनाभोऽरविन्दाक्षः पद्मगर्भः शरीरभृत् ।
महर्धिर्ऋद्धोवृद्धात्मा महाक्षोगरुडध्वजः ॥ ३८ ॥

**पद्मनाभः** ( ૩૪૬ )—કમળાકૃતિ નાભિવાળા પણ આપ છો. પુનઃ આપની નાભિ કમળને ધારણ કરનારી છે.

**अरविन्दाक्षः** ( ૩૪૭ )—લીલાવતારમાં કમળ જેવાં નેત્રોવાળા પણ આપ છો. આપનાં નેત્રો સર્વને મોહ ઉપજાવનારાં છે. પુનઃ આપના નેત્રકટાક્ષમાં અનંત કોટિ બ્રહ્માંડોની ઉત્પત્તિ, સ્થિતિ-લય સમાઈ રહેલાં છે. આપ દ્રષ્ટા છો અને ત્રિલોકી જગત આપનું દશ્ય છે.

**पद्मगर्भः** ( ૨૪૮ )--ગર્ભોમાં પદ્મને ધારણ કરનારા પણ આપ છો. પુનઃ નાભિરૂપી કમળમાંથી મનરૂપી બ્રહ્માને ઉત્પન્ન કરનારા પણ આપ જ છો. પુનઃ હૃદયકમળમાં ( ધ્યાન, ધારણા યોગને ગર્ભ-રૂપે ) ધારણ કરવાયોગ્ય પણ આપ જ છો.

**शरीरभृतः** ( ૩૪૯ )—સર્વ શરીરોનું ભરણપોષણ કરનારા પણ આપ છો. શરીરોમાં ભરપૂર થઈ રહેનારા પણ આપ જ છો.

---

૧. પદ્મ એટલે લીલાવતારમાં પદ્મ નામનું આભુષણ ધરનાર.

ગર્ભવાસમાં શરીરોનું રક્ષણ કરનારા પણ આપ છો. શરીરમાં ભરાઇને જીવરૂપ થનારા પણ આપ છો.

**મહર્ધિઃ** ( ૩૫૦ )—મહાન ઋદ્ધિવાળા પણ આપ છો. પુનઃ સમૃદ્ધિ અને વિભૂતિવાળા પણ આપ જ છો.

**ઋદ્ધઃ** ( ૩૫૧ )—સંસારનો ઉદ્ભવ એ આપની રિદ્ધિ સિદ્ધિ છે. પુનઃ સંસારમાં સ્વાદ પડવાથી તેમાં સ્વઇચ્છાથી રૂંધાઈ રહેનારા અને વ્યક્તિભાવનો સ્વીકાર કરીને તેમાં દેહાધ્યાસ જોડીને લક્ષચોરાશી યોનિમાં જીવરૂપ થઇને ભ્રમણ કરનારા પણ આપ જ છો.

**વૃદ્ધાત્મા** ( ૩૫૨ )—સર્વ કરતાં વૃદ્ધ આપ જ છો. પિતામહ, પ્રપિતામહ, માતામહ, પ્રમાતામહ સર્વે આપજ છો; કારણ કે સર્વમાં આપ પ્રથમપુરૂષ છો.

**મહાક્ષઃ** ( ૩૫૩ )—લીલાવતારમાં મોટાં નેત્રાવાળા પણ આપ જ છો. પુનઃ દીર્ઘદષ્ટિ પણ આપ જ છો. પુનઃ દશ્ય સર્વના દૃષ્ટા પણ આપ જ છો.

**ગરુડધ્વજઃ** ( ૩૫૪ )—ધ્વજામાં ગરૂડનું ચિહ્ન જેને છે તેવા આપ જ છો. પુનઃ મનરૂપી ગરૂડને કબજે રાખનારા પણ આપ જ છો. પુનઃ શીઘ્રવેગી એવા ગરૂડરૂપ વાહનવાળા પણ આપ જ છો. પુનઃ ભક્તજનોને સંભારતા [1]પહેલાં સહાય કરનારા પણ આપ જ છો.

अतुलः शरभोभीमः समयज्ञो हविर्हरिः ॥
सर्वलक्षणलक्षण्यो लक्ष्मीवान् समितिंजयः ॥ ३९ ॥

**અતુલઃ** ( ૩૫૫ )—આપની સરખામણી કરવા જેવી કોઇ અન્ય વસ્તુ ન હોવાથી તુલનારહિત ( ઉપમારહિત ) અદ્વિતીયરૂપ આપ જ છો.

---

૧. અકસ્માત્ વખતે સંભારતા પહેલાં સહાય થનાર. અજ્ઞાતદશામાં પણ સહાય કરનાર.

**शरभः** ( ૩૫૬ )—આપ અદ્વૈત એક હોવા છતાં પૃથક પૃથક સર્વ વ્યક્તિઓમાં [1]વિભક્ત થઇને સર્વને પ્રકાશ કરનારા ક્ષેત્રજ્ઞ પણ આપજ છો.

**भीमः** ( ૩૧૭ )—લીલાવતારોમાં ભયંકર સ્વરૂપ ધારણ કરનારા પણ આપ જ છો. મહાન ભયંકર કામો કરનારા પણ આપ જ છો.

**समयज्ञः** ( ૩૫૮ )—સમય, કસમય, વેળા—કવેળાને જાણનારા પણ આપ જ છો. પુનઃ સમયને અનુસરીને અનુકૂળ વર્તન કરનારા પણ આપ જ છો. પુનઃ સમયવેળાએ વાતને યાદ કરનારા પણ આપ જ છો. પુનઃ સમય સૂચક પણ આપ જ છો. પુનઃ સમ—યજ્ઞ એટલે સમાન યજ્ઞ એટલે એક સરખા શ્વાસોશ્વાસ એકવીસહજાર છસે અંતર્મુખજાપ રૂપ પણ આપ જ છો.

**हविर्हरिः** ( ૩૫૯ )—યજ્ઞમાં હુતદ્રવ્યને ગ્રહણ કરનારા પણ આપ છો. પુનઃ જપ યજ્ઞમાં પાપરૂપી હવિને હરનારા પણ આપ છો. પુનઃ ભક્ત લોકોનાં સંકટ હરનારા પણ આપ છો.

**सर्वलक्षणलक्षण्यः** ( ૩૬૦ )—સર્વ લક્ષણા દ્વારાએ લક્ષમાં લેવા યોગ્ય આપ એક જ પુનઃ ૐકારના જ્ઞાનથી લક્ષમાં આવનારા પણ આપ જ છો. પુનઃ જહદ્ અજહદ્ અને જહદાજહદ્ લક્ષણા વૃત્તિઓ પૈકી [2]જહદાજહદ્ લક્ષણા જેમ "તેજ દેવદત્ત છે." તેમ તત્—ત્વમ્—અસિ તત્વમસિ મહાવાકયના અર્થને ( તે તુંજ છે ) લક્ષ કરાવવાને ઉપયોગી છે ખરી પણ તેમાં આપના "અસિ" પદનુ સ્વરૂપ યથાવત્ જાણી શકાતું નથી કે તે પદ કેવું છે, કારણ કે ત્યાં ગુરૂ અને શિષ્ય બન્ને વ્યક્તિભાવમાં રહ્યાં રહ્યાં આપનું લક્ષ કરે છે. તેથી તે લક્ષ[3]પરોક્ષભાવમાં થાય છે; અને આપ સર્વને [4]અપરોક્ષ

---

૧ વિભક્ત=ખંડાકાર, જુદા જુદા, (૨) જહદાજહદ=ભાગ ત્યાગ લક્ષણા (૩) છેટે રહીને, ભિન્નભાવમાં (૪) અભિન્ન.

છે. અપરોક્ષ લક્ષ તો જ્યારે બન્ને વ્યક્તિઓ વ્યક્તિભાવમાંથી નીકળીને પછી આપનું લક્ષ કરે તોજ આપના અવ્યક્ત પદનું લક્ષ થઈ શકે. અવ્યક્તપદમાં મન, બુદ્ધિ અને ઇંદ્રિઓનો અભાવ થાય છે. તેથી તે પદમાં ઇંદ્રિઓ વગર કોણ કોને કહે અને કોણ કોને સાંભળે અને કોણ કોનું લક્ષ્ય કરે. તેથી આપનું "અસિ"પદ દુર્લક્ષ્ય (અલક્ષ્ય) છે. તેથી અગમ્ય અને અવાચ્ય છે. પુનઃ આપનું અસિપદ અનુપમ છે કારણકે તેનું લક્ષ કરાવવાને બીજી કોઇ ઉપમા નથી. માટે ત્રણે લક્ષણાઓની પાર અને ઉપમાઓની પાર જે લક્ષ્ય છે, તેને તો આપ એક જ જાણનારા છો. અન્ય કોઈ તે પદને જાણવાને સમર્થ નથી. કારણ કે તે સ્વ-સંવેદ્ય અથવા સ્વ-અનુભવરૂપ છે. મહાત્મા પુરૂષોને જ સ્વાનુભવપણે લક્ષ્યરૂપે થનારા છો. અન્ય વ્યક્તિઓને "**અવ્યક્તાહિ ગતિ દુઃખંદેહવદ્ભિરવાપ્યતે**" ઇતિ તે પ્રમાણે આપ વ્યક્તિવાળાઓને દુર્લક્ષ્ય છો. સર્વ લક્ષણાઓ અને સર્વ ઉપમાઓ પણ આપને પ્રત્યક્ષ સાક્ષાત્કાર કરાવી શકતી નથી. પુન; અચીંત્ય અને અલક્ષ્ય રૂપ પણ આપ જ છો.

**लक्ष्मीवान्** ( ૩૬૧ )—લક્ષ્મીવાળા પણ આપ જ છો. અને સર્વને લક્ષ્મી દેનારા પણ આપ જ છો.

**समितिंजयः** ( ૩૬૨ )—લીલાવનારોમાં રણસંગ્રામના સામંતોને જીતનારા પણ આપ જ છો.

त्रिक्षरोरोहितो मार्गोहेतुर्दामोदरः सहः ।
महीधरो महाभागो वेगवानमिताशनः ॥ ४० ॥

**विक्षरः** ( ૩૬૩ )—આપ ક્ષરથી રહિત છો, એટલે અવિનાશી પદ છો.

**રોહિતઃ** ( ૩૬૪ )—મત્સ્યાવતાર લેનારા પણ આપ જ છો.

**માર્ગઃ** ( ૩૬૫ ) સદ્દગતિ રૂપ પણ આપ જ છો. ધર્મ માર્ગ પણ આપ જ છો.

**હેતુઃ** ( ૩૬૬ )—સદ્દગતિના કારણરૂપ હેતુ પણ આપ જ છો. પુનઃ ધર્મ માર્ગને ચલાવનારા પણ આપ જ છો.

**દામોદરઃ** ( ૩૬૭ )–લીલાવતાર એવા શ્રી કૃષ્ણાવતારમા જેમને માતાએ પેટે દામણું ( દોરડી ) બાંધેલું છે એવા પણ આપ જ છો. પુનઃ આપ નિત્યમુક્ત હોવા છતાં માયા અને અવિદ્યા ગ્રસ્ત થનારા પણ આપ જ છો.

**સહઃ** ( ૩૬૮ )—સહન કરનાર. સામર્થ્ય હોવા છતાં ભક્તજનો માટે લીલાવતારોમાં દૈત્યોનો માર સહન કરનારા, અપમાન સહન કરનારા, સંકટો સહન કરનારા અને દુઃખોને સહન કરનારા પણ આપ જ છો. માયાનો સ્વીકાર કરવાથી અનેક દ્રશ્ય જંજાળને વહન કરનારા પણ આપ જ છો.

**મહીધરઃ** ( ૩૬૯ ) પૃથ્વીને ધારણ કરનારા પણ આપ જ છો. પુનઃ પૃથ્વીના કાર્યરૂપ ભૌતિક શરીરોને ધારણ કરનારા પણ આપ જ છો.

**મહાભાગઃ** ( ૩૭૦ )–ભાગ–ભાગ્ય. સર્વમાં ભાગ્યવાન પણ આપ જ છો. પુનઃ સર્વના ભાગ્ય ( પ્રારબ્ધ ) રચનાર પણ આપજ છો.

**વેગવાન્** ( ૩૭૧ )—શીઘ્રવેગી. એકીકાળે સર્વ જગતમાં ફરી વળનારા પણ આપ જ છો. પુનઃ ભક્તજનોને સંકટવેળાએ દોડીને સહાય કરનારા પણ આપ જ છો.

**अमिताशनः** ( ૩૭૨ )–અશન=ભોજન કરવું. મહાપ્રલય એજ આપનું મોટામાં મોટું ભોજન છે. પુનઃ સ્વરૂપાકાર ( જ્ઞાન–જાગ્રત ) થતાં અનંત કોટી બ્રહ્માંડોનો ગ્રાસ કરનારા પણ આપ છો.

उद्‌भवः क्षोभणोदेवः श्रीगर्भः परमेश्वरः ।

करणं कारणं कर्ता विकर्ता गहनो गुहः ॥ ४१ ॥

**उद्भवः** ( ૩૭૩ ) ઉદ્‌ભવ ઉત્પન્ન. અનંત કોટિ બ્રહ્માંડોને ફરી ફરી ઉત્પન્ન કરનારા પણ આપ જ છો. પુનઃ અનંત કોટી બ્રહ્માંડોની ઉત્પત્તિમાં આદિ કારણ પણ આપ છો.

**क्षोभणः** ( ૩૭૪ ) ક્ષોભણ=ક્ષોભ કરનાર. પ્રકૃતિ પુરૂષનો ક્ષોભ કરીને તેમાં ક્રિયા કરનારા પણ આપ જ છો. પુનઃ ક્ષોભણ એટલે નિસ્તેજ કરનારા પણ આપ જ છો. પુનઃ સર્વને શરમીંદા કરનારા પણ આપ જ છો.

**देवः** ( ૩૭૫ )—દેવ=પ્રકાશ કરનાર. સર્વના ઇષ્ટ, પૂજ્ય, અને સર્વને પ્રકાશ કરનારા દેવ પણ આપ જ છો પુનઃ અનંત ચેષ્ટાઓ કરનારા પણ આપ જ છો.

**श्रीगर्भः** ( ૩૭૬ )—ગર્ભ=ઉદરમાં ધારણ કરવું. માયા અને લક્ષ્મીને ગર્ભ પેઠે અંતર્ગત ધારણ કરનારા પણ આપ જ છો.

**परमेश्वरः** ( ૩૭૭ ) સ્વામી. સર્વ ઐશ્વર્ય અને સર્વ વિભૂતિ સંપન્ન પણ આપ જ છો. પુનઃ આપ જ પરમેશ્વર છો.

**करणम्** ( ૩૭૮ )–ઇંદ્રિય–અંતઃકરણ. સેવ્ય સેવકભાવે ભક્તિ કરનારને કીટ પતંગ ન્યાયે સ્વરૂપ પ્રાપ્તિના સાધનરૂપ આપ જ છો. પુનઃ સ્વરૂપ પ્રાપ્તિમાં લક્ષ્યરૂપ સાધન પણ આપ જ છો.

**कारणम्** ( ૩૭૯ )-હેતુ. જગતઉત્પત્તિના અભિન્ન[1] નિમિત્ત[2] ઉપાદાન[3] કારણ[4] અને તેના હેતુરૂપ પણ આપ જ છે. પુનઃ અભિન્ન નિમિત્તોપાદન કારણ પણ આપ જ છો.

**कर्ता:** ( ૩૮૦ )—કરનારા. જો કે આપ અકર્તા છો, અને આપની માયા જગત્‌ની ઉત્પત્તિમાં કર્તા છે. પણ માયાને જો આપનો આશ્રય હોય તોજ તે કરી શકે છે. તેથી માયા સહિત આપ જ જગતના કર્તા છો. પુનઃ આપની માયા આપનાથી અભિન્ન છે.

**विकर्ता** ( ૩૮૧ )—વિકૃતિ કરનાર. કર્તા, અકર્તા અને અન્યથા કર્તા પણ આપ જ છો. પુનઃ નિરાકારમાંથી સાકાર અને સાકારમાંથી જગતરૂપ થનારા પણ આપ જ છો.

**गहन:** ( ૨૮૨ )-ન જાણી શકાય તેવા. આપ મન, બુદ્ધિ, અને ઇન્દ્રિય જન્ય જ્ઞાનની પાર છો, એટલે આપ ન જાણી શકાએ. તેવા છો. અને તેથી આપ અગમ્ય અને અતીંદ્રિય અગોચર છો.

**गुह्य:** ( ૩૮૩ ) ઢાંકનારા. માયાવડે સ્વરૂપને ઢાંકી રાખનારા અને તેથી ગુપ્ત રહેનારા પણ આપ જ છો, પુનઃ સ્વરૂપને આચ્છાદન કરીને આપની માયા આપના સ્વરૂપને ચિત્ર વિચિત્ર ભાવમાં દેખાડે છે, અને તે માયા આપનાથી અભિન્ન છે તેથી માયાના પડદામાં આપ જ ગુપ્તપણે રહેલા છો.

---

૧ અભિન્ન=જુદુ નહિ, પણ જેમાં કાર્ય અને કારણભાવ એવા ઉભયભાવ સમાએલા છે એવું એક કારણ, ૨ નિમિત્ત એટલે કર્તા, હેતુ વગેરે, ૩ ઉપાદાન એટલે પદ મૂળવસ્તુ, અધિષ્ઠાન, અહં અસ્મિ, (હું છું) પદ જેમ સ્વપ્ન સૃષ્ટિમા કર્તા કાર્ય જીવાત્મા છે તેમ. ૪ સ્વપ્ન સૃષ્ટિમાં હેતુ, નિમિત્ત અને વસ્તુ સર્વ જીવાત્મા છે, તેમ વર્તમાન જગત રચનામાં સર્વ આપજ છો, તેથી જગતનું કારણ આપ અહં અસ્મિ પદ છો.

व्यवसायो व्यवस्थान: संस्थानः स्थानदो ध्रुवः ।
परर्द्धिः परमस्पष्ट स्तुष्टः पुष्टः शुभेक्षणः ॥ ४२ ॥

**व्यवसाय:** ( ૩૮૪ ) સદા કામમાં ને કામમાં રહેનારા. જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય એ કામમાં આપ સદા ગુંચવાઈ રહો છો. તેમજ સાધુ અને ધર્મની રક્ષા કરવા માટે આપ સદા તત્પર રહો છો. તેથી આપ વ્યવસાયી છો. પુનઃ જીવપણે સંસારમાં સદા વ્યવસાયી રહેનારા પણ આપ જ છો.

**व्यवस्थान:** ( ૩૦૫ )—વ્યવસ્થા કરનારા. પ્રારબ્ધની વ્યવસ્થા કરનારા પણ આપ જ છો. પુણ્ય પાપ સુખ દુઃખ અને ગતિ અગતિમાં વ્યવસ્થા કરનારા પણ આપ જ છો. પુનઃ પિંડ બ્રહ્માંડમાં વ્યવસ્થા કરનારા પણ આપ જ છો. પુનઃ જગત તેનતિ વ્યવસ્થા કરનારા પણ આપ જ છો.

**संस्थान:** ( ૩૮૬ )—સંસ્થાઓના સ્થાપન કરનારા પણ આપ છો. તેના નિયમ બાંધનારા પણ આપ છો, વ્યક્તમાંથી અવ્યક્ત અને અવ્યક્તમાંથી વ્યક્ત કરવાની ગોઠવણ રાખનારા પણ આપ છો. પુનઃ અંતકાળે દશ્યોના નિવાસ સ્થાન પણ આપ છો.

**स्थानद:** ( ૩૮૭ )—સૃષ્ટિના ઉદયકાળે દશ્ય જગતોને સ્થાન દેનારા પણ આપ જ છો. તેમને રહેવાને અવકાશ આપનાર ચિદ્‌–આકાશ પણ આપ જ છો. પુનઃ પુણ્ય કર્મ કરનારાઓને ઉત્તમ સ્થાન

---

વળી ત્રીજે પ્રકાર કારણ એટલે હેતુ, અથવા મૂળ, જેમ જાગ્રત જગત્, સ્વપ્ન જગતનું કારણ છે તે પ્રમાણે જીવનું પૂર્વનું જગત વર્તમાન જગતનું કારણ છે અને વર્તમાન જગત ભાવિ જગતનું કારણ થાય છે તેથી પૂર્વાપર આવર્તન, પરિવર્તન પુનરાવૃત્તિ પ્રવાહનું કારણ આપ અહં અસ્મિપણું છો.

આપનારા પણ આપ જ છો. પુનઃ ભક્તજનોને અચળ અને નિર્ભય સ્થાન આપનારા પણ આપ જ છો. પુનઃ ધ્રુવાદિ ભક્તોને અવિચળ સ્થાન આપનારા પણ આપ જ છો.

**ध्रुवः** ( ૩૮૮ )—અચ્યુત અને અચળ પદ પણ આપ જ છો. પુનઃ અવ્યક્ત પદ, નિર્ગુણ અને નિરાકાર પદ, અને અંતીમ નિદાન પદ પણ આપ જ છો. પુનઃ ભક્ત જનોમાં ધ્રુવ ભક્ત પણ આપજ છો. પુનઃ અચળ અને અવિનાશી પદ પણ આપ જ છો.

**परर्द्धिः** ( ૩૮૯ )—પરાર્ધ સંજ્ઞાસૂચક પણ આપ છો. અગણીત અને અસંખ્ય દ્રવ્યના સ્વામી પણ આપ જ છો. પુનઃ દૃશ્ય જગત્ સર્વ આપની સમૃદ્ધિ રૂપ છે.

**परमः** ( ૩૯૦ ) સર્વથી શ્રેષ્ટ, સર્વથી સૂક્ષ્મ, અને સર્વથી અતિવ્યાપક, અવિચળ, અવિનાશી, અને અવિકારી તત્વ એવા સર્વોત્તમ સ્વપદ પણ આપ જ છો.

**स्पष्टः** ( ૩૯૦ )—આપ સ્વ આત્મપદ હોવાથી સર્વને આપો આપે સ્પષ્ટ જણાઇ રહેનારા છો. સર્વને અતિ પ્રગટ છો. પુનઃ ભક્તજનોને દર્શન દઇને વિશ્વાસ, ખાત્રી કરી આપનારા છો. પુનઃ લક્ષ ચોરાશીના ભ્રમણ ચક્રમાંથી જેને જેને બચવું હોય તેણે તેણે આપનું શરણ લેવું અને આપનું સ્મરણ કરવું એ વાત સર્વ જગતને સ્પષ્ટ જાણીતી છે.

**तुष्टः** ( ૩૯૧ )—આપ પૂર્ણ કામ છો. આપ્ત કામ છો, તેથી સદા તૃપ્ત છો. પુનઃ થોડાને ઘણું માની લેનારા અને પ્રસન્ન રહેનારા પણ આપ જ છો. પુનઃ ભક્તજનોનો સાચો ભાવ જાણીને થોડામાં પ્રસન્ન થઇ જનારા પણ આપ જ છો; આપ દ્રશ્ય સર્વના અંતરાત્મા છો.

**पुष्टः** ( ૩૯૨ )—આપ સર્વ સંપન્ન છો. સર્વત્ર વ્યાપક, સર્વ શક્તિમાન અને સર્વરૂપ એવા આપ અખંડ એક છો. તે છતાં પ્રત્યેક

અણુમાં આપ તેવાને તેવા અખંડ એક અને પરિપૂર્ણપણે રહેનારા છો. પુનઃ આપ દેશકાલ વસ્તુ પરિચ્છેદ રહિત અદ્વૈત છો.

**शुभेक्षणः** ( ૩૯૩ )—શુભ દૃષ્ટિવાળા પણ આપ છો. દયા, ક્ષમા, કૃપા, ઉદારતા આદિ દ્રષ્ટિવાળા પણ આપ છો. પુનઃ સ્વપ્ન સૃષ્ટિની પેઠે દ્રશ્ય જગતમાં સ્વઆત્મ દ્રષ્ટિ કરનારા પણ આપ જ છો.

रामो विरामो विरजो मार्गोनेयो नयोऽनयः ।
वीरः शक्तिमतां श्रेष्ठो धर्मो धर्मविदुत्तमः ॥ ४२ ॥

**रामः** ( ૩૯૪ )—ભક્તજનો માટે રામાવતાર લેનારા પણ આપજ છો. પુનઃ સતરમતે રામ એવા વ્યાપક, બ્રહ્મતત્વ પણ આપ જ છો. પુનઃ ભક્તજનોના નિવાસ સ્થાન પણ આપ જ છો. પુનઃ સર્વના દૈવતરૂપ શક્તિ ( રામ ) પણ આપ જ છો. પુનઃ મૃત્યુકાળે નામ સ્મરણ અને નામોચ્ચારથી વ્યક્તિઓનો ઉદ્ધાર કરનારા પણ આપ જ છો. પુનઃ માયા વિશિષ્ટ ( જગત્કર્તા ) રામ પણ આપ જ છો. પુનઃ મૃત્યુકાળે દ્રશ્ય વિસ્તારનો દૃષ્ટામાં અને પુનઃ દ્રષ્ટાનો અવ્યક્ત પદમાં લય કરનારા રામ પણ આપ જ છો. પુનઃ ભક્તજનોના ભાવ-ગ્રાહી પણ આપ જ છો. પુનઃ હે રામ ! એવો આર્ત પોકાર સાંભળીને તેની વ્હાર કરનારા પણ આપ જ છો. પુનઃ જે ભક્તજનો ભોળે ભાવે માત્ર આપનું નામ રટણ કરનારા છે, તેમને આપ રામાકાર એવી સાયુજ્ય મુક્તિ આપનારા છો. પુનઃ આપનું ભજન અને આપનું સ્મરણ એ સર્વ સાધક મંત્ર છે. કીટ પતંગ ન્યાયે ભક્તજનોને સ્વરૂપ પ્રાપ્તિ કરનારા પણ આપ જ છો.

**विरामः** ( ૩૯૫ ) સર્વનો વિશ્રામ ઠામ પણ આપ જ છો. પુનઃ આપના અવ્યક્તપદમાં સર્વ પ્રાણીઓ વિશ્રાંતિ લે છે. પુનઃ

જગતમાં આવિર્ભાવ અને તિરોભાવનું મૂળ કારણ પણ આપ જ છો. પુનઃ ભક્તજનોનું વિશ્રાંતિ સ્થાન પણ આપ જ છો. પુનઃ જગતની સુષુપ્તિ પણ આપ જ છો.

**विरजः** ( ૩૯૬ )—આપ રજોગુણથી રહિત છો. પુનઃ દ્રશ્ય જગત્થી અસંગ અને ઉદાસીન રહેનારા પણ આપ જ છો. પુનઃ રજો અને તમો રહિત શુદ્ધ સતોગુણ પણ આપ જ છો. પુનઃ રાગ-દ્વેષ, કામક્રોધ રહિત સમાન ભાવ પણ આપ જ છો.

**मार्गः** ( ૩૯૭ )—સ્વસ્વરૂપની પ્રાપ્તિ કરવી એ જ ઉત્તમ માર્ગ છે. પુનઃ આપનું નામ સ્મરણ કરવું એ જ ભક્તજનોને ઉત્તમ અને સહેલો માર્ગ છે. પુનઃ પ્રેમલક્ષણાભક્તિ ટૂંકામાં ટૂંકો અને સહેલામાં સહેલો માર્ગ છે. પુનઃ પ્રવૃત્તિ અને નિવૃત્તિ એ બંને માર્ગોની પેલી પાર નિજ સ્વરૂપની પ્રાપ્તિનો માર્ગ છે.

**नेयः** ( ૩૯૮ )—જ્ઞાન ગમ્યપદ પણ આપ જ છો. પુનઃ ભક્તજનોને પ્રેમ કરવાયોગ્ય પણ આપ જ છો.

**नयः** ( ૩૯૯ )—નય=નીતિ. સારે રસ્તે દોરનાર પણ આપ જ છો. પુનઃ સર્વને નિયમમાં રાખનારા પણ આપ જ છો. પુનઃ ભક્તજનોના નિયમનો ટેક જાળવનારા પણ આપ જ છો.

**अनयः** ( ૪૦૦ )—આપને કોઈ પણ નિયમ લાગુ પડતો નથી, કારણ કે આપ[૧] આપ્તકામ છો તેથી સ્પૃહા રહિત છો. પુનઃ જગત્ તંત્રના સ્વામી અને તંત્ર ચલાવનારા સૂત્રધાર પણ આપ જ છો. પુનઃ અઘટ ઘટના કરવાને પણ આપ જ સમર્થ છો.

**वीरः** ( ૪૦૧ )—શૂરવીર પણ આપ જ છો. પુનઃ દ્રશ્ય

---

૧ આપ્તકામ=કામનાઓથી તૃપ્ત.

જગતનો લય કરનારા પણ આપ જ છો. પુનઃ જડ અને ચેતનની પારનું અસ્તિત્વ, સચ્ચિદાનંદ અસ્તિત્વ પણ આપ જ છો.

**शक्तिमतांश्रेष्ठः** ( ૪૦૨ )—શક્તિવાળાઓમાં સર્વથી શ્રેષ્ઠ શક્તિવાળા પણ આપ જ છો. આપ જ સર્વશક્તિમાન છો.

**धर्मः** ( ૪૦૩ )—ધર્મ એટલે કર્તવ્યતા અથવા ન્યાય; પુણ્ય અને કલ્યાણનો રસ્તો પણ આપ જ છો. પુનઃ પરલોકમાં સદ્ગતિ સાધવા માટે જે સત્કર્મ કરવામાં આવે તે સર્વ ધર્મ આપ જ છો. પુનઃ પરમધામ અને મોક્ષ પણ આપ જ છો. પુનઃ [૨]ઐહિક અને પારલૌકિક ફળ માટે ધારણ કરાતો ધર્મ[૩] પણ આપ જ છો.

**धर्मविदुत्तमः** ( ૪૦૪ )—સર્વ ધર્મ જાણનારાઓમાં ઉત્તમ ધર્મ જાણનારા આપ જ છો. પુનઃ આપનું નામ સ્મરણ એ જ ભક્તજનોને ઉત્તમ ધર્મ છે. આપના નામસ્મરણમાં જ સર્વ ધર્મોનો સમાવેશ થઈ જાય છે. તેમાં જ વેદ, તેમાં જ વેદાંતજ્ઞાન, તેમાં જ નિજજ્ઞાન અને તેમાં જ સર્વ કર્તવ્યતા સમાઈ રહે છે. તેથી આપ ધર્મવિદુત્તમ છો.

वैकुण्ठः पुरुषः प्राणः प्राणदः प्रणवः पृथुः ।
हिरण्यगर्भः शत्रुघ्नो व्याप्तो वायुरधोक्षजः ॥ ४४ ॥

---

૨ ઐહિક=આલોકનું.

૩ ઈશ્વર ઉપર આસ્થા ( શ્રદ્ધા, વિશ્વાસ ) રાખવી એ જ મુખ્ય ધર્મ છે. આસ્થા ગઈ તો ધર્મ જ ગયો. અનાસ્થામાં પાળેલો ધર્મ પૂરો ધર્મ નથી; ઈશ્વરને ઉદ્દેશીને જે જે કર્મો કરવામાં આવે તે જ ધર્મ છે, તેથી વિપરીત જે કરવામાં આવે તે અધર્મ છે અથવા સંસાર વ્યવહાર છે, તત્ત્વવેત્તા ગુરૂનો બોધ ગ્રહણ કરવો એ જ ધર્મ છે.

**वैकुण्ठः** ( ૪૦૫ )—વૈકુંઠ લોકસ્થિતિ પણ આપ જ છો. પુનઃ સૂક્ષ્મતાની અવધિરૂપ સ્થિતિ પણ આપ જ છો. પુનઃ પંચમહાભૂતને પંચીકૃત કરનારા પણ આપ જ છો.

**पुरुषः** ( ૪૦૬ )—પ્રકૃતિ પુરૂષના વિવેકમાં તેમ જ સ્ત્રી પુરૂષના વિવેકમાં આપ જ પુરૂષરૂપ છો. પુનઃ પુરૂષ એટલે નવદ્વારવાળી પૂરીઓમાં શયન કરી રહેનારા આપ જ છો. પુનઃ વીર પુરૂષ પણ આપ જ છો. પુનઃ જડ અને ચેતનમાં આત્મા આપ જ છો. પુનઃ સ્વઇચ્છાથી સમષ્ટિગત અને વ્યષ્ટિગત પૂરીમાં જીવરૂપે પ્રરાઇ રહેનારા પુરૂષ પણ આપ જ છો. પુનઃ ત્રણલીંગમાં આપ પુરૂષલીંગ છો.

**प्राणः** ( ૪૦૭ )—સર્વે પ્રાણીઓના શ્વાસોશ્વાસ જીવન પણ આપ છો. સમાન પ્રાણ પણ આપ છો. પ્રાણરૂપે શરીરને ટેકો દેનારા પણ આપ છો. પ્રાણરૂપે શરીરને ટકાર રાખનારા પણ આપ છો. પુનઃ પ્રાણ અને અપાનદ્વારાએ શરીરની અંદરના પ્રાણના પોષક પણ આપ છો. પુનઃ ભક્તજનોને તો આપ પ્રાણના પણ પ્રાણ છો. કારણ કે તેમના નિજ—આપ છો. પુનઃ પ્રાણીઓની ચેતનાશક્તિપ્રાણ પણ આપ છો.

**प्राणदः** ( ૪૦૮ )—સર્વ પ્રાણીઓને પ્રાણ દેનારા પણ આપ છો. પ્રાણ આપી ને જડ શરીરને ચેતન બનાવનારા પણ આપ જ છો. પુનઃ મૃત્યુકાળે ચેતન શરીરને જડ બનાવનારા પણ આપ જ છો. પુનઃ ભક્તજનોને ભક્તિ કરવામાં ઉત્તેજન દેનાર પણ આપ જ છો.

**प्रणवः** ( ૪૦૯ )—નિર્ગુણ અને સગુણ બ્રહ્મસૂચક ઓંકારરૂપ પણ આપ છો. ઓંકારરૂપે સર્વના બીજરૂપ છો. પુનઃ સૃષ્ટિની આદિમાં, અંતમાં તેમ જ મધ્યમાં ઓંકારરૂપે આપ આદિ અને અનાદિ છો. પુનઃ

અકાર માત્રાથી સર્વવર્ણવ્યાપક અક્ષર છો. પુનઃ ઓંકારમાંથી [1]ત્રિપદા ગાયત્રીછંદ પ્રગટ થયા, અને ગાયત્રીમાંથી ત્રણ વેદ, અને ત્રણ વેદમાંથી ત્રિલોકી જગત્ પ્રગટ થયું. તેથી આપ જ સાકાર અને આપ જ નિરાકાર છો. આપ જ દ્રષ્ટા અને આપ જ દ્રશ્ય છો. પુનઃ અનિર્વચનીય દ્રશ્ય પ્રતિતીમાં અને પ્રાતિભાસિક પ્રતીતિઓમાં પણ આપ ઓંકારરૂપે જ રહ્યા છો. પુનઃ પ્રાણાંતકાલે ઓંકાર સ્મરણ સ્વગતિ અથવા સ્વપદ આપનારૂં છે.

**पृथुः** ( ૪૧૦ )—પૃથુ અવતાર પણ આપ જ છો. પુનઃ પૃથ્વીના કાર્યરૂપ સ્થૂળ શરીરને આસુરી સંપત્તિમાંથી દૈવીસંપત્તિમાં લાવનારા પણ આપ જ છો. પુનઃ સગુણ સાકારપણે આપ પ્રત્યક્ષ અને પ્રગટ છો. પુનઃ આપનું-દ્રષ્ટાપદ જ દ્રશ્યાકારપણે જણાય છે. દ્રષ્ટા અને દ્રશ્યરૂપે આપ જ એક અદ્વૈત છો.

**हिरण्यगर्भः** ( ૪૧૧ )—હિરણ્યગર્ભ અથવા મહત્તત્વ પણ આપ જ છો. પુનઃ દ્રશ્ય વસ્તુમાં સત્-ચિત-આનંદ એવું અધિષ્ઠાન પદ પણ આપ જ છો.

**शत्रुघ्नः** ( ૪૧૨ )—દૈત્ય અને અસુરોના નાશ કરનારા પણ આપ જ છો. પુનઃ આસુરી સંપત્તિનો નાશ કરનાર દૈવી સંપત્તિ પણ આપ જ છો. પુનઃ શ્રી રામના ભાઈ શત્રુઘ્ન વ્યક્તિધારી પણ આપ જ છો.

**व्याप्तः** ( ૪૧૩ )—ત્રિલોકી જગતમાં વ્યાપી રહેનારા પણ આપ જ છો. પુનઃ દ્રષ્ટ. અને દ્રશ્યની બાહ્યાભ્યંતર વ્યાપી રહેનારા

---

૧ ત્રિપદા—વ્યવહારિક સત્તા, પ્રાતિભાસિક સત્તા અને પારમાર્થિક સત્તા એવા ત્રણ પાદવાળા.

પણ આપ જ છો. પુનઃ સર્વ દ્રશ્યના ઉપાદાન કારણ પણ આપ જ છો. પુનઃ માયા અને અવિદ્યામાં વ્યાપી રહેનારા અને તેની બહાર વ્યાપક રહેનારા પણ આપ જ છો, માયા અને અવિદ્યા ઉપહિત[1] અને વિહિત ચેતન પણ આપ જ છો.

**वायुः** ( ૪૦૪ )—જગત પ્રવાહને વહન કરનાર વાયુતત્વ પણ આપ જ છો. પુનઃ પ્રાણીઓના પ્રાણવાયુ પણ આપ જ છો. પુનઃ પંચમહાભૂતમાં સર્વવ્યાપક વાયુતત્વ પણ આપ જ છો.

**अधोक्षजः** ( ૪૧૫ )—જ્ઞાનની સીમારૂપ પણ આપ જ છો. વિવિધ પ્રકારના ઉપાધિમાં પડેલા જીવોને જ્ઞાન જાગ્રત કરીને સ્વ સ્વરૂપ પ્રાપ્તિ કરાવનારા પણ આપ જ છો. પુનઃ આકાશથી માંડીને પૃથ્વી પર્યંત વિવિધ જગતની ઉત્પત્તિ કરનારા પણ આપ જ છો. પુનઃ ભક્તજનો માટે કૃપાને લઇને નેત્ર નીચાં રાખનારા પણ આપ જ છો.

ऋतुः सुदर्शनः कालः परमेष्टी परिग्रहः ।
उग्रः संवत्सरो दक्षो विश्रामो विश्वदक्षिणः ॥४५॥

**ऋतुः** ( ૪૧૬ )—૭ ઋતુઓ પણ આપ જ છો. કાળના ફેરફાર પણ આપ જ છો. પુનઃ ૭ ઋતુઓમાં વસંત ઋતુ પણ આપ જ છો.

**सुदर्शनः** ( ૪૧૭ ) દર્શન કરવામાં એટલે ચર્મચક્ષુથી દેખવામાં, તેમ જ મન અને બુદ્ધિરૂપી જ્ઞાનચક્ષુથી જાણવામાં આપ સુંદર છો.

---

૧ ઉપહિત=ઉપાધીની અંદર અને બહાર ચેતનવ્યાપક. વિહિત એટલે માત્ર ( માયા અને માત્ર અવિદ્યા ) ઉપાધિમાં વ્યાપક રહેનાર ચેતન, જેમકે ઘટાકાશ મહાકાશ, અને મહદાકાશ. તે પ્રમાણે જીવ, ઈશ્વર અને બ્રહ્મ.

પુનઃ આપ શાસ્ત્રોનો સુગમ રસ્તો દર્શાવનારા છો. પુનઃ શાસ્ત્રોનું આપ તત્ત્વદર્શન છો. એટલે બુદ્ધિનું સુક્ષ્મજ્ઞાન અથવા સુક્ષ્મદર્શન છો. પુનઃ જગત્ પ્રવાહનું ચક્ર અને ચોરાશી લક્ષયોનિ જન્મનું ચક્ર પણ આપ જ છો. તેથી સુદર્શન ચક્ર પણ પણ આપ જ છો.

**कालः** ( ૪૧૮ )—કાળ એટલે નિમેષ આદિ વખત અથવા સમય. પુનઃ જન્મકાળ, મૃત્યુકાળ, ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળ, જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિકાળ એ સર્વ કાળો આપ જ છો. પુનઃ જાગ્રત થતાં સ્વપ્ન-દ્રશ્યો જેમ દ્રષ્ટામાં અદ્રશ્ય થઇ જાય છે. તેમ સ્વરૂપ જાગ્રત કાળમાં દ્રશ્ય જગત આપમાં અદ્રશ્ય થઈ જાય છે. તેથી આપ કાળના પણ કાળ મહાકાળ છો.

**परमेष्ठीः** ( ૪૧૯ )—શ્રેષ્ઠ ઇચ્છાવાળા પણ આપ જ છો. સ્વરૂપ સ્થિતિ રાખવાની ઇચ્છાવાળા પણ આપ જ છો. પુનઃ સર્વના કલ્યાણની ઇચ્છા રાખનારા પણ આપ જ છો.

**परिग्रहः** ( ૪૨૦ )-સર્વના સંગ્રહરૂપ પણ આપ જ છો. દ્રશ્ય જગતના બીજ પણ આપ જ છો. પુનઃ ઉપાસકોએ અર્પેલાનો સ્વીકાર કરનાર પણ આપ જ છો.

**उग्रः** ( ૪૨૧ )--મહાન તેજસ્વી. તાતઃ સૂર્યરૂપ પણ આપ જ છો. પુનઃ ઉગ્રના પણ ઉગ્ર આપ જ છો. પુનઃ ભયજનક મૂર્તિ પણ આપ જ છો. પુનઃ અસુરોથી ભક્તજનોના રક્ષણ માટે મહાન ભયંકર સ્વરૂપો ધારણ કરનારા પણ આપ જ છો.

**संवत्सरः** ( ૪૨૨ )—બાર માસના વર્ષકાળ સંવત્સરરૂપ પણ આપ જ છો. પુનઃ પ્રાણી માત્રને સારી રીતે સુખ પૂર્વક એકત્ર વસવાના મુખ્ય સ્થાનરૂપ પણ આપ જ છો.

**दक्षः** ( ૪૨૩ )--એટલે-કુશળ. જાતિ વર્ણ અને આશ્રમના સંસ્કારવાળા પણ આપ જ છો. પુનઃ સર્વ કામ કરવામાં વિચિક્ષણ પણ આપ જ છો. દક્ષ પ્રજાપતિરૂપે પ્રજાનું રક્ષણ કરનારા પણ આપ જ છો.

**विश्रामः** ( ૪૨૪ )--જન્મ મરણનો વિસામો, નિવૃત્તિસ્થાન અને પરમ શાંતિનું સ્થાન પણ આપ જ છો. પુનઃ જાગ્રત અને સ્વપ્ન પ્રપંચોનું લય સ્થાન અવ્યક્ત પદ પણ આપ જ છો. પુનઃ વ્યક્ત અને અવ્યક્ત ( માયા અને અવિદ્યા ) સર્વેનું લય સ્થાન એવું સનાતન પદ પણ આપ જ છો. પુનઃ આપનું નામસ્મરણ ભક્તજનોને ત્રિવિધ તાપની વિશ્રાંતિ ( સ્થાન ) છે; તેમને સર્વ અનર્થોથી મુક્ત કરનારા અને પરમાનંદ પ્રાપ્ત કરનારા પણ આપ જ છો.

**विश्वदक्षिणः** ( ૪૨૫ )--સ્વપ્ન સૃષ્ટિની પેઠે એકી કાળે વિશ્વરચના ખડી કરી દેવામાં અને તેના પદાર્થોની યોગ્ય ગોઠવણ કરવામાં આપ સર્વ વ્યક્તિઓ કરતાં શ્રેષ્ઠ નિપુણ છો, કારણ કે આપ તેમના સમષ્ટિપદ છો. અર્ધ નિમેષકાળમાં અનંત કોટી બ્રહ્માંડોની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરવાને સમર્થ પણ આપ જ છો.

विस्तारः स्थावरः स्थाणुः प्रमाणं बीजमव्ययम् ।
अर्थोऽनर्थो महाकोशो महाभोगो महाधनः ॥४६॥

**विस्तारः**--( ૪૨૬ )—કાર્ય અને કારણરૂપ થઈને આપ જ આપમાં આપપણે જગતરૂપે વિવિધ વિસ્તાર કરો છો. જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ અને દ્રશ્ય જગતમાં આપ અનુસ્યૂત છો. પુનઃ સ્વપ્ન સૃષ્ટિની પેઠે દ્રષ્ટા જ દ્રશ્યરૂપે વિસ્તરેલ છે. પુનઃ આપ જ સર્વરૂપ

થયા છો. પુનઃ જગતમાં[1] અન્વય અને જગતથી વ્યતિરેક પણ આપ જ છો.

**स्थावरस्थाणुः** (૪૨૭)--સ્થાવર પદાર્થ પણ આપ જ છો. વૃક્ષ અને પર્વત આદિ સ્થાવર વસ્તુ પણ આપ જ છો. ચર અચર સર્વ જગતરૂપ આપ જ છો. પુનઃ સ્થાવરોના આશ્રયભૂત કૂટસ્થપદ, અવિચળ અને અચ્યુતપદ પણ આપ જ છો.

**प्रमाणम्** (૪૨૮)—પ્રમાણ. પ્રત્યક્ષ અનુમાન શાબ્દ આદિ સર્વ પ્રમાણોના પ્રમાણરૂપ સ્વ–અનુભવ પ્રમાણ આપ જ છો.પુનઃ પ્રમાણો આપનો નિશ્ચય કરાવનારાં સાધનો છે. પુનઃ પ્રમાણમાં પણ ન આવો એવા આપ અમાપ છો. તો પણ ભક્તજનો આપને નામ અને રૂપ આપીને શ્રદ્ધા ભક્તિથી આપનું માપ (વ્યક્તિપણું) કરે છે. અને ભક્તમાળામાં આપે જ પ્રમાણમાં આવીને ભક્તજનોને અસંખ્ય પરચા આપ્યા છે.

**बीजमव्ययम्** (૪૨૯)—સર્વ જગતના અવિનાશી બીજ, સાકાર પ્રતીતિઓના આપ નિરાકાર અને અવિનાશી અધિષ્ઠાન છો. પુનઃ આપ અંગ અને અંગીભાવથી રહિત સજાતિ, વિજાતિ, અને સ્વગત ભેદ રહિત અખંડ એક છો. પુનઃ અણુપણામાં આપ અહં અણુરૂપ છો. અને અહંપણે સર્વમાં બીજરૂપે રહ્યા છો. અને તેમાંથી જ જગત્ વિસ્તાર કરો છો, અને પુનઃ તેમાંજ તિરોભાવ લય કરો છો.

---

૧ અન્વય=અનુસ્યૂત જેમ જાગ્રત,સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણેમાં અનુસ્યૂત એટલે પરોવાએલા છો તેથી ત્રણે દશામાં એકના એક છો તેથી અન્વય આત્મા છો. તે ત્રણે અવસ્થાઓ આત્મામાં નથી. વ્યતિરેક=આપ આત્મા તેમનાથી જુદા છો, અસંગ છો.

**अर्थः** ( ૪૩૦ )--આપની સ્વરૂપ પ્રાપ્તિ એ જ સર્વ વ્યક્તિ-ઓની ઇચ્છેલી વસ્તુ છે. ફળસિદ્ધિ પણ આપ જ છો. આપની પ્રાપ્ત એ જ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ છે. પુનઃ પરમાનંદની પ્રાપ્તિ અને સર્વ અનર્થોની નિવૃત્તિ પણ આપ જ છો.

**अनर्थः** ( ૪૩૧ )--આપ પૂર્ણકામ છો અને તેથી સર્વ અર્થ રહિત છો. પુનઃ માયિક અનર્થોના પણ આપ જ અધિષ્ઠાન છો. પુનઃ અર્થ અને અનર્થ એવા દ્વંદ્વભાવથી રહિત દ્વંદ્વાતીત પદ પણ આપજ છો.

**महाकोशः** (૪૩૨)—અન્નમયાદિ[1] પંચકોશોના કોશરૂપ પણ આપ જ છો. બાહ્યાભ્યંતર સર્વને આવૃત કરનારા ચિદાકાશતત્વ પણ આપ જ છો.

**महाभोगः** (૪૩૩)—પરમ આનંદને ભોગવનારા સ્વરૂપાકાર સ્થિતિ રાખનારા પણ આપ જ છો. પુનઃ માયિક પ્રપંચથી અસંગ રહેનારા અને સુખશાંતિનો અનુભવ કરનારા પણ આપ જ છો.

**महाधनः** (૪૩૪)-સર્વ ધનરૂપ પણ આપ જ છો. પુનઃ આપની ભક્તિ એજ સર્વોત્તમ ધન અને ચિંતામણિની પ્રાપ્તિ છે. પુનઃ આપની સ્વરૂપ પ્રાપ્તિ એ મહાન્ ધન છે, એટલે કે મનુષ્ય જન્મની સાફ-લ્યતા, સાર્થકતા, અને કૃતકૃત્યતા છે. પુનઃ ભક્તજનોને આપનું નામ સ્મરણ એ જ રિદ્ધિ સિદ્ધિ અને દ્રવ્ય છે.

अनिर्विण्णः स्थविष्ठोऽभूर्धर्मयूपो महामखः ।
नक्षत्रनेमिर्नक्षत्री क्षमः क्षामः समीहनः ॥ ૪૭ ॥

**अनिर्विण्णः** (૪૩૫)—અ=નહીં, નિર્વિણ્ણ=નિર્વેદ એટલે વૈરા-

1. અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય, આનંદમય.

ગ્યવાળું, આળસ રહિત અથવા કંટાળા રહિત આપ. વ્યક્તિભાવમાં સંસારપ્રવૃત્તિમાં નવો નવો ઉત્સાહ ધરાવનારા છો. પુનઃ જગત પ્રવાહ ચલાવવામાં આપને કંટાળો નથી. પુનઃ આલોક અને પરલોક ગતિઓ વારંવાર કરવા છતાં પણ આપ કુટસ્થ અને અવિકારી પદ છો. પુનઃ તદાકાર ધ્યાન પણ આપ જ છો.

**स्थविष्ठः** (૪૩૬)—સ્થૂળ અને સ્થાવર વસ્તુમાં પણ આપ વ્યાપી રહેનારા છો. સ્થાવરમાં પણ સ્થાવર અને સ્થૂળમાં પણ સ્થૂળ આપ જ છો. પુનઃ આકાશની પેઠે સદા સ્થાયી, "અસ્તિ, ભાતિ, અને પ્રિય નામ અને રૂપ" આપ જ છો. પુનઃ સમષ્ટિપદ વિરાટ પુરૂષ પણ આપ જ છો.

**अभुः** (૪૩૭)—અ=નહિ, ભૂઃ=થવું પણ આપ ઉત્પત્તિથી રહિત છો. અજન્મ છો. પુનઃ ઉત્પત્તિ રહિત છો તેથી સદા અવિકારી છો. જેવા ને તેવા છો. પુનઃ પંચમહાભૂતથી રહિત છો.

**धर्मयूपः** (૪૩૮)—ધર્મના સ્તંભ પણ આપ જ છો. ધર્મની ધોંસરી ધરનારા પણ આપ જ છો. પુનઃ ધર્મોનું ઉત્પત્તિ સ્થાન અને ધર્મોનું સમૂહપણું પણ આપ જ છો, પુનઃ આપ [1]ધર્મના ધર્મ છો. ધર્મ અધર્મ બન્નેથી રહિત દ્વંદ્વાતીત પદ પણ આપ જ છો. પુનઃ ધર્મરૂપ યજ્ઞના સ્તંભરૂપ પણ આપ જ છો.

**महामखः** (૪૩૯)—મખ–યજ્ઞ. મહાન્ યજ્ઞરૂપ પણ આપ જ છો. અનંતકોટી બ્રહ્માંડોની આહુતિઓને જ્ઞાન–જાગૃત, અથવા સ્વરૂપ જાગૃત થતાં સ્વાહા કરનારા પણ આપ જ છો. દ્રશ્ય જગતને દ્રષ્ટા-

૧. ધર્મ=શાસ્ત્રોમાં વર્ણવેલા વિધિરૂપ ધર્મ.

પદમાં લય કરનારા પણ આપ જ છો. પુનઃ શ્વાસોશ્વાસ દ્વારાએ ઓહં સોહંનો નિરંતર અજપા જાપ રૂપી યજ્ઞ કરનારા પણ આપ જ છો.

**नक्षत्रनेमिः** (૪૪૯)—નેમિ=એટલે ધરી. સર્વ નક્ષત્રોને ધારણ કરનારા નેમિ પણ આપ છો. અર્થાત્ ધ્રુવ નક્ષત્ર પણ આપ છો.

**नक्षत्री:** (૪૪૧)—નક્ષત્રપણાથી રહિત પૃથ્વી ( ૩૬ ) પણ આપજ છો, અને નિરાકાર હોવા છતાં સાકારપણે ભાસો છો. પુનઃ નક્ષત્રોવાળા પણ આપ જ છો. પુનઃ નક્ષત્ર એવા ચંદ્રમારૂપ પણ આપ જ છો.

**क्षमः** (૪૪૨)—સર્વ શક્તિમાન હોવા છતાં ક્ષમા કરનારા પણ આપ છો. પુનઃ સહન કરનારા તથા નિર્વૈર પણ આપ જ છો.

**क्षमा:** (૪૪૩)—ક્ષમાવાન પણ આપ જ છો. સ્વરૂપ સ્થિતિમાં રહેનારા પણ આપ જ છો.

**समीहनः** (૪૪૪)—પ્રવૃત્તિવાન, ક્રિયાવાન અને વ્યવસાયી પણ આપ જ છો. જો કે આપ સમપણે રહેલા છો તે છતાં વ્યક્તિભાવમાં આપ નિવૃત્તિ અને સમતાને કોરે મૂકીને જગત પ્રપંચમાં ગુંચાઇ રહેનારા છો તેથી આપ સમીહન એટલે સમતાને હણનારા છો.

यज्ञइज्यो महेज्यश्चक्रतुः सत्रं सतांगतिः ।
सर्वदर्शी विमुक्तात्मा सर्वज्ञोज्ञान मुत्तमम् ।। ४८ ।।

**यज्ञः** (૪૪૫)—યજન પુજનમાં આપ શ્રેષ્ઠ યજ્ઞપૂજા છો. પુનઃ યજ્ઞ પૂજન એજ આપનું સ્વરૂપ છે. પુનઃ જપયજ્ઞ ( નિર્ધુમયજ્ઞ ) પણ આપ જ છો અથવા અજપાજાપ પણ આપ જ છો. પુનઃ શ્વાસો-શ્વાસરૂપ નિત્ય નિરંતર અગ્નિહોત્ર યજ્ઞ કરનારા પણ આપ જ છો.

પુનઃ શાસ્ત્રોમાં [૧]શ્રૌત અને [૨]સ્માર્ત, વર્ણન કરેલા યજ્ઞ પણ આપ જ છો.

**इज्यः** (૪૪૬)—પૂજવા યોગ્ય, આરાધન કરવા યોગ્ય અને સેવ્ય દેવ પણ આપ જ છો, દૃશ્ય જગતના કર્તા અને કારણ પણ આપ જ છો.

**महेज्यः** (૪૪૭)—પુજન કરવા યોગ્ય. સર્વ દેવોમાં મહાન્ સમર્થ દેવ પણ આપ જ છો. સર્વથી શ્રેષ્ટ પૂજ્ય અને સેવ્ય દેવ છો.

**क्रतुः** (૪૪૮)—જે યજ્ઞમાં યજ્ઞ સ્તંભ ઉભો કરવામાં આવે છે એવો (ક્રતુ) યજ્ઞ પણ આપ જ છો. પુનઃ યજ્ઞના કર્તા યજ્ઞની ક્રિયા, મંત્રો આહુતિઓ ઔષધિઓ અને તેના હોતા પણ આપ જ છો. પુનઃ "**બ્રહ્માર્પણં બ્રહ્મહવિઃ ઇતિ**" એવી બ્રહ્મયજ્ઞ મૂર્તિ પણ આપ જ છો.

**सत्रम्** (૪૪૯) વેદોએ વર્ણન કરેલા એવા સત્રયજ્ઞરૂપ પણ આપ જ છો પુનઃ સંત સાધુઓની રક્ષા કરનારા પણ આપ જ છો. પુનઃ યજ્ઞની વેદીરૂપ પણ આપ જ છો.

**सतांगतिः** (૪૫૦)—સંત લોકોની ગતિરૂપ પણ આપ જ છો. પુનઃ આપનું નામ સ્મરણ સદ્‌ગતિ કરનારૂં છે એ નિઃસંશય છે. પુનઃ સંત લોકોનો આધાર પણ આપ જ છો. પુનઃ જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે દશાનો અભાવ, અને ચોથી ઉન્મુનિ દશાનો ભાવ અથવા ઓંકારની બીંદુરૂપ અર્ધમાત્રાનો ભાવ, કે જે અસ્મિતા ભાવ છે. સત્તા સામાન્ય અથવા અમન દશા માત્રનો જ્ઞપ્તિત્વ

---

૧. શ્રોત એટલે શ્રુતિના કર્મકાંડ ભાગમાં વર્ણવેલા યજ્ઞો, ૨ સ્માર્ત એટલે સ્મૃતિશાસ્ત્રના કર્મકાંડ ભાગમાં વર્ણવેલા યજ્ઞો.

ભાવ કે જે છેક છેલ્લી દશા છે તે સંતજનોની સત્ય ગતિ છે. અને તેજ મોક્ષ ધામ છે. પુનઃ માયિક પ્રપંચોથી મૂક્ત થવું તેજ મોક્ષ છે. તેથી સંતજનોની નિર્વાણ ગતિ પણ આપ જ છો. પુનઃ ગતિ એટલે સમજણ, જ્ઞાન, ગંતવ્યસ્થાન, બળ શક્તિ પણ આપ જ છો.

**सर्वदर्शी** (૪૫૧)—સર્વને જોનારા પણ આપ છો. એકીકાળે સર્વ જગત ઉપર નજર ફેરવી વાળનારા પણ આપ છો. પુનઃ એકીકાળે સર્વનો હાલ હેવાલ જાણનારા પણ આપ જ છો. સર્વના દ્રષ્ટા, ક્ષેત્રજ્ઞ, અને સાક્ષી પણ આપ જ છો. કારણકે આપ સર્વના અંતરયામી અને અંતરાત્મા છો. પુનઃ સર્વને રસ્તો દેખાડનારા તથા જ્ઞાન આપનારા પણ આપ જ છો. પુનઃ મનમાં કરેલા ઉંડા વિચારો અને વાસનાઓને જાણનારા પણ આપ જ છો.

**विमुक्तात्मा:** (૪૫૨)—આપ નિત્ય મુક્ત છો, કારણ કે આપ સદા શુદ્ધ અને માયાતીત પદ છો. અનીર્વચનીય માયા આપના સ્વરૂપમાં કલ્પિત અને આરોપિત છે. પુનઃ આપ સ્વતઃ સિદ્ધ અને માયિક પ્રપંચોથી રહિત સદા[1] મુક્ત છો.

૧. વિમુક્તાત્મા=વિશેષપણે મુક્ત. આત્મા તો નિત્ય મુક્ત જ છે પણ જીવપણાનું મેલાણ કરવું એટલું જ બાકી છે, અને તે મેલાણ મનની સમજણમાં રહેલું છે, અનેક પ્રવૃત્તિઓ હોવા છતાં જે પોતાના મનને અનાસક્ત અને અલિપ્ત રાખે તે વિમુક્ત આત્મા છે. મન મરે તો મોક્ષ સ્વતઃ સિદ્ધ છે. મનના સંકલ્પ વિકલ્પ એજ સંસાર પ્રપંચ છે. મોક્ષ કોઈ સ્થળ નથી કે કોઈ સ્વરૂપ નથી કે તે પ્રાપ્ત કરવા માટે પુરૂષ પ્રયત્ન કરવાની જરૂર પડે. મનના સમાધાનમાં મોક્ષ વસે છે. જ્યાં સુધી કોયડો સમજાયો નથી ત્યાં સુધી મન દોડાદોડ કરે છે સમજાયા પછી શમી જવામાં મોક્ષ નિત્ય પ્રાપ્ત જણાય છે.

**सर्वज्ञः** (૪૫૩)—સર્વને જાણનારા પણ આપ જ છો. પુનઃ મન અને બુદ્ધિના સંકલ્પોને જાણનારા પણ આપ જ છો. પુનઃ માયા પ્રપંચ સર્વને જાણનારા પણ આપ જ છો.

**ज्ञानमुत्तमम्** (૪૫૪)—જ્ઞાનમાં આપ ઉત્તમ જ્ઞાન છો. સર્વ પ્રાણીઓમાં જ્ઞપ્તિસ્વરૂપ જ્ઞાન પણ આપ જ છો. નિજ જ્ઞાન પણ આપ જ છો. અસ્મિતા જ્ઞાન પણ આપ જ છો. જાગૃત, સ્વપ્ન, અને સુષુપ્તિમાં અનુસ્યુત રહેનારા પણ આપ જ છો.

सुव्रतः सुमुखः सूक्ष्मः सुघोषः सुखदः सुहृत् ।
मनोहरो जितक्रोधो वीरबाहु र्विदारणः ॥ ४९ ॥

**सुव्रतः** (૪૫૫)—સારૂ વ્રત ધારણ કરનારા પણ આપ છો. પુનઃ ભક્તજનોને સર્વ ભયથી મુક્ત કરીને અભય કરનારા પણ આપ છો. પુનઃ નિત્ય પ્રતિ અધ્યાત્મ ચિન્તવનનું વ્રત પાળનારા પણ આપ છો.

**सुमुखः** (૪૫૬)—લીલાવતારમાં સુંદર મુખવાળા પણ આપ જ છો. અધ્યાત્મ જ્ઞાનનો ઉપદેશ કરીને મુખને શોભાવનારા પણ આપ જ છો. સર્વને હિત ઉપદેશ કરનારા હોવાથી સુમુખ પણ આપ જ છો.

**सूक्ष्मः** (૪૫૭)—સર્વત્ર સમાન વ્યાપક અને ચૈતન્ય આકાશ રૂપ સૂક્ષ્મ આત્મતત્વ પણ આપ જ છો. પુનઃ અદ્રશ્ય, નિર્ગુણ, નિરાકાર, અતીંદ્રિય, અગોચર, અને અગમ્ય પણ આપ જ છો, પુનઃ પરમાણુંના પરમાણું એટલે ઝીણામાં ઝીણા અને તેનાથી પણ ઝીણા સૂક્ષ્મતમ પણ આપ જ છો.

**सुघोषः** (૪૫૮)—સારામાં સારા ધ્વનિરૂપ પણ આપ જ છો. વેદોચ્ચાર ઘોષ પણ આપ જ છો.

**सुखदः** (૪૫૯)—પ્રાણી માત્રને સુખ દેનારા પણ આપ જ છો. પુનઃ સર્વના કલ્યાણ કર્તા પણ આપ જ છો. પુનઃ ભક્તજનોને સંકટોથી મુક્ત કરીને સુખપ્રાપ્તિ કરનારા પણ આપ જ છો. પુનઃ પરમાનંદ પ્રાપ્તિ પણ આપ જ છો.

**सुहृत्** (૪૬૦)—સુહૃદ એટલે મિત્ર. સર્વનું ભલું કરનારા સર્વના સહોદર અને સર્વના સખા પણ આપ જ છો. પુનઃ આપનું હૃદય સુંદર અને નિર્મળ છે. પુનઃ સર્વને ઉપકાર કરનારા પણ આપ જ છો.

**मनोहरः** (૪૬૧)—મનોહર એટલે મનનું હરણ કરનાર (આકર્ષણ કરનાર). લીલાવતારમાં ઘનશ્યામ સુંદર મૂર્તિ ધારણ કરનારા શ્રીકૃષ્ણ પણ આપ જ છો, પુનઃ માયિક જ્ઞાનનું હરણ કરનારા અને સ્વ–આત્મજ્ઞાન સ્થાપન કરનારા પણ આપ જ છો. પુનઃ પ્રિયતમ પદ પણ આપ જ છો. પુનઃ ભક્તયોગીના મનનું હરણ કરનારા પણ આપ જ છો.

**जितक्रोधः** (૪૬૨)—ક્રોધને જીતનારા ક્રોધના આવેશોને વશ કરનારા પણ આપ જ છો, પુનઃ સહનશીલ પણ આપ જ છો. પુનઃ ક્ષમાવાન પણ આપ જ છો. પુનઃ સંગદોષ અને રાગદ્વેષને જીતનારા પણ આપ જ છો. નિર્વિકાર પદ પણ આપ જ છો.

**वीरबाहुः** (૪૬૩)—શૂરવીર બાહુવાળા પણ આપ જ છો. આપના બાહુ અતિ પરાક્રમી છે. પુનઃ માયાદ્વારાએ અઘટ ઘટના કરવાને પણ આપ જ સમર્થ છો. પુનઃ ત્રિલોકી પ્રપંચને જીતનારા પણ આપ જ છો.

**विदारणः** (૪૬૪)—નાશ કરનારા. અધર્મી અન્યાયી, અભક્ત, નાસ્તિક, કપટી, કુસંગી, દુર્જન અને દૈત્યોનો નાશ કરનારા પણ

આપ જ છો, પુનઃ હિરણ્યકશ્યપુ દૈત્યને નખ વતી ચીરી નાખવા માટે નૃસીંહ અવતાર ધારણ કરનારા પણ આપ જ છો.

स्वापनः स्ववशो व्यापी नैकात्मानैककर्मकृत् ।

वत्सरो वत्सलो वत्सी रत्नगर्भो धनेश्वरः ॥ ५० ॥

**स्वापनः** (૪૬૫)--સ્વાપન=સુષુપ્તિવાળા યાને નીંદ્રાવાળા, સર્વને મોહ, મૂર્છા, તથા સ્વરૂપ વિસ્મૃતિ કરનારા પણ આપ જ છો. પુનઃ જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિ એ ત્રણે દશામાં, અને ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળમાં પોતાનું સ્વપણું જાળવી રાખનારા નિજાત્મપદ પણ આપ જ છો, સદા ચતુર્થભુમિકા તુર્યામાં રહેનાર જ્ઞાન સુપુત્ર આપ જ છો.

**स्ववशः** (૪૬૬)--પોતે પોતાને વશ રહેનારા દ્રશ્ય જગતને પોતાને આધીન રાખનારા પણ આપ છો. પુનઃ સ્વતંત્ર પણ આપ જ છો.

**व्यापी** (૫૬૭)--વ્યાપક. દ્રશ્ય જગતમાં સર્વ પદાર્થોમાં બાહ્યાભ્યંતર વ્યાપી[1] રહેનારા પણ આપ છો. પુનઃ દ્રશ્ય પ્રતીતિઓમાં મૂળ વસ્તુ અધિષ્ઠાન પણ આપ જ છો.

**नैकात्मा**: (૪૬૮)—અનેક આત્મા. આપ દેશ કાળ વસ્તુ અપરિચ્છિન્ન હોવા છતાં, અને સજાતિ,[2] વિજાતિ[3] અને સ્વગત[4] ભેદ રહિત અખંડ એક અદ્વૈત પરમ–આત્મા હોવા છતાં માયા અને અવિદ્યા ઉપાધિમાં વ્યક્તિમાન થવાથી જીવ અને જીવાભાસપણે આપ

---

૧. વ્યાપ્ત=માયા ઉપાધિમાં વ્યાપી રહેવાથી ઈશ્વર અથવા (વૈરાટ બ્રહ્માંડ) અને અવિદ્યા ઉપાધિમાં વ્યાપી રહેવાથી જીવ (પિંડ). (૨) એક જાતના પેટા ભાગ. (૩) એકની એક જાત તો બીજાની બીજી જાત. (૪) સ્વગત=જેમ એક શરીરનાં જુદાં જુદાં અંગો.

અનેક રૂપે જણાઓ છો. પુનઃ આપ એક હોવા છતાં ( ઘટાકાશની પેઠે ) અનેક પ્રાણીઓના જુદા જુદા આત્મા (જીવ) પણે જણાઓ છો.

**नैककर्मकृत्** ( ૪૬૯ )—અનેક કાર્ય કરનારા નાના પ્રકારનાં અનેક કર્મો કરનારા પણ આપ છો. પુનઃ જપ–તપ–દાન, વ્રત–યાત્રા સંધ્યાવંદન આદિ ચિત્ત શુદ્ધિ માટે કર્મો કરનારા તથા સકામ કર્મો કરનારા પણ આપ છો. પુનઃ અનેક વ્યક્તિઓનાં ઉત્પત્તિ. સ્થિતિ અને લયરૂપ કર્મો ( કર્મપ્રવાહ ) ચલાવનારા પણ આપ છો.

**वत्सरः** ( ૪૭૦ )—સર્વનો જેમાં નિવાસ છે એવા નિવાસ સ્થાન પણ આપ જ છો.

**वत्सलः** ( ૪૭૧ )—પ્રેમ રાખનાર દ્રશ્ય જગતને પોતાના અંશરૂપ ગણનારા પણ આપ જ છો. પુનઃ ભક્તજનોને નિજ આત્મા ગણનારા પણ આપ જ છો. પુનઃ ભક્તજનોને વત્સની પેઠે ચાહનારા પણ આપ જ છો.

**वत्सीः** ( ૪૭૨ )—વાછડાવાળા. વત્સવાળા પણ આપ જ છો. પુનઃ ભક્ત વત્સલતાને લઈને ભ્રગુ લાંછનને ભૂષણરૂપ માનનારા પણ આપ જ છો. પુનઃ લક્ષ્મીને ભૂષણરૂપ માનનારા પણ આપ જ છો. પુનઃ વત્સોથી અલંકૃત પણ આપ જ છો. પુનઃ બ્રહ્મયોનિ જગત માતા પણ આપ જ છો, પુનઃ પ્રજા સર્વ આપના વત્સરૂપ છે. તેથી વત્સી પણ આપ જ છો. જગત સર્વનો પ્રજા વિસ્તાર કરનારા પણ આપજ છો. પુનઃ શ્રીકૃષ્ણાવતારમાં વાછરડાની રક્ષા કરનારા અને વાછરડાંવાળા પણ આપ જ છો. પુનઃ ભક્તજનોને વત્સ પેઠે પાળનારા પણ આપ જ છો.

**रत्नगर्भः** ( ૪૭૩ )—રત્ન છે ગર્ભમાં જેના. ગર્ભમાં રત્ન ધારણ કરનારા રત્નાકર સમુદ્રરૂપ પણ આપ જ છો. પુનઃ રત્નના ગર્ભમા

તેના અંતરાત્માપણે પણ આપ જ છો. પુનઃ રત્નમાં જે સાર વસ્તુ છે તે આપ જ છો.

**धनेश्वरः** ( ૪૭૪ )—ધનના ઈશ્વિર ધનવાનોના ઇશ્વર પણ આપ જ છો. શ્રેષ્ઠ ધનવાન કુબેરરૂપ પણ આપ જ છો.

धर्मगुब्धर्मकृद्धर्मी सद सत्क्षरमक्षरम् ।

अविज्ञाता सहस्रांशु र्विधाता कृतलक्षणः ॥ ५१ ॥

**धर्मगुप्** ( ૪૭૫ )—ધર્મનું રક્ષણ કરનારા. ધર્મની રક્ષા કરનાર પણ આપ છો. પુનઃ ધર્મનું સંસ્થાપન કરનારા પણ આપ છો. પુનઃ ધર્મનું રહસ્ય જાણનારા પણ આપ છો.

**धर्मकृत्** ( ૪૭૬ )—ધર્મને કરનારા. ધર્મ એજ આપની સાકાર મૂર્તિ છે. પુનઃ ધર્મની રક્ષા કરવા માટે આપ સગુણ સાકાર અવતારો ધારણ કરનારા છો.

**धर्मी** ( ૪૭૭ )—ધર્મ જેનામાં છે એવા. આપ જ ધર્મવાળા છો. ધર્મને ધારણ કરનારા છો. ધર્મકાર્યોમાં શ્રેષ્ઠ કર્મો કરનારા છો. પુનઃ ધર્મ એજ આપનો નિજ સ્વભાવ અને ગુણ છે. અધર્મથી રહિત એવા પુણ્ય સ્વરૂપ પણ આપ જ છો.

**सत्** ( ૪૭૮ )—સત્તા રૂપ. આપ ત્રણે કાળમાં અને ત્રણે દશામાં સત્ અસ્તિત્વરૂપ છો. તેથી આપ સત્તાસામાન્ય અવિનાશી છો. પુનઃ અસ્મિપદ પણ આપ જ છો. પુનઃ જગતના ઉપાદાન કારણ અને નિમિત્ત કારણ પણ આપજ છો.

**असत्** ( ૪૭૯ )—સત્તા વિનાના. માયાના આચ્છાદનમાં ઢંકાઈ રહેવાથી ચેતન હોવા છતાં જડ અને સ્થૂળ દેહપણાની પ્રતીતિ કરનારા પણ આપ છો. પુનઃ જીવભાવ અને જગતભાવ મીથ્યા અને

અસત છે એટલે જીવભાવ અને જગતભાવની પ્રતીતિઓ સર્વ માયિક હોવાથી અનિર્વચનીય અસત્ છે. પુનઃ માયા અનિર્વચનીય અસત,[1] છે કારણકે માયા અવસ્તુ છે તેથી માયિક પ્રતીતિઓ પણ અવસ્તુ છે અવસ્તુ છે તેથી અસત છે. પુનઃ માયા અને અવિદ્યા વિશિષ્ટ જો કે સાપેક્ષિક[2] સત છે તો પણ આપના સત્–ચિત્ અને આનંદ અવિકારી અધિષ્ઠાન પદને લઇને તે મિથ્યા અને અસત્ છે; અથવા તો મીથ્યા માયિક, અનિર્વચનીય પ્રતીતિરૂપ છે. અનિર્વચનીય એટલે સત્ અસતથી વિલક્ષણ; જેમ સ્વપ્નુ સ્વપ્નસંસાર દશામાં સત્યના જેવો અનુભવ કરાવે છે તે પ્રમાણે સત્યના જેવો જગત–સંસારનો અનુભવ કરાવનાર તેને અનિર્વચનીય માયા કહે છે. કે જે સત્ય કે અસત્ય કહી જતી નથી. વંઝા પુત્ર સંજ્ઞા અસતપણાની સંજ્ઞા છે.

---

૧. અસત્ એટલે જે ત્રણે કાળમાં સત નથી તે અસત્ અને જે ત્રણે કાળમાં સત્ છે તે સત્. સચ્ચિદાનંદ આત્મા ત્રણે કાળમાં સત છે. નામરૂપ માયા ત્રણે કાળમાં નથી તેથી તે અસત્ છે. અને અસત્ છે તો પણ તે સત્ય અધિષ્ઠાનને આશ્રયે રહેલી છે તેથી સત જેવો ભાસ કરાવે છે એટલે કે સત્ અસત્થી વિલક્ષણ અનિર્વચનીય કલ્પનારૂપ સંકલ્પ અથવા સંભ્રમ રૂપ છે, સંભ્રમ પ્રતીતિઓ પણ અધિષ્ઠાન રૂપ જ છે, તેથી અસત્ તે પણ અધિષ્ઠાન, અને સત્ તે પણ અધિષ્ઠાન એટલે કે સત્ અને અસત્ એ ઉભયને આશ્રય આપનારી જે તત્વ વસ્તુ તે આપ છો.

(૨) સાપેક્ષિક=એકની અપેક્ષાએ એક સત્ એટલે જો જીવ (કાર્ય) સત્ય છે તો ઈશ્વર (તેના કર્તા કારણ) સત્ય છે. જો કાર્ય જ ન હોય તો કર્તા કારણ કોનું કહેવું. વંઝા પુત્ર દૃષ્ટાંતમાં જેમ પુત્રપણું જ નથી તો પછી પિતાપણું શેનું ? તે પ્રમાણે સિદ્ધાંતમાં પારમાર્થિક સત્તા લેખે (વિભુ. અસ્તિત્વ) તત્વમાં અવિકારીપણું હોવાથી જીવપણું, જગતપણું કર્તા કાર્ય અને કારણપણું, સર્વ અસત્ છે વ્યાવહારિક સત્તા લેખે તે સર્વ સ્વપ્ન રચના જેવું અનિર્વચનીય છે, અને પ્રાતિભાસિક સત્તા લેખે તે સર્વ (પ્રાતિભાસિક) સત્ય છે.

**क्षरम्** ( ૪૮૦ )—નાશવંત. આપના અવિકારી પદમાં જીવપણાની અને ઇશ્વરપણાની પ્રતીતિ માયિક છે તેથી ક્ષર રૂપ છે. માયિક પ્રતીતિઓ સર્વ મિથ્યા અને વિનાશી છે.

**अक्षरम्** ( ૪૮૧ )—નાશ ન થાય તે. આપ અક્ષર એટલે નાશથી રહિત અવિનાશી પદ છો. અચળ અને અક્ષર ધામ છો. અન્ય અક્ષર ધામો સાપેક્ષિક અક્ષર છે, અને આપ નિરપેક્ષિક સત્ય અક્ષર ધામ છો. પુનઃ કૂટસ્થ આત્મા પણ આપ જ છો.

**अविज्ञाता** ( ૪૮૨ )—ન જાણનારા, અથવા અજ્ઞાની, અથવા અલ્પજ્ઞ પણ આપ જ છો. કારણકે અવિદ્યામાં જીવપણું થવાથી આપની ઉપાધિ જ્ઞાનની આડે આવે છે, તેથી આપનું જ્ઞાન સ્વરૂપ પ્રગટ જણાતું નથી, જેમ સૂર્ય વાદળથી ઢંકાએલો રહે તેમ. અપ્રગટ રહોછો.

**सहस्रांशुः** ( ૪૮૩ ) હજાર કિરણવાળા. હજારો કિરણવાળા સૂર્ય પણ આપ જ છો. દેશ, કાલ, વસ્તુ અપરિચ્છિન્ન અને સજાતિ વિજાતિ અને સ્વગત ભેદ રહિત અખંડ એક અદ્વૈત છો, તો પણ માયા અને અવિદ્યા ઉપાધિને લઈને આપ અસંખ્યરૂપ હો, એમ જણાઓ છો, અવિભક્ત હોવા છતાં વિભક્ત ( ખંડાકાર ) થયેલા જણાઓ છો. પુનઃ હજારો, કરોડો, અસંખ્ય અણુંઅંશોના આપ એક સમષ્ટિરૂપ છો, એટલે વિરાટ સ્વરૂપ છો.

**विधाता** ( ૪૮૪ )—ઉત્પન્ન કરનાર. જગત સર્વને વિશેષે કરીને ઉત્પન્ન કરનારા પણ આપ જ છો. પાલન કરનારા પણ આપ જ છો. પુનઃ વિધિનો લેખ એટલે પ્રારબ્ધ રચના કરનારા પણ આપ જ છો. પુનઃ પ્રારબ્ધ માટે આગળ આગળથી ગોઠવણ કરી રાખનારા પણ આપ જ છો.

**कृतलक्षणः** ( ૪૮૫ )—ધારણ કરેલા ચિન્હવાળા. શાસ્ત્રોની રચના કરનારા આપ છો. તેમજ શ્રીવત્સ અને ભ્રગુ લાંછન ધારણ કરનારા ભક્તવત્સલ ભગવાન પણ આપજ છો.

गभस्तिनेमिः सत्वस्थः सिंहोभूत महेश्वरः ।
आदिदेवो महादेवो देवेशो देवभृद्गुरुः ॥ ९२ ॥

**गभस्तिनेमिः** ( ૪૮૬ )—કિરણ જેના કર છે એવા. સૂર્ય અને ચંદ્રનાં કિરણોરૂપી અસંખ્ય હસ્તોવાળા પણ આપ છો. પુનઃ સૂર્ય અને ચંદ્રના નિયંતા અને નિયામક પણ આપ જ છો.

**सत्वस्थः** ( ૪૮૭ )—સત્વમાં સ્થિતિ કરનારા. સત્વ ગુણમાં સદા સ્થિતિ કરનારા પણ આપ જ છો. પુનઃ સત્વના સત્વ પણ આપ જ છે. પુનઃ નિર્વાસનિક સ્થિતિ કરનારા પણ આપજ છો.

**सिंहः** ( ૪૮૮ )—પશુઓમાં સર્વ કરતાં પરાક્રમી સીંહ તે પણ આપ છો. નૃસીંહ અવતાર ધારણ કરનારા પણ આપ જ છો. પુનઃ મનુષ્યોમાં સીંહ જેવાં પરાક્રમો કરનારા પણ આપ જ છો.

**भूतमहेश्वरः** ( ૪૮૯ )—પ્રાણીમાત્રના મોટા ઇશ્વર. સર્વ ભૂતોના અને પ્રાણીમાત્રના મોટા ઇશ્વર પણ આપ જ છો. સર્વના કારણ પણ આપ જ છો.

**आदिदेवः** ( ૪૯૦ )—પ્રથમ દેવ પણ આપ જ છો. પુનઃ દેવ સંજ્ઞાની પૂર્વમાં આપ જ દેવ સંજ્ઞાવાળા છો. પુનઃ સર્વના પ્રથમ અને મુખ્ય દેવ પણ આપ જ છો.

**महादेवः** ( ૪૯૧ )—દેવોના મોટા દેવ પણ આપ જ છો. સર્વ ત્યાગી અને સર્વાતીત પદ પણ આપ જ છો. પુનઃ દેવથી માંડીને પ્રાણી માત્રમાં ક્રીડા કરનાર પણ આપ જ છે.

**देवेशः** ( ૪૯૨ )-દેવના ઇશ્વર. દેવોના નિયંતા પણ આપ છો. ઇંદ્રિઓના દેવતાઓને સ્વાધીન રાખનારા પણ આપ જ છો.

**देवभृद्गुरुः** ( ૪૯૩ )-દેવોને ધારણ કરનારા તેમજ ગુરૂ. દેવોનું ભરણ પોષણ કરનારા એવા જે ઇંદ્ર અને તેમના ગુરૂ બૃહસ્પતિરૂપ પણ આપ છો. પુનઃ આપ દેવના પણ દેવ છો; અને ગુરૂના પણ ગુરૂ છો.

उत्तरोगोपतिर्गोप्ता ज्ञानगम्यः पुरातनः ।

शरीरभूतभृद्भोक्ता कपीन्द्रो भूरिदक्षिणः ॥ ९३ ॥

**उत्तरः** ( ૪૯૪ )—પાર ઉતારનારા. ઉત્તર દેશ અને ઉત્તર દિશા પણ આપ છો. પુનઃ પ્રશ્નનો ઉત્તર રૂપ પણ આપ છો. પુનઃ પૂર્વ અને ઉત્તર કાળમાં ઉત્તરકાળ અથવા પાછળનો કાળ પણ આપ જ છો. પુનઃ ઉત્તર એટલે ઉતારનારા ભવસાગરની પેલી પાર ઉતારનારા પણ આપ જ છો. પુનઃ સર્વ તત્વોમાં શ્રેષ્ઠ તત્વ પરમાત્મા તત્વ પણ આપ જ છો.

**गोपतिः** ( ૪૯૫ )--ગાયોના પતિ ઇંદ્રિઓના સ્વામી અને ઇંદ્રિઓનું રક્ષણ કરનારા પણ આપ છો. પુનઃ પૃથ્વીના સ્વામી, ગાયોના સ્વામિ, અને બ્રહ્મવિદ્યાના સ્વામિ એવા શ્રીકૃષ્ણ અવતાર પણ આપ જ છો.

**गोप्ता** ( ૪૯૬ )-રક્ષણ કરનારા ધર્મનું રક્ષણ કરનારા. આપ જ છો. ભક્તજનોનું રક્ષણ કરનારા પણ આપ જ છો. ધર્મના રહસ્યરૂપ પણ આપ છો. પુનઃ સર્વનું રક્ષણ કરનારા પણ આપ જ છો.

**ज्ञानगम्यः** ( ૪૯૭ )-જ્ઞાનથી દેખાતા. આપ અગમ્ય હોવા

છતાં જ્ઞાનદ્વારાએ જાણી શકાઓ છો, સર્વે જ્ઞાનના લક્ષ્યાર્થરૂપ પણ આપ જ છો.

**पुरातनः** (૪૯૮)—જુના. સર્વે કરતા. જુના પણ આપ જ છો. પુરાણ પુરૂષ પણ આપ જ છો. પુરાતન એટલે આખાતન, એટલે આપની આખી આકૃતિ શરીર આકૃતિ છે, એટલે આપ મનુષ્ય આકૃતિ છો.

**शरीरभूतभृद्** (૪૯૯)—શરીરને ઉત્પન્ન કરીને પોષણ કરનારા તથા સર્વ શરીરોનું ભરણ પોષણ કરનારા તથા સર્વ શરીરોરૂપે પણ આપ જ છો. પુનઃ ભૂત અને ભૌતિક શરીરો રૂપે પણ આપ જ છો.

**भोक्ता** (૫૦૦)-ભોગવનારા. સર્વનો ઉપભોગ કરનારા પણ આપ જ છો. પુનઃ કર્મ કર્તા અને ફળ ભોક્તા અને પુનરાવૃત્તિ ભોક્તા એવા જીવ પણ આપ જ છો. પુનઃ દ્રષ્ટા અને સાક્ષીપદ હોવાથી મહાન ભોક્તા પણ આપ જ છો.

**कपीन्द्रः** (૫૦૧)-હનુમાનના સ્વામિ. કપિ એવા વાનર સૈન્યના ઇંદ્ર એટલે ઇશ્વર શ્રી રામ અવતાર અને વરાહ અવતાર પણ આપ જ છો.

**भूरिदक्षिणः** (૫૦૨)-ઘણી દક્ષિણાવાળા. યજ્ઞોમાં બ્રાહ્મણોને મોટી મોટી દક્ષિણાઓ આપનારા પણ આપ જ છો.

सोमपोऽमृतपः सोमः पुरुजित्पुरुसत्तमः ।
विनयोजयः सत्यसंधोदाशार्हः सात्वतांपतिः ॥ ५४ ॥

**सोमपः** (૫૦૪)—સોમવલ્લીનું પાન કરનારા. યજ્ઞમાં સોમવલ્લીનું પાન કરનારા પણ આપ જ છો. પુનઃ દૃશ્ય જગતનો લય કરીને સ્વરૂપમગ્ન રહેનારા પણ આપ જ છો.

**अमृतपः** ( ૫૦૪ )–અમૃતનું પાન કરનારા. સમુદ્ર મન્થનવેળા દેવોને અમૃતનું પાન કરાવનારા વિષ્ણુ અવતાર પણ આપ જ છો, અમૃતનું પાન કરનારા પણ આપ જ છો.

**सोमः** ( ૫૦૫ )—ચંદ્ર. સોમવલ્લી પણ આપ જ છો, પુનઃ અમૃત સ્રાવિચંદ્ર પણ આપ જ છો. પુનઃ સ્વરૂપ નિષ્ઠારૂપ અમૃત પણ આપ જ છો.

**पुरुजित्** ( ૫૦૬ )—નગરને જીતનારા. દેહરૂપી પુરમાં પૂરાઇ રહેવાથી દેહમાં દેહાભિમાન કરનાર દૈત્યોને એટલે આસુરી સંપત્તિઓને બ્રહ્માસ્મિ લક્ષ્યથી જીતનારા પણ આપ છો. પુનઃ દેહનું લાલન પાલન કરવામાં દેહાધ્યાસથી પુનરાવૃત્તિમાં ઘુંચાઇ રહેનારા જીવ પણ આપ જ છો. પુર જીતનારા હોવા છતાં પુરે[1] આપને જીતેલા એવા આપ જ છો, પુનઃ ત્રીપુરાસુરના[2] ત્રણુ[3] નગરો જીતનારા પણ આપજ છો.

**पुरुसत्तमः** ( ૫૦૭ )–પુરમાં ઉત્તમ. પુરોમાં શ્રેષ્ઠપુર. સ્વર્ગ; વૈકુંઠ અને પીંડ બ્રહ્માંડ પણ આપ છો, તેથી આપ જ વિશ્વરૂપ પુર છો.

**विनयः** ( ૫૦૮ )–વિશેષ નિયમવાળા. વિશેષ કરીને સર્વને નિયમમાં રાખનારા પણ આપ છો, પુન; સર્વને શાસન શિક્ષા કરીને નમ્ર અને આધીન કરનારા પણ આપ છો. પુનઃ સર્વના નિયામક પણ આપ જ છો.

**जयः** ( ૫૦૯ )—વિજય. વિજયમૂર્તિ પણ આપ જ છો. સર્વને જીતનારા પણ આપ છો. પુનઃ અવિદ્યામાં વિદ્યાપદ પણ આપ છો. દેહોઽસ્મિમાં બ્રહ્માસ્મીપદ પણ આપ જ છો.

---

૧. પુર=શરીરરૂપ નગરી અને તેનો અભ્યાસ. ૨ ત્રિપુરાસુર એવો દેહાભિમાની જીવ. ૩ ત્રણ એટલે જાગ્રત સ્વપ્ન અને સુષુપ્તિએ ત્રણ સ્થિતિઓરૂપ ત્રણ નગરો જીતનારા એટલે સ્વરૂપે જ્ઞાન જાગૃત રહેનારા.

**सत्यसंघ** : (૫૧૦)—સત્ય પ્રતિજ્ઞાવાળા. સત્યને સંધરનારા અને અસત્યનો ત્યાગ કરનારા એવા સત્ય પ્રતિજ્ઞા દ્રઢ સંકલ્પરૂપ પણ આપ જ છો.

**दाशार्ह** : ( ૫૧૧ )—દાશાર્હ કુળમાં જન્મેલા (કૃષ્ણાર્પણ) દાન. માત્રને લેનારા પણ આપ જ છો. પુનઃ દાશાર્હ કુળમાં જન્મ ધારણ કરનારા એવા શ્રીકૃષ્ણ ભગવાન પણ આપ જ છો.

**सात्वतांपति** : ( ૫૧૨ )—સાતત્વકુળના પતિ. સત્વગુણી કુળમાં જન્મ લેનારા પણ આપ જ છો. સત્વગુણી ભક્તજનોના યોગ ક્ષેમ કરનારા પણ આપ જ છો. પુનઃ સાતત્વ કુળના પતિ એવા શ્રીકૃષ્ણ પણ આપ જ છો.

जीवोविनयिता साक्षी मुकुन्दोऽमित विक्रमः ।
अंभोनिधिरनंतात्मा महोदधिशयोंऽतकः ॥ ५५ ॥

**जीव** : ( ૫૧૩ )—જીવ. જીવ એટલે જાણનાર પણ આપ છો. ક્ષેત્રજ્ઞ પણ આપ છો. દ્રશ્યને જાણનાર દ્રષ્ટા અને સાક્ષી પણ આપ છો. અનાત્મા (જડ દેહ) ને આત્મા જાણનાર પણ આપ છો. પુનઃ વાસના યુક્ત થવાથી પુનરાવૃત્તિઓ કરનારા પણ આપ છો. પુનઃ સમષ્ટિ જીવ અને વ્યષ્ટિજીવ અથવા જીવ અને જીવાભાસ પણ આપ જ છો. પુનઃ અવિદ્યા કર્મ અને વાસના ગ્રસ્ત થઇને ત્રણે કાળમાં આ-વર્તન પરિવર્તન કરનારા જીવ પણ આપ જ છો. પુનઃ જીવ અને જીવાભાસોમાં અહંપણાની પ્રતીતિ કરનારા પણ આપજ છો. પુનઃ બિમ્બ અને પ્રતિબિમ્બ સર્વ આપ જ છો. પુનઃ સર્વને જીવાડનારા છો તેથી આપને "જીવ" સંજ્ઞા આપવામાં આવે છે. પુનઃ અવિદ્યા અને માયા

[1]ઉપહિત અથવા [2]વ્યાપ્ય અને [3]વ્યાપક ચેતન એવા જીવ અને ઇશ્વર પણ આપ જ છો. પુનઃ કર્મ કર્તા અને કર્મફળ ભોક્તા જીવ પણ આપ જ છો. પુનઃ જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિ એ ત્રણે દશામાં અને આલોક, પરલોક, અને અપવર્ગ ગતિમાં તથા ભૂ:, ભૂવ:, સ્વઃ એ ત્રણે લોક ગતિમાં અસ્તિત્વપણે રહેનારા પણ આપ જ છો.

**विनयितासाक्षी** (૫૧૪)—વિનયમાં રાખનારા અને જોનારા. વિનયિતા એટલે ભક્તિભાવ જોનારા પણ આપ છો. પુનઃ અંતરની ભાવના જોનારા પણ આપ છો. પુનઃ સર્વના દ્રષ્ટા અને સાક્ષી પણ આપ છો. તેથી વિનય કે અવિનય, સાચું કે જુઠું, ભાવ કે અભાવ તે પારખી લેનારા પણ આપ છો. પુનઃ સાચા ભાવિક ભક્તજનોને સદ્‌ગતિ આપનારા પણ આપ જ છો.

**मुकुन्दः** (૫૧૫)—મુકાવનારા. મનુષ્યોને સંસાર બંધનથી મુકાવનારા અને મોક્ષપદ આપનાર પણ આપ જ છો.

**अमितविक्रम** : (૫૧૬)—અમાપ પરાક્રમવાળા. આપનાં ચરિત્રો અને પરાક્રમો અમાપ અને અખૂટ છે. આપના ગુણ અને મહાત્મ્ય અપાર છે.

**अंभोनिधि** : (૫૧૭)—જળનો ભંડાર. દરિયા જેવા અપાર સંસારસાગર રૂપ પણ આપ છો.

---

૧ ઉપહિત=ઉપાધિના અંદર અને બહાર સર્વત્ર (ચારે તરફ) વ્યાપક. જેમકે મહદાકાશ.

૨ વ્યાપ્ય=માત્ર ઉપાધિમાં જ વ્યાપક, જેમકે ઘટાકાશ અને મઠાકાશ, તેમ જીવ અને ઈશ્વર.

૩ વ્યાપક=ઉપાધિની અંદર, બહાર અને ચારે તરફ વ્યાપક જેમકે મહદાકાશ તેમ તત્વ બ્રહ્મ, સર્વત્ર વ્યાપક ચેતન. ચિદાકાશ.

**अनंतात्मा**—( ૫૧૮ )—અનંત આત્માવાળા. ઘટાકાશ-મઠાકાશ અને મહદાકાશની પેઠે, જીવ, ઈશ્વર, બ્રહ્મ અને જીવાભાસ રૂપે આપ અનંત છો. અનન્ત હોવા છતાં સર્વમાં અંતરાત્માપણે અખંડ એક અદ્વૈત મૂર્તિરૂપ છો. પુનઃ દેશકાળ અને વસ્તુ પરિચ્છેદ રહિત છો. પુનઃ અનાત્મ ( જડ ) પણાથી રહિત એવા આત્મ વસ્તુ છો.

**महोदधिशय** : ( ૫૧૯ )—મહાસાગરમાં શયન કરનારા. શાંતિરૂપી મહાસાગરમાં શયન કરનારા પણ આપ જ છો. પુનઃ જાગૃત એટલે જ્ઞાન જાગૃતમાં એકોઽહં પદમાં સ્થિતિ કરનારા પણ આપ છો.

**अन्तक** : (૫૨૦)—અન્તકરૂપ. દ્રશ્ય જગતનો અંત કરનારા પણ આપ છો પુનઃ સર્વના કાળ પણ આપ જ છો. પુનઃ સ્વરૂપ સ્થિતિ કરીને સર્વનો લય કરનારા પણ આપ જ છો.

अजो महार्हः स्वाभाव्यो जितामित्रः प्रमोदनः ।

आनंदो नंदनो नंदः सत्यधर्मा त्रिविक्रमः ॥ ५६ ॥

**अज** : ( ૫૨૧ )—જન્મરહિત. જન્મથી રહિત પણ આપ જ છો. જગત કર્તા બ્રહ્મા પણ આપ જ છો. પુનઃ જન્મથી રહિત છો તેથી મૃત્યુથી પણ રહિત છો. તેથી અવિનાશી અમર પણ આપ જ છો. કારણ કે આપ સદા અવિકારી છો. પુનઃ અજ. અ એટલે નહિ અને જ એટલે જન્મવું. પુનઃ ષડવિકાર અને ષડ્ [1]ઉર્મિથી રહિત પણ આપ જ છો.

---

૧ ઉર્મિ=ભાવ, ઈચ્છા. અહં આદિ ષડ્ ઉર્મિ રહિત આપ છો; અહંકાર એટલે હું છું એવી વ્યકિત પ્રતીતિ અથવા જાણ અને એવી જાણ જ્યાં સુધી જીવને રહે ત્યાં સુધી જીવને સંકલ્પ વિકલ્પ આવર્તન, પરિવર્તન, પુનરાવૃત્તિ થતી અટકતી નથી હું છું એવી પ્રતીતિના અભાવમાં તે અટકે છે આત્મા ઉર્મિરહિત છે.

**मर्हार्ह** : (૫૨૨)—મોટી પુજાને યોગ્ય. મહાન પૂજ્ય અને સેવ્ય દેવ પણ આપ જ છો. પુનઃ સર્વ દેવોના આત્મા પણ આપ જ છો.

**स्वाभाव्य** : (૫૨૩)—પોતાની મેળે ઉત્પન્ન થનારા. સ્વતઃ સ્વભાવથી પ્રગટ થનારા પણ આપજ છો. આવરણ આચ્છાદન દૂર કરીને સ્વયં જ્યોતિ પ્રકાશ કરનારા આત્મ જ્યોતિ પણ આપ જ છો. પુનઃ સર્વના કર્તા આપ જ છો. આપનો કોઇ કર્તા નથી તેથી કાર્ય અને કારણભાવથી રહિત સ્વભાવ સિદ્ધ [૨]એકોહં છો. પુનઃ માયા સહિત પણ આપ જ છો.

**जितामित्र** : (૫૨૪ )—શત્રુને જીતનારા. અમિત્ર ( શત્રુ )

---

૨ અવ્યક્ત અને નિશક્રિય-નિર્ગુણ નિરાકાર અને સક્રિય વ્યક્તિમાન સગુણસાકાર આપોઆપ પ્રગટ થનારા એવા. અનિર્વચનીય દૈવી માયાશક્તિ અને સત્-ચિત્-આનંદ, અથવા અસ્તિ, ભાતિ અને પ્રિય એવી ચૈતન્યશક્તિ આત્મા, અને અનાત્મતત્વ એ ઉભયના સંયોગમાં ત્રીજી કારક શક્તિ ઈશ્વર શક્તિ આપોઆપે પ્રગટ થાય છે. જેમકે ( પોઝિટીવ પાવર ) હકાર શક્તિ, અને ( નેગેટીવ પાવર ) નકાર શક્તિ એ ઉભયના સંયોગમાં ત્રીજી શક્તિ વિદ્યુત્ આપોઆપે પ્રગટ થાય છે તે પ્રમાણે સર્વજ્ઞ અને સર્વશક્તિમાન ઇશ્વર તત્વ બ્રહ્મતત્વમાંથી આપોઆપે પ્રગટ થાય છે. અને તેનો દ્વિધા પ્રકૃતિ સ્વભાવ છે, એક અપર પ્રકૃતિ, અને બીજી પર પ્રકૃતિ છે, પર પ્રકૃતિ નામરૂપાત્મક શરીરો અને દ્રશ્ય જગત્ આકાર થાય છે, અને અપર પ્રકૃતિ જીવ આકાર એટલે ક્ષેત્રજ્ઞરૂપ થાય છે. માયાના સંયોગે સમષ્ટિ ઈશ્વરનો અણુ અંશ વ્યષ્ટિ જીવ અવિદ્યાને લઇને જો કે ભવાટવીમાં પુનરાવૃત્તિઓ કર્યા કરે છે. તો પણ તે ઈશ્વરની પેઠે સનાતનતત્વ બ્રહ્મ છે, જીવ ઈશ્વર અને જગત થવા છતાં અવિકારી, અવિનાશી, નિત્ય, નિરંતર, અચળ, અને સ્વસ્વરૂપે રહેનારા પણ આપ જ છો.

એવી આસુરી સંપત્તિઓને જીતનારા પણ આપ જ છો. પુનઃ કામ ક્રોધાદિ અંતર શત્રુઓને જીતનારા પણ આપ જ છો.

**प्रमोदन** : (૫૨૫)—આનંદ આપનારા. પ્રિય-મોદ અને પ્રમોદ એવા આનંદતમ અત્યંત સ્વરૂપાનંદ કરનારા તથા આત્મજ્ઞાનીઓને સ્વરૂપાનંદ કરાવનારા પણ આપ જ છો.

**आनंद** : ( ૫૨૬ )—આનંદ આપનારા. મનનું સુખ અને મનનો હર્ષ અને હુલ્લાસ પણ આપ જ છો. પુનઃ આનંદમૂર્તિ પણ આપ જ છો. જગતના [1]વિવર્ત વિલાસ પણ આપ જ છો.

**नंदन** : (૫૨૭)—નંદન એટલે આનંદરૂપ. સર્વને પ્રસન્ન કરનારા પણ આપ જ છો. પુનઃ નંદનંદન પણ આપ જ છો.

**नंद** : ( ૫૨૮ )—સંપત્તિ. આનંદ ઉપજાવનારી સંપત્તિવાન એવા નંદ પણ આપ જ છો. પુનઃ [2]નંદ, નંદન અને આનંદ એ સર્વ આપ જ છો : પુનઃ નવનંદોમાં નંદરાય પણ આપ જ છો.

**सत्यधर्मा** ( ૫૨૯ )—સત્ય ધર્મવાળા. સત્ય એજ આપનો ધર્મ છે. પુનઃ સાચા ધર્મવાન એટલે સત્ય પ્રતિજ્ઞાવાળા પણ આપ જ છો. પુનઃ સત્ય એજ આપની સત્યતા છે. પુનઃ સ્વપદ અને સ્વજ્ઞાન એ જ આપનો સત્ય ધર્મ છે.

**त्रिविक्रम** : (૫૩૦)—ત્રણ પગલાં ભરનારા. ત્રણ ક્રમ ઉત્પત્તિ સ્થિતિ અને લય: જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ: આલોક પરલોક અને અપવર્ગ; જીવ, ઇશ્વર અને તત્વ બ્રહ્મ; પારમાર્થિક, વ્યવહારિક અને પ્રાતિભાસિક સત્તા; વ્યક્ત, અવ્યક્ત અને સનાતન; ભૂ: ભુવ: સ્વ: બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર એવા ત્રણ ક્રમને કરનારા પણ

---

૧. આવર્તન પરિવર્તન અને પુનરાવર્તિ વિનોદ. ૨. નંદ=આનંદ ઉપજાવનાર, નંદન=આનંદ આપનાર, આનંદ=આનંદ દેનારા.

-આપ જ છો. પુનઃ ત્રણ પગલાંથી ત્રિલોકી જગત માપી લેનારા શ્રી વામન અવતાર ધારી પણ આપ જ છો.

महर्षिः कपिलाचार्यः कृतज्ञो मेदिनीपतिः ।

त्रिपदस्त्रिदशाध्यक्षो महाशृङ्गः कृतांतकृत् ॥ ५७ ॥

**महर्षि : कपिलाचार्य** : (૫૩૧)—મોટા ઋષિ કપિલાચાર્ય પણ આપ જ છો. પુન; સાંખ્ય શાસ્ત્રના કર્તા કપિલ મુનિ પણ આપ જ છો.

**कृतज्ञ** : (૫૩૨)—કરેલાંને [1]જાણનાર. વ્યક્તિ જીવોનાં મન વાણી, અને કાયાથી કરેલાં કર્મોને જાણનાર પણ આપ જ છો. આપને ઉદ્દેશી કરેલાં કાયિક, વાચિક, અને માનસિક કર્મો અને ક્રિયા માત્રને જાણનારા પણ આપ જ છો.

**मेदिनीपति** : (૫૩૩)—મેદિની=પૃથ્વી. આખી પૃથ્વીના તથા પૃથ્વીના કાર્યરૂપ સર્વ શરીરોના આપ જ સ્વામિ છો. પુનઃ માંસમય પીંડને પવિત્ર કરનારા પણ આપ જ છો.

**त्रिपद** : (૫૩૪)—ત્રણ પગવાળા આપને ત્રણ પાદ છે. ઓંકારના અ–ઉ અને મ્ એવી ત્રણ માત્રારૂપ પાદ છે. વેદોનાં ઋક્ સામ અને યજુસ એવા ત્રણ પાદ છે. અવસ્થામાં જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ; લોકમાં ભૂઃ ભુવઃ સ્વઃ; આલોક, પરલોક, અને અપવર્ગ; ગુણમાં રજો, તમો અને સત્વ, સત્તામાં પારમાર્થિક, વ્યવહારિક,

---

૧ કૃતજ્ઞ=કરેલા ગુણને જાણનાર. કૃતઘ્ન=કરેલા ગુણને ભૂલી જનાર, ગુરૂ ઈશ્વર અને અધ્યાત્મશાસ્ત્રની કૃપાથી જિજ્ઞાસુઓને સ્વરૂપજ્ઞાન થાય છે. તેથી તે ત્રણેનો ઉપકાર માનીને તેમની નિરન્તર સેવા કરનાર તે કૃતજ્ઞી, અને તેમની સેવા ન કરનાર તે કૃતઘ્ની કહેવાય છે.

અને પ્રાતિભાસિક; દેવમાં બ્રહ્મા, વિષ્ણુ. અને મહેશ્વર એ ત્રણ પાદ વાળા આપજ છો. પુનઃ કર્તા, કર્મ, અને ક્રિયા; જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય; એ ત્રિપુટીરૂપે ત્રણ પાદવાળા પણ આપ જ છો.

**त्रिदशाध्यक्ष :** (૫૩૫)–ત્રિદશક અધ્યક્ષ. ત્રિદશ=ત્રીસ–અને સત્વ, રજ, અને તમ મલી તેત્રીસ ક્રોટી દેવતાઓના અધ્યક્ષ પણ આપ જ છો. પુનઃ જાગ્રત, સ્વપ્ન, સુસુપ્તિએ. ત્રણે દશાના અધ્યક્ષ આત્મા આપ છો.

**महाशृङ्ग :** (૫૩૬)—મોટાં શીંગડાવાળા. મસ્તક ઉપર મોટાં શીંગ ધારણ કરનારાં એવા મત્સ્યાવતાર લેનારા પણ આપ છો. પુનઃ ઓંકારના મસ્તક ઉપર શીંગડા જેવી અર્ધ ચંદ્રાકાર બિંદુ માત્રા ધારણ કરનાર પણ આપ છો. પુનઃ અહંકાર રૂપી શૃંગ ધારણ કરનાર પણ આપ છો.

**कृतांतकृत् :** (૫૩૭)—કૃતાંત એટલે કાળ તેને કરનારા. કૃત એટલે કરેલી એટલે કરેલી સૃષ્ટિ રચનાનો અંત કરનારા પણ આપ છો. પુનઃ મહા પ્રલયકાળે કાળના પણ કાળ આપ જ છો.

महावराहो गोविन्दः सुषेणः कनकांगदी ।

गुह्यो गभीरो गहनो गुप्तश्चक्र गदाधरः ॥ ९८ ॥

**महावराह :** (૫૩૮)—વરાહ અવતાર. અસુરો પાસેથી પૃથ્વી પાછી લાવનારા મહા વરાહ અવતાર લેનારા પણ આપજ છો. પુનઃ [1]યાવંત શ્રૌતયજ્ઞના શરીરરૂપ મહાવરાહ પણ આપ જ છો.

**गोविन्द :** (૫૩૯)—ગો એટલે વેદ. અને વિદ્–જાણવું. એટલે વેદદ્વારાએ જણાતા. ગો એટલે ઇંદ્રિઓ, અને ગો એટલે પૃથ્વી અને

---

૧ જેટલા જેટલા છે તેટલા બધા.

પૃથ્વીના કાર્યરૂપ ભૌતિક શરીરને જાણનારા ક્ષેત્રજ્ઞ પણ આપ છો. પુનઃ શ્રીકૃષ્ણાવતારમાં ગોપનું સ્વાંગ લેનારા અને ગાયોને જાણનારા પણ આપ છો. પુનઃ ગો એટલે બ્રહ્મ વિદ્યા તેને યથાવત્ જાણનારા આપ છો. પુનઃ બ્રહ્મ વિદ્યા દ્વારાએ આપ જાણી શકાઓ છો.

**સુષેણ** : (૫૪૦)—સારી સેનાવાળા-સુંદર સેનાવાળા પણ આપ છો. પુનઃ દૈવી સંપત્તિઓરૂપ સૈન્યવાળા પણ આપ જ છો.

**કનકાંગદી** : (૫૪૧)—કનક એટલે સોનું. અને અંગદ-બાજુબંધ. માયાવતારમાં સુવર્ણના બાજુબંધ ધરનારા પણ આપ છો.

**ગુહ્ય** : ( ૫૪૨ )—ગુપ્ત છુપા. સર્વ મનુષ્યોને તેમના આત્મારૂપે જો કે પ્રત્યક્ષ છો તો પણ આપને કોઇ દેખી શકતા નથી, અથવા જાણી શકતા નથી, તેથી આપનું [1]ગુહ્ય એ નામ યથાર્થ છે.

---

૧ આપના ભેદ ઉંડામાં ઉંડા છે, અને આપનું રહસ્ય કળી શકાતું નથી, વ્યક્તિ અહંમાં ઓત પ્રોત એકાકાર અદ્વૈતપણે ત્રણ અહં જીવોહં, ઈશ્વરોહં, અને બ્રહ્માહં એ ત્રણે ( ટ્રિનિટિ ) એક અદ્વૈતપણે રહે છે અને તેટલા માટે વેદોમાં આપને **ત્રિગુણ, ત્રિગુણાકાર** વર્ણવેલા છે તે છતાં આપને કોઇ પારખી શકતું નથી અને કાર્યકારણ એવા નામરૂપાત્મકજગતની માયા અને અવિદ્યાશક્તિ અઘટ ઘટનાની રચના કરે છે. પણ તે કોઈથી કળી- શકાતી નથી, એક અહંમાં ત્રણે પ્રવર્તે છે તેમાં જીવપણાનું અહં જીવના ધર્મ અલ્પજ્ઞતા, અશકતતા અને આસુરી પ્રવૃત્તિ કર્મકર્તા અને ફળ ભોક્તા આદિ ગુણોથી જીવપણાનું એક અહં છે બીજું અહં ઇશ્વરપણાનું છે સર્વ-જ્ઞતા, સર્વ શક્તિમાનપણું, દૈવી સંપત્તિની પ્રવૃત્તિ, કર્તા, ભર્તા ( પ્રારબ્ધ રચના કરીને તેનું પોષણ કરનાર ) અને સંહર્તા ( પ્રારબ્ધ પુરૂં થાય એટલે નવો યોનિજન્મ કરનાર ) ત્રીજું અહં બ્રહ્માંહં છે તે સર્વના આત્મારૂપ અસ્તિત્વ તત્વ સત્ ચિત્ અને આનંદ છે જો કે તે ત્રણે પ્રત્યેક વ્યક્તિ અહંમાં રહેલાં છે તે છતાં એ ત્રણે ગુહ્ય છે, છાના છે. તેથી જીવ ગુહ્ય છે, ઈશ્વર ગુહ્યતર છે, અને આપ બ્રહ્મ પરમાત્મા ગુહ્યતમ છો અને તેથી આપના વિષયનું જ્ઞાન પણ ગુહ્યતમ છે.

**ગમ્ભીરઃ** (૫૪૩)—એટલે ગંભીર, જ્ઞાન, બળ, વિદ્યા, અને ઐશ્વર્ય સર્વેમાં આપ ઉંડા અથાહ છો તેથી આપ કળી શકાતા નથી.

**ગહનઃ** (૫૪૪)—ન પ્રવેશ કરી શકાય તેવા. આપ જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિમાં એકના એક અનુસ્યૂત રહેલા છો. તે છતાં આપ તે તે અવસ્થાઓમાં તેવા એક રહેલા જણાતા નથી તેથી આપ ગહન[1] છો.

---

૧ ગહન=ગમની પાર, અકળ, મન, વાણી અને કાયાથી કરેલી ક્રિયા તે કર્મ સંજ્ઞામાં આવે છે. અને તેવી જે જે ક્રિયાઓ થાય છે તે તે સર્વ સમષ્ઠિ ઇશ્વર શક્તિમાં ધક્કો વાગીને પાછી ફરે છે, જેમ ધ્વનિનો પ્રતિધ્વનિ (પડઘો) (કોઝ એન્ડ ઇફેકટ, એકશન એન્ડ રીએકશન) થાય છે તેમ; જીવોને પોતાના કર્મોનું ફળ પોતાથી પોતાને ભોગવવું પડે છે. કર્મના ત્રણ પ્રકાર છે, સંચિત ક્રિયમાણ અને પ્રારબ્ધ. દરેક ક્રિયમાણ કર્મ પ્રથમ સંચિત કોટીમાં જાય છે અને તે સંચયમાંથી સુખ દુઃખરૂપ ફળ ભોગવવા માટે નિયંતા ઇશ્વર તેની પ્રારબ્ધ રચના કરે છે, તે પ્રારબ્ધ આ જીંદગી કે લોકાંતર ભાવી જીંદગીમાં ભોગવાય છે. વર્તમાન સુખ કે દુઃખ કયા જન્મનું અને કયા કર્મનું ફળ છે તે અવિદ્યાને લઈને વ્યક્તિ જીવોથી જાણ્યું જતું નથી, તેથી પ્રારબ્ધને અદૃષ્ટ કહે છે. વળી કોઈ અદ્રષ્ટ કર્મ પોતાની ભાવનાથી બીજાને ફળ આપનારૂં થાય છે. કોઇ અદ્રષ્ટ કર્મ ભાવના ન કરવા છતાં બીજાને ફળ આપનારૂં થાય છે. કોઈ અદ્રષ્ઠ કર્મ તત્કાળ ફળીભૂત થાય છે; કોઈ કર્મ કાળાંતરમાં સમય આવે ફળીભૂત થાય છે, વળી કોઇ કર્મ, કર્મ.-(સકામ) અકર્મ (નિષ્કામ) કે વિકર્મ (અનિષ્ટ) ફળ આપનારૂં થાય છે; "**ગહના કર્મણો ગતિ**"કર્મની ગતિ ગહન છે, આપની સર્વ કૃતિઓ આશ્ચર્યકારક છે, પુનઃ ભક્ત લોકોનાં કામ અજમચેતી રાખીને આગળ આગળથી અથવા તત્કાળ કરો છો, અને વિલંબ કરવો હોય કે કામ ન કરવું હોય તો તે પણ તેમ કરવાને કર્મફળદાતા એવા આપ સ્વતંત્ર છો. કયા કર્મનું ફળ કયારે

**ગુહ્ય: (૫૪૫)—આપ સર્વના અંતરાત્માપણે સર્વમ અદ્રશ્ય છાના રહેલા છો, તેથી આપનું ગુહ્ય[2] એ નામ યથાર્થ છે.**

---

ફળીભૂત થાય છે તે કોઈને જણાતું નથી. તેથી આપ ગહન છો. કર્મનું ફળ અનુકુળ કે પ્રતિકુળ, સુખ કે દુ:ખ જેમ યોગ્ય લાગે તે પ્રમાણે આપવાને તથા ક્યારે અને કયા સમયે તે ફળ આપવું તેની વ્યવસ્થા અને સમયસૂચકતા આપે પોતાની પાસે રાખી છે. જો કે જિજ્ઞાસુજનો આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે પુરૂષ પ્રયત્ન કર્યા કરે છે તે છતાં कालेनात्मनि विंदति સમય આવે તે ફળીભૂત થાય છે, પણ તે સમય ક્યારે આવશે તે કોઈથી જાણ્યું જતું નથી તેથી આપ ગહન છો. સર્વ તંત્રની કળકુંચી આપે પોતાની પાસે રાખી છે તેથી આપ અગમ્ય અકળ અને ગહન છો.

૨ ક્ષેત્રજ્ઞ એવા જીવઅહંમાં જીવ, ઈશ્વર અને બ્રહ્મ એવાં ત્રણ અહં ઓતપ્રોત એકાકાર અદ્વૈતપણે રહેલાં છે, અને કાર્યકારણ એવા નામરૂપાત્મક જગત્‌ને આપોઆપે કર્તા, ભર્તા, સંહર્તાપણે રહીને, જીવાત્મા આપોઆપે સ્રજે છે અને અનિર્વચનીય પુનરાવૃત્તિઓને વહન કરે છે, પણ માયા અને અવિદ્યાના પડદાને લેઇને જીવથી તે જાણી શકાતું નથી અને પોતાનું વ્યક્તિ અહં ઈશ્વરથી પૃથક્ માનવાથી, અને સંસારની દ્વૈતપ્રતીતિના અધ્યાસથી કર્મકર્તા અને ફળભોક્તા એવો તે જીવાત્મા થઈ રહે છે, તેથી આપ જો કે વ્યકિત અહંમાં સત્તાસામાન્ય અસ્તિત્વપણે રહ્યા છો, જો કે સર્વના કારણરૂપ છો તો પણ ગુપ્ત છો, આપનું શ્રીમુખ વચન છે કે જીવોનાં કર્મ કર્મોનું કર્તૃત્વ; કર્મોનું ફળ તથા કર્મફળનો સંયોગ એ કંઈ વિભુપરમાત્મા સૂજતા નથી, વિભુપરમાત્માને જીવોનાં તેમ પુણ્ય પાપ ઉપર દ્રષ્ટિ પણ નથી, પણ સ્વભાવ એવી માયામાં જીવો આપોઆપથી કર્મો કરે છે, અને તેનાં ફળ ( આપોઆપથી ) પુનરાવૃત્તિનાં અસહ્ય દુ:ખોને ભોગવે છે, વિભુપરમાત્મા તો સદા અવિકારી છે. પુષ્પમાં સુગંધ અને દુધમાં ઘૃત રહે છે પણ તે કોઈથી દેખ્યું જતું નથી પણ મન્થન કરવાથી તે જણાય છે, તેમ વ્યક્તિ

**ચક્રગદાધરઃ** (૫૪૬)–ગદા ચક્રને ધારણ કરનારા, લીલાવતારમાં ચક્ર અને ગદા ધારણ કરનારા પણ આપ છો. પુનઃ આસુરી સંપત્તિઓનો નિગ્રહ કરવા મનને ચક્ર રૂપ બનાવનારા પણ આપ છો; અને બુદ્ધિને ગદારૂપ કરનારા પણ આપ છો. પુનઃ સંસારરૂપ ચક્રને ચલાવનારા પણ આપ છો. પુનઃ લક્ષ ચોરાશીનું ચક્ર ચલાવનારા પણ આપ છો.

वेधाः स्वांगोऽजितः कृष्णो दृढः संकर्षणोऽच्युतः ।
वरुणो वारुणोवृक्षः पुष्कराक्षो महामनः ॥ ५९ ॥

**वेधाः** (૫૪૭)—સર્વને ધારણ કરનારા પણ આપ છો. પુનઃ વ્યક્તિજીવોને સ્વતંત્ર થવા જતાં વચમાં માયાનું નડતર નાંખનારા પણ આપ છો. પુનઃ બ્રાહ્મણ પણ આપ છો. અને છઠ્ઠીના લેખ લખનારા વિધાત્રી પણ આપ છો.

**स्वांगः** (૫૪૮)—કાર્ય સિદ્ધ કરવા માટે નાટકની પેઠે જુદાં જુદાં સ્વાંગ (વેષ) લેનાર પણ આપ જ છો. પુનઃ દ્રશ્ય જગત આપનું અંગ એટલે શરીર છે. પુનઃ સ્વ + અંગ એટલે અંગબળ વાપરનારા પણ આપ જ છો. પુનઃ જીવરૂપ સ્વાંગ લેનારા પણ આપ છો. પુનઃ જગત રચના કરનાર અને પ્રેરણા કરનાર પણ આપ જ છો.

**अजितः** (૫૪૯)—આપ કોઇથી જીતી શકાતા નથી. પુનઃ ચોવીશ અવતારોમાં આપ કોઇથી જીતાયા નથી. તેથી આપ અજીત છો.

**कृष्णः** (૫૫૦)—કૃષ્ણ એટલે શ્યામ; અને કૃષ્ણ એટલે-વેદ-

---

અહંને મન્થન કરવાથી આપનું સચ્ચિદાનંદ સ્વરૂપજ્ઞાન લક્ષમાં લાવી શકાય છે. બાકી આપ સર્વ પ્રકારની પ્રતિતીઓથી રહિત સત્તાસામાન્ય છો તેથી આપ ગુહ્ય છો, અને ગુહ્ય છો તેથી અગમ્ય છો, આપના મહિમાનો પાર પામવાને કોઈ શક્તિવાન નથી.

વ્યાસ. લીલાવતારમાં શ્રી કૃષ્ણાવતાર પણ આપ જ છો. પુનઃ ઘન-શ્યામ સુંદર પણ આપ જ છો, પુનઃ જગત્ સર્વને આકર્ષણ કરનારા પણ આપ જ છો. પુનઃ દુઃખોનો નાશ કરનારા પણ આપ જ છો. પુનઃ જગતગુરૂ એવા નિજાત્મા સર્વને દોરનારા સારથિ, સર્વને સહાયક મંત્રી અને સર્વમાં નિજ બોધ સ્વ-આત્મા પણ આપ છો. પુનઃ રાધેશ્યામ એવા માયા વિશિષ્ટ ઇશ્વર પણ આપ જ છો.

**દૃઢઃ** (૫૫૧)—અંગબળ અને મનોબળને લીધે અડગ અને નિશ્ચળ પણ આપ છો. પુનઃ અચ્યુત અને ધ્રુવ પદ પણ આપ છો. પુનઃ લીલાવતારમાં રણ સંગ્રામમાં પાછો પગ ન કરનારા પણ આપ છો.

**સંકર્ષણઃ** (૫૫૨)—પ્રલયકાળે દ્રશ્ય જગતને દ્રષ્ટામાં આકર્ષી-લેનારા પણ આપ છો. પુનઃ મૃત્યુકાળે અથવા પ્રલયકાળે જગતરૂપી બાજી (રમત) ને સંકેલી લેનારા પણ આપ છો. શ્રી કૃષ્ણના મોટાભાઇ બળરામ પણ આપ જ છો. પુનઃ કારણદેહોના કારણરૂપ એવા સમષ્ટિજીવાત્મા પણ આપ જ છો. પુનઃ શેષનારાયણ પણ આપ જ છો.

**અચ્યુતઃ** (૫૫૩)—પોતાના ધર્મથી અને પોતાના સ્થાનથી ન ચળનારા એવા અથવા દ્રઢ ધ્રુવ પણ આપ જ છો.

**વરુણઃ** (૫૫૪) સૂર્ય. વરૂણ દેવ પણ આપ જ છો. પંચ મહા-ભૂતમાં જળ તત્વ પણ આપ જ છો. પુનઃ વ્યક્તિ જીવોને રૂપાંતરમાં જળમય કરનારા પણ આપ જ છો. પુનઃ વરૂણ એટલે સૂર્ય પણ આપ જ છો.

**વારુણઃ** (૫૫૫)—વરૂણ પુત્ર એવા અગસ્ત્ય; વસિષ્ટ પણ આપ છો.

**વૃક્ષઃ** (૫૫૬)—સંસારરૂપી વૃક્ષ પણ આપજ છો. અનિર્વચ-નીય ભાવમાં સંસાર પ્રવાહને નિત્ય વહન કરનારા પણ આપ જ

છો. પુનઃ ઋતુ પ્રમાણે વૃક્ષની અવસ્થાઓમાં જેમ ફેરફાર થાય છે, છે, "તેમ જાયતે અસ્તિ, વર્ધતે," આદિ અવસ્થાઓ બદલનારા પણ આપ જ છો. પુનઃ વૃક્ષરૂપે વ્યક્તિજીવોને તથા સમષ્ટિજીવોને નિવાસ આપનારા પણ આપ જ છો. પુનઃ વૃક્ષભાવે ઉંડાં મૂળવાળા (સૂક્ષ્મ-વાસનાઓવાળા) પણ આપ જ છો. પુનઃ વ્યક્તિભાવમાં કૂટસ્થ છો, અને કૂટસ્થપણે રહિને લોક અને લોકાંતર સૃષ્ટિઓનાં સ્થાનાન્તરો, (સ્વપ્ન જેવી ભ્રાંતિ, ભ્રમણાને) વહન કરનારા પણ આપ જ છો.

**पुष्कराक्षः** (૫૫૭)—કમળ સરખાં નેત્રવાળા, લીલાવતારોમાં કમળસરખાં સુંદર નેત્રોવાળા પણ આપ જ છો. પુનઃ હૃદય કમળમાં મનરૂપી નેત્રથી પોતે પોતાને જોનારા (ધ્યાન લક્ષમાં લાવનારા) યોગી[1] પણ આપ જ છો.

**महामनाः** (૫૫૮)—**સમષ્ટિ** મન પણ આપ જ છો. ઉદાર મનવાળા પણ આપ જ છો. પુનઃ અવગુણ અને દોષને ક્ષમા કર-નારા પણ આપ જ છો. પુનઃ સહનશીલ પણ આપ જ છો. પુનઃ સ્થિર મન કરનારા પણ આપ જ છો. પુનઃ મનને એકાગ્ર કરનારા પણ આપ જ છો. પુનઃ સમષ્ટિ મન મહતત્વ અથવા હિરણ્ય ગર્ભ પણ આપજ છો. પુન; સર્વમાં સરખો ભાવ રાખનારા પણ આપજ છો.

भगवान् भगहा नन्दी वनमाली हलायुधः ।
आदित्यो ज्योतिरादित्यः सहिष्णुर्गतिसत्तमः ॥ ६० ॥

---

૧ યોગી બે પ્રકારના છે, યુન્જ્ય અને યુગ્જાન: યુન્જ્ય એટલે જે જન્મ્યા પછી યોગ સાથે જોડાએલો હોય તે, અને યુગ્જાન એટલે જે જન્મથી જ યોગી હોય તે ઉભયપણે યોગી એવા શ્રી કૃષ્ણ.

**भगवान्ः** (૫૫૯)—સંપત્તિવાળા, અગતિ, ગતિ વીગેરેને જાણુ-નારા પણ આપ જ છો. પુનઃ આપ જગત્કર્તા ઇશ્વર છો. તેથી ષડ્ ભગ એવાં સમગ્ર ઐશ્વર્ય, ધર્મ યશ, લક્ષ્મી, વૈરાગ્ય, અને મોક્ષ એ ષડ્ ભગ[1] સંપન્ન પણ આપ જ છો.

**भगहा** (૫૬૦)—ભગ એટલે સંપત્તિ અને હા એટલે નાશ કરનાર. પોતે સંપત્તિપણામાં રહીને બીજા અસુરોની સંપત્તિઓનો વિનાશ કરનારા પણ આપ જ છો.

**नन्दी** (૫૬૧)—શિવગણ એવા નંદી અવતાર પણ આપ છો. પુનઃ સર્વને સુખ આપનારા પણ આપ છો. પુનઃ આનંદી સ્વ-ભાવવાળા પણ આપ છો.

**वनमाली** (૫૬૨)—જગત સંસારરૂપી વન બગીચાના માળી પણ આપ જ છો. ઉછેરનાર, રક્ષા કરનાર, અને ઘટાડનાર પણ આપ જ છો. પુનઃ આપ ચાહો તેમ કરવાને સ્વેચ્છાચારી સમર્થ છો. કારણ કે આપ સ્વતંત્ર છો; આપનો કાઇ વિરોધી નથી. દ્વૈત રહિત અદ્વૈત અને ખંડથી રહિત અખંડ છો. પુનઃ વૈજયંતી નામની વન-માળાને ધારણ કરનારા શ્રી કૃષ્ણાવતાર પણ આપ જ છો.

**हलायुधः** (૬૬૩)—હળને આયુધ કરનારા એવા શ્રી બળદેવ અવતાર પણ આપ જ છો. પુન; હળ જેમ પૃથ્વીમાં ઉંડું ઉતરનારૂં છે, તેમ સ્થૂળ શરીર અને જગતમાં ઉંડા ઉતરનારા પણ આપજ છો.

**आदित्यः** (૫૬૪)—અદિતિ અને કશ્યપથી ઉત્પન્ન થનારા એવા આદિત્ય એવા વામનરૂપ પણ આપ છો.

**ज्योतिरादित्यः** (૫૬૫)—મધ્યાનકાળના સૂર્ય જેવા દેદીપ્ય-માન પ્રકાશવાળા પણ આપ છો.

---

૧ ભગ=વિભુતિઓ.

**सहिष्णुः** ( ૫૬૬ )—સહન કરવું. કામ ક્રોધ આદિની ઇષ્ણાઓ ( ઇચ્છાઓ ) અને આવેશોને સહન કરનારા અને જીતનારા પણ આપ છો.

**गतिसत्तमः** ( ૫૬૭ )—ગતિ એટલે ગમન અને સત્તમઃ સારામાં સારી સર્વ ગતિઓમાં આપ શ્રેષ્ઠ ગતિરૂપ છો. ઉત્તમ ગતિ એવી બ્રહ્મગતિ પણ આપ જ છો.

सुधन्वा खण्ड परशुर्दारुणो द्रविणप्रदः ।

दिवस्पृक् सर्वदृग्व्यासोवाचस्पतिरयोनिजः ॥ ६१ ॥

**सुधन्वा** ( ૫૬૮ )—ઉત્તમ ધનુષ્યને ધારણ કરનારા પણ આપ જ છો. પુનઃ ભક્ત સુધન્વા પણ આપ જ છો.

**खण्डपरशुः** ( ૫૬૯ )—ખંડ એટલે કકડો–અને પરશુ–ફરસી. ફરસીથી કકડા કરનારા પરશુને ધારણ કરનાર પરશુરામ અવતાર પણ આપ છો. પુનઃ ફરસીથી એકવીસવાર નક્ષત્રી પૃથ્વી કરનાર પરશુરામ પણ આપ જ છો.

**दारुणः** ( ૫૭૦ )—ઉગ્ર રણભૂમિમાં ઘોર યુદ્ધ કરનારા પણ આપ જ છો. પુનઃ ભયંકર તપ કરનારા પણ આપ જ છો.

**द्रविणप्रदः** ( ૫૭૧ )—દ્રવિણ એટલે દ્રવ્ય અને પ્રદ એટલે આપનાર. દ્રવ્ય આપનાર મનુષ્યોને ધન આપનારા પણ આપ જ છો.

**दिवस्पृक्** ( ૫૭૨ )—દિવ એટલે સ્વર્ગ અને સ્પૃક એટલે અડકવું. દેવ લોકોનો સ્પર્શ કરનાર એટલે દેવતાઓના સ્થાનરૂપ પરલોક સુધી પહોંચી વળનારા પણ આપ જ છો.

**सर्वदृग्व्यासः** ( ૫૭૩ )—સર્વ એટલે સર્વત્ર; દૃગ એટલે આંખ વ્યાસ એટલે વિસ્તારવાળા. સર્વને પ્રત્યક્ષ જોનારા પણ આપ જ છો. પુનઃ વેદોના વિભાગ કરનાર વ્યાસ નારાયણ પણ આપ જ છો.

**वाचस्पतिरयोनिजः** ( ૫૭૪ )—વાણીના દેવતા પણ આપ જ છો. પુનઃ સર્વ વિદ્યાને જાણનારા પણ આપ જ છો. પુનઃ દેવ-તાઓમાં બૃહસ્પતિ પણ આપ જ છો. પુનઃ યોનિજન્મથી રહિત પણ આપ જ છો. પુનઃ આપ સર્વવ્યાપક બ્રહ્મ છો.

त्रिसामासामगः सामनिर्वाणं भेषजं भिषक् ।
संन्यासकृच्छमःशान्तो निष्ठाशान्तिः परायणम् ॥ ६२ ॥

**त्रिसामा**: ( ૫૭૫ )—ત્રિ એટલે ત્રણ અને સામા=સમાન. મંત્ર બ્રાહ્મણ અને કર્મકાંડમાં જેનું સામવેદે ગાન કરેલું છે એવા. તેથી આપ ત્રિસામ છો. પુનઃ ત્રિપાદ—અ—ઉ—મ્ એવા ઓંકારરૂપ અને ત્રિપદા ગાયત્રી રૂપ પણ આપ જ છો.

**सामगः** ( ૫૭૬ )—સામવેદને જાણનારા, ગાનારા અને ગમન કરનારા પણ આપ છો. પુનઃ સામવેદના ગાયનથી મગ્ન થનારા પણ આપ જ છો.

**साम**: ( ૫૭૭ ) ચારે વેદોમાં સામવેદ આપ છો.

**निर्वाणम्** ( ૫૭૮ )—નિર્બીજ,[1] અથવા કૈવલ્ય. નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિરૂપ બ્રહ્મગતિ પણ આપ જ છો.

**भेषजम्** ( ૫૭૯ )—ઔષધ. ભવાટવીને શમન કરવાના ઔષ-ધરૂપ પણ આપ જ છો. પુનઃ જન્મ મરણરૂપી પુનરાવૃત્તિ મટાડનારા પણ આપ જ છો. પુનઃ આપનું નામ સ્મરણ, આપની ભક્તિ અને આપનું નિજજ્ઞાન મનુષ્યોને અમર કરવામાં ઔષધરૂપ છે.

**भिषक्**: ( ૫૮૦ )—વૈદ ધન્વન્તરી અવતાર પણ આપ જ

---

૧ કર્મ અને વાસનાનું બીજક, વ્યક્તિ અહંપણાનું બીજક રહિત કરીને અવ્યક્ત ગતિ એટલે સ્થિતિ.

છો. ઔષધ આપનારા વૈદ્ય પણ આપ જ છો. બ્રહ્મવિદ્યારૂપી ઔષધ આપનાર શ્રીગુરૂ દેવરૂપી વૈદ્ય પણ આપ જ છો. પુનઃ સંસાર પ્રવૃત્તિમાં નિવૃત્તિરૂપ ઔષધ આપનારા પણ આપ જ છો.

**संन्यासकृत्** ( ૫૮૧ )—સંસાર રોગના પથ્યરૂપ સર્વત્યાગ એવા સંન્યાસ પણ આપ છો. પુનઃ સર્વાતીત પદ પણ આપ છો. પુનઃ સંસારપાશથી મુક્ત કરનારા પણ આપ છો.

**शमः** ( ૫૮૨ )—શાંતિ. મનને દમી દમીને મનના વેગોને વશ કરનારા પણ આપ જ છો, પુનઃ પુનરાવૃત્તિ શમાવનારા પણ આપજ છો. પુનઃ સહનશીલતા અને શાંતિ આપનારા પણ આપ જ છો.

**शान्तः** ( ૫૮૩ )—શાંત સ્વરૂપ પણ આપ જ છો. પુનઃ નિવૃત્તિ પરાયણ પણ આપ જ છો. પુનઃ સંસારના ત્રિવિધ તાપને શાંત કરનારા પણ આપ જ છો. પુનઃ અવિકારી પદ પણ આપ જ છો. પુનઃ આપનું નામ સ્મરણ એ જ એક જન્મ મરણને શાંત કરનાર ઉપાય છે.

**निष्ठाः** ( ૫૮૪ )—શાંત નિષ્ઠાવાળા આપ જ છો. આપનામાં જ સત્ય નિષ્ઠા શીખવાથી મનુષ્યોનું કલ્યાણ થાય છે. નિષ્ઠા=વર્તન

**शान्तिःपरायणम्** ( ૫૮૫ )—આપની સ્થિતિ શાંતિરૂપ છે. શાંતિનું અવલંબન કરનારા પણ આપ છો. પુનઃ સંસારની ખટપટ હોવા છતાં સર્વ પ્રપંચને માયિક અને અનિર્વચનીય ગણનારા પણ આપ છો. પુનઃ નિજસ્વરૂપને નિર્વિકાર જાણનારા પણ આપ છો. પુનઃ એકોઽહં પદ પણ આપ છો.

शुभांगः शांतिदः स्रष्टा कुमुदः कुवलेशयः ।
गोहितो गोपति र्गोप्ता वृषभाक्षो वृषप्रियः ॥ ६३ ॥

**शुभांगः** ( ૫૮૬ )—સારાં અંગવાળા. સુશોભિત અને માંગલિક

અંગો ( અવયવો )વાળા પણ આપ છો. પુનઃ વેદનાં ષડ્ અંગ એવા ષડ્ શાસ્ત્રોરૂપ શુભ અંગવાળા પણ આપ છો.

**शांतिदः** ( ૫૮૭ )—શાંતિ આપનાર વ્યક્તિઓને શાંતિ આપનારા પણ આપ છો.

**स्रष्टाः** (૫૮૮)—સરજનાર. સૃષ્ટિ સર્વને ઉત્પન્ન કરનારા, ઉત્પન્ન કરીને તેમાં સ્થિતિ કરનારા પણ આપ જ છો. પુનઃ જગતના સરજનહાર પણ આપ છો.

**कुमुदः** ( ૫૮૯ )—કુ એટલે પૃથ્વી અને મુદ એટલે હર્ષ, ચંદ્રવિલાસી કુમુદ પુષ્પ પણ આપ છો. પુનઃ કુમુદના જેવો આલ્હાદ આપનારા પણ આપ છો પુનઃ પૃથ્વાથી ઉત્પન્ન થનાર ચંદ્ર એટલે "ચંદ્રયતિ ઇતિ ચંદ્રઃ" એવા કુમુદરૂપ પણ આપ જ છો.

**कुवलेशयः** ( ૫૯૦ )—કુવલ એટલે પૃથ્વીનો ગોળો શય એટલે શયન કરનાર. શેષનારાયણ શેષશાયી ભગવાન પણ આપ જ છો.

**गोहितः** ( ૫૯૧ )—ગો એટલે ઇંદ્રિઓ, ગાયો, પૃથ્વી અને બ્રહ્મવિદ્યા તેમજ ગોવાળોનું હિત કલ્યાણ ચાહીને તેમનું રક્ષણ કરનારા પણ આપ છો.

**गोपतिः** ( ૫૯૨ )—ગો એટલે ઇંદ્રિઓના, ગાયોના, ગોવાળોના, પૃથ્વીના અને પૃથ્વીના કાર્યરૂપ ભૌતિક શરીરોના આપ જ પતિ અને રક્ષક છો.

**गोप्ताः** ( ૫૯૩ )—રક્ષણ કરનારા. ઢાંકી દેનારા ધર્મ અને ભક્તજનોનું રક્ષણ કરનારા પણ આપ જ છો. પુનઃ માયાથી સ્વરૂપને ઢાંકનારા પણ આપ જ છો.

**वृषभाक्षः** ( ૫૯૪ )—વૃષભ એટલે આખલો, ધર્મ. અક્ષ એટલે નેત્ર. વૃષભના જેવી મોટી આંખોવાળા પણ આપ જ છો. પુનઃ ધર્મ

જેની આંખ છે એવા આપ છો. પુનઃ વૃષભની પેઠે આપની દ્રષ્ટિમાં ધર્મ જ વસેલો છે, પુનઃ વૃષભ જેવી દીર્ઘ દષ્ટિથી ભકતોના મનોરથો પૂર્ણ કરનારા પણ આપ છો.

**वृषप्रियः** ( ૫૯૫ )—વૃષ એટલે ધર્મ. પ્રિય એટલે વહાલો. ધર્મ જ આપને પ્રિય છે. અધર્મ અન્યાયથી આપ છેટા રહો છો. પુનઃ વૃષભની પેઠે ધર્મના ભારને વહન કરનારા પણ આપ છો.

अनिवर्ती निवृत्तात्मा संक्षेप्ता क्षेमकृच्छिवः ।
श्रीवत्सवक्षाः श्रीवासः श्रीपतिः श्रीमतांवरः ॥ ६४ ॥

**अनिवर्ती** : (૫૯૬)—**अ** એટલે નહિ અને નિવર્તી એટલે નિવૃત્તિ. નિવૃત્તિથી રહિત પણ આપ જ છો. પુનઃ સંસારમાં ઘુંચાઈ રહેનારા પણ આપ જ છો. પુનઃ સંસારમાં માયાવિ ખટપટો કરનાર પણ આપ જ છો.

**निवृत्तात्मा** (૫૯૭)—પ્રવૃત્તિથી રહિત. નિવૃત્તિ પરાયણ પણ આપ જ છો. સંસાર વ્યવહારથી ઉપરામ થનારા પણ આપ જ છો. પુનઃ અવિકારી અને સર્વાતીત પદ પણ આપ જ છો.

**संक्षेप्ता** : ( ૫૯૮ )—ખેંચીને એક કરનાર. માયાને સંકેલી લેનારા, અનેકના એક થનારા. વૃક્ષમાંથી બીજ થનારા, માયા વિસ્તારને સંકેલીને દ્રશ્ય જગતને દષ્ટામાં લઇ જનારા, **"બહુસ્યામને"** **"એકોહં"** કરનારા પણ આપ જ છો.

**क्षेमकृत्** (૫૯૯)—ક્ષેમ એટલે કલ્યાણ. અને કૃત એટલે કરનાર. ઉત્પન્ન કરેલાનું રક્ષણ કરનારા આપ જ છો. પુનઃ ભક્ત જનોનું પ્રતિપાલન કરનારા અને શરણાંગતનું રક્ષણ કરનારા પણ આપ જ છો. પુનઃ ભકતોનો યોગક્ષેમ કરનારા પણ આપ જ છો.

**શિવ** : (૧૦૦)—કલ્યાણ. સર્વનું ભલું કરનારા પણ આપ છો. સહજમાં પ્રસન્ન થનારા પણ :આપ છો. કપટથી રહિત પણ આપ છો. સ્વયંભુ સ્વતઃ પ્રગટ થનારા પણ આપ છો. અજન્મા પણ આપ છો. માયાના સ્વામી પણ આપ છો. માયાતીત શિવતત્વ બ્રહ્મતત્વ પણ આપ જ છો. પુનઃ સર્વનું કલ્યાણ કરનારા પણ આપ જ છો.

**શ્રી વત્સવક્ષા** : (૧૦૧)—શ્રી એટલે લક્ષ્મી વત્સ એટલે લાંછન અને વક્ષઃ એટલે છાતી. શ્રી એવી લક્ષ્મિને મોટાઇ આપવાને શ્રી વત્સ ચિન્હ વક્ષઃ સ્થળમાં ધારણ કરનારા પણ આપ છો.

**શ્રીવાસ** : (૧૦૨)—લક્ષ્મીએ જેમાં વાસ કર્યો છે એવા આપ જ છો. પુનઃ માયાએ જેમાં નિવાસ કર્યો છે એવા આપ જ છો. પુનઃ બ્રહ્મવિદ્યાએ જેમાં નિવાસ કર્યો છે એવા આપ જ છો. પુનઃ આપના પાદમાં લક્ષ્મીનો નિવાસ છે. પુનઃ માયા વિશિષ્ઠ ( સબળ ) સગુણ બ્રહ્મ પણ આપ જ છો.

**શ્રીપતિ** : (૧૦૩)—શ્રી એટલે લક્ષ્મી અને પતિ એટલે સ્વામી. લક્ષ્મીના પતિ પણ આપ જ છો. માયાના પતિ પણ આપ જ છો. પુનઃ શ્રી એટલે શોભાના પતિ પણ આપ જ છો.

**શ્રીમતાંવરઃ** (૧૦૪)—શ્રીમત્ એટલે શ્રીમાન અને વર એટલે શ્રેષ્ઠ પણ આપ જ છો. પુનઃ ધનવાનોમાં શ્રેષ્ઠ શ્રીમાનલોકોમાં સર્વથી શ્રેષ્ઠ પણ આપ જ છો. પુનઃ બ્રહ્મવેત્તાઓમાં સર્વથી શ્રેષ્ઠ પણ આપ જ છો.

श्रीदः श्रीशः श्रीनिवासः श्रीनिधिःश्रीविभावनः ।
श्रीधरः श्रीकरः श्रेयः श्रीमाल्लोकत्रयाश्रयः ॥ ६९ ॥

**શ્રીદઃ** (૬૦૫)—શ્રી એટલે લક્ષ્મી. અને દ=દેનારા. સર્વને લક્ષ્મી આપનારા, પણ આપ જ છો. મુમુક્ષુજનને બ્રહ્મવિદ્યારૂપી લક્ષ્મિ દેનારા પણ આપ જ છો.

**શ્રીશઃ** (૬૦૬)—શ્રી એટલે લક્ષ્મી અને ઇશ એટલે નાથ. લક્ષ્મીનાઈશ, માયાનાઇશ પણ આપ જ છો. પુનઃ નાથ એટલે (લક્ષ્મીને) તાબે રાખનારા પણ આપ જ છો.

**શ્રીનિવાસઃ** (૬૦૭)—શ્રી એટલે લક્ષ્મી અને નિવાસ એટલે વસવાની જગ્યા. લક્ષ્મી અને માયા આપમાં જ નિવાસ કરે છે.

**શ્રીનિધિઃ** (૬૦૮)—શ્રી એટલે લક્ષ્મી અને નિધિઃ એટલે ભંડાર—અથવા આધાર. લક્ષ્મીના સમુદ્રરૂપ અને માયાના અખૂટ ભંડાર પણ આપ જ છો.

**શ્રીવિભાવનઃ** (૬૦૯)—શ્રી એટલે લક્ષ્મી અને વિભાવનઃ એટલે વિભાગ પાડનાર પોતપોતાના અદ્રષ્ટ પ્રમાણે સર્વ વ્યક્તિઓને લક્ષ્મી વહેંચી આપનારા પણ આપ જ છો.

**શ્રીધરઃ** (૬૧૦)—લક્ષ્મીને ધારણ કરનારા પણ આપ જ છો. પુનઃ બ્રહ્મવિદ્યાને ધારણ કરનારા પણ આપ જ છો. પુનઃ શ્રીધર સ્વામિ પણ આપ જ છો.

**શ્રીકરઃ** (૬૧૧)—શ્રી એટલે સ્તુતિ અને કર એટલે કરનાર.આપનું નામ સ્મરણ, સ્તુતિ, તથા (નવધા) ભક્તિ કરનારા ભક્ત જનોનું કલ્યાણ કરનારા પણ આપ જ છો.

**શ્રેયઃ** (૬૧૨)—કલ્યાણ. કલ્યાણકારક પદ પણ આપ જ છો. આપની સેવા સ્મરણ કરનારને આપ શ્રેષ્ઠ ફળ આપનારા છો. પુનઃ શ્રેય અને પ્રિય પણ આપ જ છો.

**શ્રીમાનઃ** (૬૧૩)—લક્ષ્મીવાળા. જગતમાં આપ એક જ લક્ષ્મીવાન છો. અન્ય સર્વ લક્ષ્મીવાન્ આપની આપેલી લક્ષ્મીથી લક્ષ્મિવાન છે.

**लोकत्रयाश्रयः** (૬૧૪)—ભૂઃ—ભુવઃ—સ્વઃ, આલોક-પરલોક અને અપવર્ગ, સ્વર્ગ-મૃત્યુ અને પાતાળ, જાગૃત-સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે લોક સ્થિતિના આપ જ આધાર અને આપ જ આશ્રય છો. ત્રણે પ્રતીતિઓમાં અહં અસ્મિપણે આપ અધિષ્ઠાન પદ છો.

स्वक्षः स्वंगः शतानंदो नंदिर्ज्योति र्गणेश्वरः ।

विजितात्मा विधेयात्मासत्कीर्ति श्छिन्न संशयः ॥ ६६ ॥

**स्वक्षः** (૬૧૫)—સ્વ એટલે પોતાની અને અક્ષ એટલે આંખ. સુંદર સુશોભિત નેત્રોવાળા પણ આપ છો. પુનઃ ઉદાર દૃષ્ટિવાળા પણ આપ જ છો. પુનઃ પોતે પોતાની નજરેનજર સાક્ષાત્ જોનારા પણ આપ જ છો.

**स्वंग** : (૬૧૬)—સુંદર સુશોભિત અંગવાળા પણ આપ જ છો. પુનઃ દશ્ય જગત આખુંએ આપના અંગરૂપ છે. પુનઃ સર્વરૂપે એક આપ જ પ્રતીત થઇ રહ્યા છો. પુનઃ ભક્તજનોને અને જ્ઞાની-ઓને આપ પોતાના અંગરૂપ ગણનારા છો. એટલે અહં સ્વયં ગણનારા છો.

**शतानंद** : (૬૧૭)—શત એટલે સો અને તેના પણ સો એટલે અનંત આનંદરૂપ પણ આપ જ છો. પુનઃ પરમાનંદની પ્રાપ્તિ અથવા મોક્ષપદ પણ આપ જ છો. પુનઃ આપ એક આનંદ હોવા છતાં ઉપાધિઓને લીધે અનેક આનંદરૂપ થયેલા પણ આપ જ છો.

**नंदि** : (૬૧૮)—પરમાનંદ. સર્વને આનંદ દેનારા, સર્વને આનંદ કરાવનારા અને ભક્ત જનોને આનંદ આપનારા અને સ્વતઃ આનંદ સ્વરૂપ પણ આપ જ છો.

**ज्योतिर्गणेश्वर** : (૬૧૯)—જ્યોતિ એટલે તારા. ગણ એટલે

નક્ષત્ર અને ઇશ્વર એટલે સ્વામિ. અહો અને નક્ષત્રો કે જે પ્રકાશના સમૂહરૂપ છે તેના આપ ઇશ્વર છો. પુનઃ સર્વના અંતરાત્મા અસ્મિપદ છો.

**विजितात्मा** (૬૨૦)—વિજિત એટલે જીતવું અને આત્મા એટલે મન. મન સર્વને જીતનારા પણ આપ છો. પુનઃ મન અને ઇન્દ્રિઓને જીતનારા પણ આપ જ છો. પુનઃ સર્વ સંકલ્પોને રોકીને આત્મસ્થિતિ કરનારા પણ આપ જ છો.

**विधेयात्मा** : ( ૬૨૧ )--શાસ્ત્રોમાં વિધાન કરાએલા, સિદ્ધ ઠરાવેલા અને નેતિ અવશેષ અસ્તિત્વ પણ આપ જ છો. પુનઃ અનિર્વચનીય પ્રતીતિઓમા પણ આપ જ મૂળ વસ્તુ છો. પુન; આપ જ [1]માયિક સર્વ પ્રતીતિઓને ધારણ કરનારા છો.

**सत्कीर्तिः** ( ૬૨૨ )—સત્ એટલે સારી અને કીર્તિ એટલે યશ અવિનાશી યશ અને મહાત્મ્યવાળા પણ આપ જ છો. પુનઃ સત્ એજ આપની અમર કીર્તિ છે. પુનઃ સત્ એજ ત્રણે કાળમાં અવિનાશી અસ્તિત્વ છે. પુનઃ સત્ એજ સત્ય છે, 'માયિક પ્રપંચ સર્વ અસત્ય છે.

**छिन्नसंशयः** ( ૬૨૩ )—છિન્ન એટલે છેદન કરનાર અને સંશય એટલે ખાતરી વિનાનું જ્ઞાન. સંશયોનું છિન્નભિન્નપણું કરીને

---

(૧) રસાયનિક પ્રયોગમાં એક પોઝીટીવ પાવર ( હકાર શક્તિ ) અને બીજી નેગેટીવ પાવર ( નકાર શકિત ) એ બન્નેના સંયોગમાં ત્રીજી પાવર વિદ્યુત્ પ્રગટ થાય છે. તેવીજ રીતે પોઝીટીવ પાવરની જગાએ સર્વત્ર સર્વ-વ્યાપક ચેતનઅસ્તિત્વ આત્મા અને નેગેટીવની જગાએ અનાત્મા માયા તે ઉભયના સંયોગમાં ત્રીજી અનિર્વચનીય શકિત ( જીવશકિત ) ઇશ્વર આત્મા પ્રગટ થાય છે અને તે એકોહંના વિસ્તારમાં બહુસ્યામ થઈને જગત તંત્રને વહન કરે છે. તેથી આત્મા સ્વતઃ સિદ્ધ છે તેથી વિધેયાત્મા છે.

નિઃસંશય જ્ઞાન સ્વરૂપ પણ આપ જ છો. પુનઃ દૃઢ નિશ્ચયાત્મક અપ-રોક્ષ જ્ઞાનમાં રહેનારા પણ આપ છો. પુનઃ માયિક સંભ્રમોથી રહિત રહેનારા પણ આપ જ છો. પુનઃ સ્વતઃ સિદ્ધ અહંઅસ્મિપદ પણ આપ જ છો.

उदीर्णः सर्वतश्चक्षुरनीशः शाश्वतस्थिरः ।

भूषयो भूषणो भूतिर्विशोकः शोकनाशनः ॥ ६७ ॥

**उदीर्णः** ( ૬૨૪ )—શ્રેષ્ઠ. ભૂત પ્રાણી સર્વ કરતાં આપ શ્રેષ્ઠ છો. પુનઃ અનાત્મ માયિક પ્રતીતિઓથી આપ શ્રેષ્ઠ છો. પુનઃ સર્વના અધિષ્ઠાન પરમાત્મપદ છો.

**सर्वतश्चक्षुः** ( ૬૨૫ )—સર્વ તરફ આપની દ્રષ્ટિ છે. આપની નજર બહાર કંઇ નથી. સર્વના દ્રષ્ટા પણ આપ જ છો. સર્વને જાણ-નારા સર્વવેત્તા, સર્વજ્ઞ પણ આપ જ છો.

**अनीशः** ( ૬૨૬ )—ઇશ્વિર રહિત પણ આપ છો. કારણકે આપ સર્વના ઇશ્વર છો. આપના ઉપર અન્ય કોઇ ઇશ્વિર નથી. પુનઃ [૧]અજાત અને [૨]વિવર્તવાદ પણ આપ જ છો.

---

૧ વાદના પ્રકાર= બિંબ પ્રતિબિંબ, અવચ્છેદ–અજાત, વિવર્ત, જલ્પ, વિતંડા. અજાતવાદ= અ=નહિ, જાત=જન્મેલું (ઉત્પન્ન થયેલું.) અવિકારી તત્વ પરમાત્મામાં જો સત્ય જગત્ ઉત્પન્ન થયું હોય તો તેનો નિષેધ કરવાની જરૂર પડત, પણ ત્રણે કાળમાં જગત્ સત્ય નથી, અને જગત્ કલ્પનાનું (સ્થાપન) આરોપણ કરેલું છે અને તે કલ્પના આવર્તન પરિવર્તન અને પુનરાવર્તનના યોગથી જે કલ્પના નિરાકાર રૂપમાં હતી તે સભ્રમરૂપ થઇને સાકર અને વ્યક્તિમાન થઈ દ્રષ્ટાંતમાં જેમ **શેખચલ્લીએ** પોતાના મનમાં કલ્પના કરી કે મજુરીના પૈસાથી હું મરઘાં, બકરી ગાય વિગેરે ધંધા કરીને સ્ત્રી પરણીને પુત્રવાળો થઈને હું ડોકું ધૂણાવીને ના કહીશ અને તેમ કરવામાં ઘીનો

**શાશ્વતસ્થિરઃ** ( ૬૨૭ ) શાશ્વત એટલે નિરંતર અને સ્થિર એટલે અચળ રહેનારા. સદાકાળ જેવા ને તેવા અવિકારી રહેનારા અને એકની એક જગ્યાએ અવિચળ નિરંતર રહેનારા પણ આપ જ છો. પુનઃ માયિક પ્રવાહને નિરંતર વહન કરવા છતાં આપ શાશ્વત, સ્થિર અને અવિનાશી છો.

**ભૂશયઃ** ( ૬૨૮ )—ભૂ એટલે પૃથ્વી અને શય એટલે શયન કરનાર. રામાવતારમાં વનવાસમાં ભૂમિ ઉપર શયન કરનારા શ્રી રામ રૂપ પણ આપ જ છો, પુનઃ વ્યક્તિ ભાવમાં ભૂ ઉપર શયન કરનારા પણ આપ જ છો.

---

ગાડવો પડી ગયો, આ પ્રમાણે તેના વિચાર ઉપર વિચાર પુષ્ટ થવાથી તેનો સંભ્રમ સાકાર રૂપ થયો તે પ્રમાણે આ જગત્ પણ આદિ બ્રહ્માની સ્વઇચ્છાથી ગમત માટે કરેલી આરોપિત (સ્થાપિત) કલ્પના રૂપ છે અને તે આવર્તન પરિવર્તન અને પુનરાવર્તનના યોગે પુષ્ટ થઇને સાકાર દ્રશ્યાકાર સત્ય જેવું ભાસી રહે છે. ઇશ્વર સત્ય સંકલ્પ છે અને તેથી તેમનો સંકલ્પ જગત્નો સત્યભાસ કરાવે છે. રજ્જુમાં સત્ય સર્પ ત્રણે કાળમાં થયો નથી તેથી સર્પ ભ્રાંતિ મિથ્યા છે, તો ઠીક, અનિર્વચનીય મિથ્યા એક કાળાભિછિન્ન સત્ય તો છે? તો તેમ પણ નથી, સ્વપ્ન સૃષ્ટિ અનિર્વચનીય છે તેને તો કંઈ દેશકાળ વસ્તુ અને જાગ્રતના સંસ્કાર વગેરેનો અવકાશ અને સાહ્યતા છે પણ તેટલો અવકાશ આ જગતને નથી તેથી તે સ્વપ્ન જેવું અનિર્વચનીય પણ નથી. પણ પરમાર્થ સત્તામાં તે સાવ અસત્ છે. તો ઠીક અસત્ વસ્તુ અસત્પણે તો રહે છે ને? તો ના તેમ પણ નહિ. વંઝાપુત્ર ( વાંઝણીનો ) તેમજ સસશૃંગ પણ સત્ય વસ્તુપણામાં છે નહિ પણ લોક રૂઢિમાં અને વાર્તાલાપમાં તે બોલવાના ખપમાં આવે છે બાકી તે સત્ય નથી તે પ્રમાણે આ જગત્ સત્ય નથી તેથી શ્રી ભગવાન ગીતાજીમાં કહે છે કે "સર્વે વયમતઃ પરમ્" મારા મત પ્રમાણે, હે અર્જુન! તત્વબ્રહ્મ સદા નિર્વિકાર રહે છે, અને હું, તું, આ રાજાઓ અને આ જગત્ જે દેખાય છે તે ત્રણે

**ભૂષણઃ** (૬૨૯)—અલંકાર. પૃથ્વીના ભૂષણરૂપ શ્રીરામકૃષ્ણ અવતારરૂપે પણ આપ જ છો.

**ભૂતિઃ** (૬૩૦)—વિભૂતિ. સર્વ વિભૂતિઓરૂપે પણ આપ જ છો. ઐશ્વર્યરૂપે પણ આપ જ છો. નિજભક્તોને વિભૂતિ આપનારા પણ આપ જ છો. પુનઃ ભલભલા ચકોર અને ચતુર, ડાહ્યા, શાણા અને નટખટને ભુરકિ નાંખીને ભૂલભુલાવો ખવરાવનારા પણ આપ જ છો. પુનઃ મહા માયાવી નજરબંધી કરનાર વાદી અને અઘટ ઘટના કરનાર જાદુગર પણ આપ જ છો.

---

કાળમાં સત્ય નથી પણ તત્વ પરમાત્મા પાર્માર્થીક સત્તામાં અવિકારી અચ્યુત્ત અને ચિદાકારાપણે રહેલા છે. "નિષેધેકૃતે નેતિ નેતીતિ વાક્યૈઃ" જો જગત્ સત્ય નથી તો તેનો પછી નિષેધ કરવાનો પણ કયાં રહ્યો? માટે જગત્ સત્ય હોવું જોઇએ કારણકે જેણે પૂર્વે સત્ય સર્પ દીઠેલો હોય તેને જ પ્રત્યભિજ્ઞા જ્ઞાનથી રજ્જુમાં સર્પ ભ્રાંતિ થાય છે તેમજ જેણે પૂર્વેથી પ્રાકૃતનુ સંસ્કારમાં સત્ય જગત્ જોયું છે તેને અનિર્વચનીય જગતોના સંભ્રમ થાય છે માટે પૂર્વનું જગત્ સત્ય હોવું જોઇએ તો તે તેમ નથી; આદિ જગત્ ઈશ્વરની કલ્પનારૂપ છે તે કલ્પના પુષ્ટ થવાથી સંભ્રમરૂપે સાકાર જણાય છે, અને તે પ્રત્યભિજ્ઞા જ્ઞાનને લઇને પૂર્વ પૂર્વના જગતના અધ્યાસ ઉત્તરોત્તર પુનરાવૃત્તિમાં લોકાંતરોમાં જીવોને સત્ય જેવો ભાસ કરાવે છે તેથી તે કંઇ સત્ય અસ્તિત્વમાં આવતું નથી પૂર્વનું જગત્ કયારનું કલ્પનારૂપ થયું હશે? તો તે અનવસ્થાનો અંત લાવવાને તેને શાસ્ત્રોમાં અનાદિ કહેલું છે. જીવ, ઈશ્વર, બ્રહ્મ, જગત અને તેમનો સંબંધ એ અનાદિ પદાર્થ છે એટલે તે વાતનો અંત આવે છે. પ્રત્યેક વ્યક્તિજીવ સમષ્ટિ ઇશ્વરનો અણુ અંશ છે અને પ્રત્યેક જીવ પ્રત્યભિજ્ઞા જ્ઞાનને લઈને પૂર્વ પૂર્વના જગત અધ્યાસને લઇને ઉત્તરોત્તર નોખીનોખી સંભ્રમરૂપ લોકાંતર ગતિઓ લક્ષચોરાશી યોનિજન્ય ભ્રમણ કરતો રહે છે તેથી પારમાર્થિક સત્તામાં જગત્‌ની સત્યતા અસ્તિત્વપણામાં લાવવાની કંઈ આવશ્યક્તા નથી. વિવર્તવાદ=વિ=વિશેષ, અને વર્ત—વર્તન—

**विशोक:** ( ૬૩૧ )—શોકસંતાપથી રહિત પણ આપ જ છો. ભક્તજનોને શોકસંતાપથી રહિત કરનારા પણ આપ જ છો.

**शोकनाशन:** ( ૬૩૨ )—શોકનો નાશ કરનારા. આપનું શરણુ અને સ્મરણુ જન્મ મરણુરૂપ શોકનો નાશ કરનારૂં છે. પુનઃ આપનું સ્મરણુ મંગળકર્તા અને મંગળરૂપ છે. પુનઃ જગતના સર્વ કલેશોનો નાશ કરનારા પણુ આપ જ છો.

अर्चिष्मानर्चितः कुम्भो विशुद्धात्माविशोधनः ।

अनिरुद्धोऽप्रतिरथः प्रद्युम्नोऽमित विक्रमः ॥ ६८ ॥

**अर्चिष्मान्:** ( ૬૩૩ )–તેજવાળા. સૂર્યની પેઠે સર્વને પ્રકાશ

---

આવર્તન પરિવર્તન પુનરાવર્તન ઉપરાચાપરી ઘટિયંત્ર અથવા રેંટમાળ જેવી ચક્રાકાર દ્રશ્યાકાર સાકાર જગત્‌રૂપ પ્રતીતી (દેખાવો) આશ્ચર્યકારક થાય છે તે પણ બ્રહ્મ છે તેથી જગત એ બ્રહ્મનો વિવર્તવિલાસ છે.

નિર્ગુણુ પરમાત્મા જ સગુણુ સાકાર જગતરૂપે દેખાય છે "વાસુદેવઃ સર્વમિતિ" તેથી નિર્ગુણ તત્વ જ સગુણ જગત્‌રૂપે પ્રતીત થાય છે. "હેતુનાનેન-કૌંતેય જગત્ વિપરીવર્તતે" હે અર્જુન! જીવોને જગતોનાં આવર્તન પરિવર્તન અને પુનરાવર્તન થવામાં બીજો કોઈ હેતુ નથી પણ હું અધિષ્ઠાન બ્રહ્મ અને મારી દૈવી માયા. અને તેને લઇને તેમને (જીવોને) લક્ષચોરાશીના ફેરા થયા કરે છે. આ પ્રમાણે પ્રત્યેક જીવનાં કર્મ, વાસના અને સ્વરૂપ અજ્ઞાન તેમને લોક લોકાંતર ગતિઓનો ભાસ આપોઆપથી કરાવે છે અને નિયંતા ઈશ્વર તેની પ્રારબ્ધ રચના કરે છે. જીવો કર્મ કર્તા અને ફળ ભોગતા થાય છે, અને ઇશ્વર ફળદાતા રહે છે આ પ્રમાણે ઉભયવાદોનું સિદ્ધાંત એકજ છે. બ્રહ્મનો જ વિવર્તવિલાસ તે જગત પ્રતીતિ છે તેથી તે પ્રતીતિ પણ બ્રહ્મ જ છે તેમજ નેતી અવશેષ અસ્તિત્વ અધિષ્ઠાનપણે સત્ય છે અને તેની નામ અને રૂપ પ્રતીતી માયીક છે તેથી અવસ્તુ છે. સર્વમાં બ્રહ્મ પરમાત્મા અધિષ્ઠાન સત્ય વસ્તુ છે, માયીક પ્રતીતી અનિર્વચનીય છે અને અવસ્તુ છે.

કરનારા સ્વયંજ્યોતિ એવા આત્મજ્યોતિ પણ આપ છો. પુનઃ સ્વપ્રકાશ અને પરપ્રકાશ એવા સ્વાત્માપદે સર્વ પ્રાણીઓમાં પ્રકાશ કરનારા પણ આપ જ છો. સર્વ પ્રાણીઓને અનિર્વચનીય "અહં અસ્મિ એવું" પોતપોતાના અસ્તિત્વનું જ્ઞાન કરનારા પણ આપ જ છો.

**अर्चित** : (૬૩૪)—પૂજાયેલા–સર્વને પૂજ્ય પણ આપ જ છો. પુનઃ બ્રાહ્મણ આદિ દેવથી પૂજાતા પણ આપ છો.

**कुम्भ** : (૬૩૫)—ઘટ–કુંભરૂપ પણ આપ છો. કુંભના જેવી ગોળ આકૃતિવાળા પણ આપ જ છો. પુનઃ ઘટાકાશ, મઠાકાશની પેઠે એક પિંડ એવા બ્રહ્માંડરૂપ આકૃતિવાળા પણ આપ છો.

**विशुद्धात्मा** : (૬૩૬)—મળથી રહિત એવા શુદ્ધ આત્મતત્વ પણ આપ જ છો. પુનઃ માયાવિકારથી રહિત પણ આપ જ છો. પુનઃ ભક્તજનોને વિશુદ્ધ કરનારા પણ આપ જ છો. પુનઃ પતિતને પાવન કરનારા પણ આપ જ છો.

**विशोधन** : (૬૩૭)—વિ. એટલે વિશેષે કરીને શોધન એટલે પવિત્ર કરનાર, અસત્ અને અનાત્મ પદાર્થોમાંથી સત્ અને આત્મતત્વ શોધન કરનારા પણ આપ છો. પુનઃ સ્વરૂપજ્ઞાનનું શોધન કરનારા પણ આપ છો. પુનઃ પાપ અને દોષોનું શોધન કરનારા પણ આપ છો. પુનઃ આત્મા અનાત્માનો વિવેક કરનારા પણ આપ છો. પુનઃ જન્મ મરણરૂપી મેલને ધોનારા પણ આપ છો. પુનઃ ભાવ[1] અને અભાવ[2] એ ઉભયનો નિર્ણય[3] કરનારા પણ આપ છો.

**अनिरुद्ध** : (૬૩૮)—અ=નહિ, નિરુદ્ધ રોકાએલો, એટલે રોકાએલો નહિ એવો સ્વતંત્ર. આપ સર્વ વ્યાપક હોવા છતાં

---

૧ સત્‌ભાવ (૨) અસત્‌ભાવ. (૩) ત્રણે કાળ સત્ અસ્તિત્વપણે રેહેનાર તે સત્ અને ત્રણે કાળમાં અસ્તિત્વમાં ન રહેનાર તે અસત્. તે ઉભયનો નિશ્ચય કરનાર.

માયા અને અવિદ્યામાં નિરોધ પામનારા પણ આપ જ છો. પુનઃ અનિરૂદ્ધ સ્વરૂપ પણ આપ જ છો. પુનઃ દેહાભિમાની જીવરૂપ પણ આપ જ છો.

**अप्रतिरथ :** (૬૩૯)–અ એટલે નહિ અને પ્રતિરથ એટલે સામો થનાર અને રથમાં બેસનાર. વસ્તુપણામાં આપ એક જ વસ્તુસ્થિતિ છો, તેથી આપને કોઇ પ્રતિસ્પર્ધિ નથી. અથવા આપના સામો કોઇ લડવા આવનારો નથી.

**प्रद्युम्न :** (૬૪૦)–પ્રદ્યુમ્ન. શ્રીકૃષ્ણના પુત્રરૂપે પણ આપ જ છો. પુનઃ સ્વપ્ન અવસ્થાના જીવાભાસોના[1] આત્મા પણ આપ જ છો.

**अमितविक्रम :** (૬૪૧)–અમિત એટલે અમાપ અને વિક્રમ એટલે પરાક્રમ. આપનાં પરાક્રમો અમાપ અને અખૂટ છે, પાર અને અંતથી રહિત છે. પુનઃ આપના નામ સ્મરણ માત્રથી મનુષ્યો ભવસાગરને પાર કરી શકે છે. તેથી આપના માહાત્મ્યનો અંત નથી.

कालनेमिनिहा वीरः शौरीः शूरजनेश्वरः ।

त्रिलोकात्मा त्रिलोकेशः केशवः केशिहा हरिः ६९ ॥

**कालनेमिनिहा :** (૬૪૨)–કાલનેમિ દૈત્યને મારનાર. કાળનેમિ દૈત્યને પુનઃ મુક્તિ આપીને કાળના ભયથી મુક્ત કરનારા પણ આપ જ છો. પુનઃ શરણ લેવાથી અભય કરનારા પણ આપ જ છો.

**वीर :** (૬૪૩)–શુરવીર. શુરવીરના પણ શુરવીર આપ છો. પુનઃ વીરપુરૂષોને વીરતા આપનારા પણ આપ જ છો.

---

૧ જેમ દર્પણમાં સૂર્યનું પ્રતિબિંબ અને સામા દર્પણમાં તે દર્પણનું પ્રતિબિંબ તેમ પરમાત્માનું પ્રતિબિંબ માયામાં (ઈશ્વર) તેમનું ફરીને પ્રતિબિંબ તે (જીવ) આભાસ. તે પ્રમાણે સ્વપ્નમાં દેખાતા સ્વપ્ન નરો અથવા આભાસો તેમના આત્મા પણ આપ છો. પુનઃ વિદ્યામાયા અને અવિદ્યામાયા (દર્પણ) અવસ્તુ છે તેમાં પડેલું પ્રતિબિંબ સામુ અને જુદું દેખાય છે તો પણ તે બિંબરૂપ જ છે એટલે કે તે વસ્તુ (પરમાત્મા) આપ જ છો.

**શૌરી** : (૬૪૪)–શૂરવાળા. શૂર કુળમાં શ્રીકૃષ્ણાવતાર ધારણ કરનારા પણ આપ જ છો.

**શૂરજનેશ્વર** : (૬૪૫)–શૂર બળવાન એટલે દેવતા. જન+ઈશ્વર એટલે લોકના રાજા. શૂરવાનોના ઈશ્વર પણ આપ જ છો. શૂરને શૂરાતન આપનાર શૂરજનોના ઇષ્ટદેવ પણ આપ જ છો. પુનઃ ત્રણે લોકના રાજા પણ આપ જ છો.

**ત્રિલોકાત્મા** : (૬૪૬)–ભૂઃ–ભુવ.–સ્વઃ; સ્વર્ગ–મૃત્યુ–પાતાળ, જાગૃત સ્વપ્ન,–સુષુપ્તિ, આલોક–પરલોક–અને અપવર્ગ એ ત્રણે લોક સ્થિતિમાં અનુસ્યૂત રહેલા એવા એક આપ જ તેમના અંતરાત્મા છો.

**ત્રિલોકેશ** : (૬૪૭)–ત્રણે લોક સ્થિતિઓમાં આપ જ તેમના ઇશ્વર છો.

**કેશવ** : (૬૪૮) લીલાવતારોમાં સુંદર ચકચકીત કેશ ધારણ કરનારા પણ આપ જ છો. પુનઃ નિર્ગુણ નિરાકાર હોવા છતાં સગુણ સાકાર દેહોમાં કેશવાળા પણ આપ જ છો; ક=જળ, અને શવ=શયન કરનાર, જળમાં શયન કરનાર પણ આપ છો.

**કેશિહા** : (૬૪૯)–કેશિ દૈત્યને મારનારા કેશિનિષુદન એવા શ્રીકૃષ્ણાવતાર ધારણ કરનારા પણ આપ જ છો.

**હરિ** : (૬૫૦)–શરણાંગતોના પાપને હરનાર પણ આપ જ છો. પાપનું મૂળ કામનાઓ (વાસનાઓ) હરનારા પણ આપ જ છો. કામનાઓનું મૂળ અવિદ્યા અજ્ઞાન તેના હરનારા પણ આપ જ છો. પુનઃ અહં અને મમરૂપ મોહને હરનારા પણ આપ જ છો. પુનઃ ભક્ત જનોનાં દુઃખો, ક્લેશો, સંતાપો અને અનર્થો સર્વના હરનારા પણ આપ જ છો. પુનઃ જ્ઞાત કે અજ્ઞાત, ભાવમાં કે કભાવમાં, શુચિપણામાં કે અશુચિપણામાં, સર્વકાળમાં, લીધેલું આપનું નામ (સ્મરણ) કદિ વ્યર્થ જતું નથી; પણ સર્વ દોષોને હરે છે, અને ઉત્તરોત્તર ઉત્તમ ગતિ

આપનારૂં થાય છે. પુનઃ ભવ સંસારરૂપ પુનરાવૃત્તિને હરનારા પણ આપ જ છો.

कामदेवः कामपालः कामीकान्तः कृतागमः ।
अनिर्देश्यवपु र्विष्णु र्वीरोऽनन्तो धनंजयः ॥ ७० ॥

**कामदेव** : (૬૫૧)–કામનાઓને પુરી પાડનારા કામદેવ પણ આપ જ છો. પુનઃ રતિના સ્વામિ કામદેવ પણ આપ જ છો.

**कामपाल** : (૬૫૨)–વ્યક્તિભાવમાં કામનાઓનું પાલન કરનારા પણ આપ જ છો. પુનઃ કામદેવનું રક્ષણ કરનારા પણ આપ જ છો.

**कामी** : (૬૫૩)–વ્યક્તિભાવમાં કામનાવાળા પણ આપ છો. પુનઃ કામ વિષયવાળા પણ આપ જ છો. પુનઃ સર્વ કામનાઓ જેની પરિપૂર્ણ થયેલી છે એવા પૂર્ણ કામ પણ આપ છો.

**कान्त** : (૬૫૪)–માયાના પતિ પણ આપ જ છો. પુનઃ કરેલી સૃષ્ટિ રચનાનો અંત (નાશ) કરનારા પણ આપ જ છે.

**कृतागम** : (૬૫૫)–કૃત એટલે કરેલું અને આગમ એટલે શાસ્ત્ર. આગમ એવા શાસ્ત્રપુરાણાદિ સર્વ શાસ્ત્રોના રચનારા પણ આપ જ છો. પુનઃ વ્યાસ મુનિનો અવતાર પણ આપ જ છો.

**अनिर्देश्यवपु** : (૬૫૬)–અનિર્દેશ્ય એટલે આંગળીથી 'ઇદમ્' આ કરીને ન બતાવી શકાય તેવું અનંત અપાર અને વપુ એટલે શરીર. સર્વત્ર, વ્યાપક, અવ્યક્ત, અદ્રશ્ય, નિરાકાર અને ચૈતન્ય શરીરવાળા પણ આપ છો. પુનઃ દેશકાળ અને વસ્તુ પરિચ્છેદ રહિત અનંત, અપાર, અને નિત્ય પણ આપ જ છો.

**विष्णु** : (૬૫૭)–અણુંનાં પણ અણું એવા વિશેષ અણુંરૂપ પણ આપ જ છો. સર્વત્ર, સર્વવ્યાપક, વિષ્ણુતત્ત્વ પણ આપ જ છો.

મન અને ઇંદ્રિયજન્ય જ્ઞાનથી અગમ, અગોચર, અને અતીન્દ્રિયપદ પણ આપ જ છો. પુનઃ સૃષ્ટિનું પાલન કરનાર પણ આપ જ છો. પુનઃ વૈકુંઠ પુરીના સ્વામી પણ આપ જ છો.

**शूर** : ( ૬૫૮ )-શૂરના પણ શૂર આપ છો. માયાકૃત સર્વ પ્રપંચોને જીતી લેનારા પણ આપ છો. પુનઃ મન અને ઇંદ્રિઓના વેગોને જીતનારા પણ આપ છો. પુનઃ સર્વના ઉપર ભ્રાતૃભાવ રાખનારા સુહૃદ પણ આપ જ છો.

**अनन्त** : ( ૬૫૯ )-દેશ, કાળ ને વસ્તુ પરિચ્છેદ રહિત અને અંતથી રહિત અપાર અથાગ પણ આપ જ છો. પુનઃ વ્યક્તિભાવમાં અસંખ્યપણે જણાતા પણ આપ જ છો. પુનઃ અવિનાશી પદ પણ આપ જ છો. પુનઃ અનંત-નાગ પણ આપ જ છો.

**धनंजय** : ( ૬૬૦ )-ધનને જીતી લેનારા પણ આપ છો. પુનઃ અર્જુન સ્વરૂપ પણ આપ છો. પુનઃ મૃત્યુ પછી વ્યક્તિ શરીરોમાં રહેનાર ધનંજય નામનો વાયુ પણ આપ છો. પુનઃ ધન ઉપર જય મેળવનારા એટલે તૃપ્ત આત્મા, આપ્ત કામ, પૂર્ણ કામ પણ આપજ છો.

ब्रह्मण्यो ब्रह्मकृद्‌ ब्रह्मा ब्रह्म ब्रह्मविवर्धनः ।
ब्रह्मविद्‌ ब्राह्मणो ब्रह्मी ब्रह्मज्ञो ब्राह्मणप्रियः ॥ ७१ ॥

**ब्रह्मण्य** : ( ૬૬૧ )-બ્રાહ્મણ એવા વેદવેત્તાઓની રક્ષા કરનારા પણ આપજ છો. પુનઃ બ્રહ્મપ્રતિપાદક વેદશાસ્ત્રોની રક્ષા કરનાર પણ આપજ છો. પુનઃ બ્રહ્મજ્ઞાન માટે સહકારી સાધનરૂપ મન, બુદ્ધિ, ઇંદ્રિઓ અને વ્યક્તિ શરીરોની રક્ષા કરનારા પણ આપજ છો.

**ब्रह्मकृत्** : ( ૬૬૨ )–બ્રહ્મ એટલે બ્રહ્મચર્ય આશ્રમ અને કૃત એટલે કરનારા. તપ, શૌચ, સ્વાધ્યાય, આદિ વૈદિક કર્મો બતાવનારા પણ આપજ છો. પુનઃ તત્વ બ્રહ્મ એજ આપનું સ્વરૂપ છે.

**ब्रह्मा** : ( ૬૬૩ )–જગત્ રચના કરનાર બ્રહ્મા પણ આપજ છો. પુનઃ સર્વને ઉત્પન્ન કરનાર બ્રહ્મદેવ પણ આપજ છો.

**ब्रह्म** : ( ૬૬૪ )–સર્વત્ર સર્વવ્યાપક તત્વ બ્રહ્મ પણ આપજ છો. પુન : સત , ચિત્ , આનંદ, અથવા અસ્તિ, ભાતિ, પ્રિય પણ આપજ છો. પુન : "**સત્યંજ્ઞાનં અનંતં બ્રહ્મ**" પણ આપજ છો. પુનઃ દેશકાળ વસ્તુ અપરિચ્છિન્ન અખંડ એક અદ્વૈત, સજાતિ, વિજાતિ, અને સ્વગતભેદ રહિત પરં આત્મતત્વ પણ આપજ છો.

**ब्रह्म विवर्धन** : ( ૬૬૫ )–બ્રહ્મ એટલે વૈદિક કર્મ અને વિવર્ધનઃ એટલે વધારનારા. બ્રહ્મ સ્વરૂપની પ્રાપ્તિ માટે સાધન ચતુષ્ટયના વધારો કરનારા તથા તેના યોગક્ષેમ કરનારા પણ આપજ છો.

**ब्रह्मविद्** : ( ૬૬૬ )–વેદને જાણનારા પણ આપજ છો.

**ब्राह्मण** : ( ૬૬૭ ) દશ્ય જગતને તત્વ બ્રહ્મરૂપે જોનાર પણ આપજ છો. પુન : તત્વ બ્રહ્મના સાક્ષાત બોધ કરનાર બ્રાહ્મણવર્ણ પણ આપજ છો.

**ब्रह्मी** : ( ૬૬૮ )–તત્વ બ્રહ્મ એવી સંજ્ઞાવાળા પણ આપજ છો. પુન : બ્રહ્મી એટલે બ્રહ્મવલ્લી. એ નામવાળા પણ આપજ છો. પુન : જેને લોકો બ્રહ્મ કહે છે એ નામવાળા પણ આપજ છો.

**ब्रह्मज्ञ** : ( ૬૬૯ )–બ્રહ્મ એટલે વેદ અને જ્ઞઃ એટલે જાણનારા. વેદને જાણનારા પણ આપજ છો. તત્વ બ્રહ્મને યથાવત્ જાણનારા તત્વવેત્તા અથવા બ્રહ્મવેત્તા પણ આપજ છો.

**ब्राह्मणप्रिय** : ( ૬૭૦ )-બ્રહ્મવેત્તા એવા બ્રાહ્મણો આપને નિજ આત્મા જેવા પ્રિય છે. પુનઃ બ્રહ્મવેત્તા એવા બ્રાહ્મણોને આપ તેમના નિજ આત્મા જેવા પ્રિય છો.

महाक्रमो महाकर्मा महातेजा महोरगः ।
महाक्रतुर्महायज्वा महायज्ञो महाहविः ॥ ७२ ॥

**महाक्रम** : ( ૬૭૧ )-મહા એટલે મોટાં, ઉચાં, લાંબાં અને પહોળાં અને ક્રમ : એટલે પગલાં. મહાન ક્રમ, અસંખ્ય જગતોની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનો ક્રમ, ઘટિયંત્રની પેઠે લક્ષચોરાશીનો ક્રમ કરનારા અને પુનઃ પરાક્રમોના કરનારા પણ આપજ છો. પુનઃ અચળ પદમાં રહેવા છતાં માયાનો અનાદિ પ્રવાહ નિરંતર વહન કરનારા પણ આપ છે. અઘટ[1]ઘટનાઘટ, અને અપટપટનાપટ,[1]ના કરનારા પણ આપ છો. પુનઃ ત્રણ પાદમાં ત્રિલોકી જગતને પુરી દેનારા, એવા વામન રૂપમાંથી સમષ્ટિ વૈરાટરૂપ થનારા પણ આપ છો. પુનઃ મત્સ્ય, કચ્છ, વરાહ, નૃસિંહ આદિ સ્વરૂપો પ્રગટ કરીને અદ્‌ભુત પરાક્રમો કરનારા પણ આપ છો.

**महाकर्मा** : ( ૬૭૨ )-પિંડ બ્રહ્માંડ, અને દ્રશ્ય, અદ્રશ્ય સર્વના કર્તા પણ આપજ છો. જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનારા એવા મહાન્ પરાક્રમો કરનારા પણ આપજ છો.

**महातेजा** : ( ૬૭૩ )-અસંખ્ય સૂર્યોના તેજના કરતાં પણ

---

૧ અઘટ અને અપટ=જે ઘટના ન ઘટી શકે તે ઘટાવવામાં સમર્થ અને જેને આડો પડદો ન હોઈ શકાય તેને આડો પડદો કરનાર, આશ્ચર્યકારક ઈંદ્રજાળ કરનારા.

મહાન્ તેજસ્વિ આપજ છો. કારણ કે આપ સ્વપ્રકાશ આત્મજ્યોતિ છો.

**મહોરગ**: (૬૭૪)-મહા એટલે મોટા. ઉરગ એટલે સર્પ મોટા દોરની પેઠે પિંડ બ્રહ્માંડની બાહ્યાભ્યંતર વીંટાઈ રહેનારા ( અહં અહંકાર દેહાભિમાન અહંકાર ) એવા વાસુકિ સર્પરૂપ પણ આપજ છો. પુન: બાહ્યાભ્યંતર વીંટાઇ રહેનારા તત્વ બ્રહ્મ ચિદાકાશ તત્વ પણ આપજ છો.

**મહાક્રતુ**: (૬૭૫)—મહા એટલે મોટો અને ક્રતુ એટલે યજ્ઞ. મોટા મોટા યજ્ઞ યાગાદિ કર્મોરૂપ પણ આપ જ છો. અશ્વમેધ જેવા યજ્ઞ રૂપ પણ આપ જ છો.

**મહાયજ્વા** : (૬૭૬)—મહા એટલે મોટા અને યજ્વા એટલે યજ્ઞ કરનારા. મોટા મોટા યજ્ઞો કરીને યજન પૂજન કરનારા પણ આપ જ છો.

**મહાયજ્ઞ**: (૬૭૭)—મોટા મોટા યજ્ઞ સ્વરુપ પણ આપજ છો.

**મહાહવિ** : (૬૭૮)—મહા એટલે મોટા અને હવિ: એટલે હુત દ્રવ્ય. યજ્ઞમાં જે હુત દ્રવ્ય હોમાય છે તે આપ જ છો.

स्तव्यः स्तवप्रियः स्तोत्रं स्तुतिः स्तोतारणप्रियः ।
पूर्णः पूरयिता पुण्यः पुण्यकीर्तिरनामयः ॥ ७३ ॥

**સ્તવ્ય** : (૬૭૯)—સ્તુતિ કરવા યોગ્ય-સ્તુતિ કરવા યોગ્ય દેવ પણ આપ એક જ છો. કારણ કે બ્રહ્મા વિષ્ણુ આદિ સર્વે દેવોના આપ નિજ આત્મા છો.

**સ્તવપ્રિય** : (૬૮૦)—સ્તુતિ, સ્તવન આપને અતિ પ્રિય છે. આધીન ચિત્તથી, કરેલી સ્તુતિથી જ આપ પ્રસન્ન થાઓ છો,

અથવા દ્રવીભૂત થાઓ છો. પુનઃ ગર્વ અને અહંકાર આપને ગમતા નથી. પુનઃ શરણાંગત થઈને આપનું ભજન સ્મરણ કરનારા ભક્તો ઉપર આપ પ્રસન્ન થનારા છો. એકાંતમાં આધીનતા અને નમ્રતાથી આપની સ્તુતિ કરવી એજ એક આપને પ્રસન્ન કરવાનું સાધન છે.

**स्तोत्रम्** : (૬૮૧)—સ્તુતિરૂપ સ્તોત્ર પણ આપ જ છો. આપનું માહાત્મ્ય ગાવામાં આપ જ સ્તોત્રરૂપ છો.

**स्तुति** : (૬૮૨)—સ્તુતિરૂપ ક્રિયા પણ આપ જ છો.

**स्तोता** : (૬૮૩)—સ્તુતિ કરનારા સ્તોતા પણ આપ જ છો.

**रणप्रिय** : (૬૮૪)—લીલાવતારમાં રણભૂમિ જેને પ્રિય છે એવા અવતારધારી પણ આપ જ છો.

**पूर्ण** : (૬૮૫)—સર્વ વાતે પરિપૂર્ણ પણ આપ જ છો. આપ આપ્તકામ અને પૂર્ણકામ છો. પુનઃ [૧]અણુઅણુમાં અખંડ અને પરિપૂર્ણપણે રહેનારા પણ આપ જ છો.

**पूरयिता** : (૬૮૬)—સર્વ કામનાઓ પૂરી કરનારા પણ આપ છો.

**पुण्य** : (૬૮૭)—મૂર્તિમાન્ પુણ્ય પણ આપ જ છો. મૂર્તિ-

---

૧ અણુ અણુ=પ્રત્યેક વ્યક્તિપણામાં (કુટસ્થ અણુમાં અહંઅસ્મિ હું છું પણામાં) જીવાત્મા (વૈરાટ) ઈશ્વર આત્મા અને (સર્વત્ર) વ્યાપક બ્રહ્મ પરમાત્મા રહ્યા છે જેમ ઘટમાં ઘટાકાશ, મઠાકાશ, અને મહદાકાશ, અને ઘટની બહાર મઠાકાશ અને મહદાકાશ, અને મઠાકાશની બહાર ચારે તરફ સર્વ બાજુએ મહદાકાશ વ્યાપક છે તેમ, તેથી જીવાત્મા (પિંડ અને બ્રહ્માંડ) વ્યષ્ટિ સમષ્ટિગત રચના (સ્વપ્નસૃષ્ટિની પેઠે) પ્રગટ કરે છે. અખંડનો અણુ અખંડ સાથે સદા એકાકાર છે.

માન્ સુખ પણ આપ જ છો. પુનઃ મૂર્તિમાન્ ધર્મ અને સત્કર્મ પણ આપ જ છો.

**पुण्यकीर्ति** : (૬૮૮)—આપની કીર્તિ પવિત્ર છે. પુનઃ આપની કીર્તિ શ્રોતાજનને પવિત્ર કરનારી છે. પુનઃ આપના ગુણ મહાત્મ્યની કથાઓ શ્રવણ કરવામાં શ્રોતાઓને ધર્મ કર્મરુપ સત્કર્મના ફળની પ્રાપ્તિ કરનારી છે.

**अनामय** : (૬૮૯)—રોગ વિનાના, આરોગ્ય. આપ સર્વ રોગથી રહિત છો. જન્મ મરણના રોગથી રહિત છો. સદા આરોગ્ય ષડ્ ઉર્મિરૂપ ( જન્મ, મરણ, ક્ષુધા, તૃષા, હર્ષ, શોક, ) વિકારથી રહિત છો. પુનઃ આપ અક્ષય ધામ છો. સદા જેવાને તેવા રહેનારા છો. પુનઃ આપનું સ્મરણ કરનારને આપ આરોગ્યતા આપનારા છો.

**मनोजवस्तीर्थकरो वसुरेता वसुप्रदः ।**

**वसुप्रदो वासुदेवो वसुर्वसुमना हविः ॥ ७४ ॥**

**मनोजव**: (૬૯૦)—મનથી ઉત્પન્ન થનારા, એટલે કામદેવ પણ આપ જ છો. પુનઃ મનદ્વારાએ ગતિ કરનારા પણ આપ જ છો. પુનઃ મનની સ્થિરતામાં આપના દર્શનની પ્રાપ્તિ થાય છે. પુનઃ મનોમય માનસિક ગતિ કરનારા પણ આપ છો.

**तीर्थकर** : (૬૯૧)—મોટમોટાં તીર્થ અને ક્ષેત્રોના કરનારા પણ આપ જ છો. પુનઃ વિદ્યાના બનાવનારા તથા શિખવનારા પણ આપજ છો. પુનઃ પ્રાણીઓનું સંજ્ઞા જ્ઞાન પણ આપ જ છો.

**वसुरेता** : (૬૯૨)—વસુ એટલે સુવર્ણ અને રેતસ્ એટલે વીર્ય. હિરણ્યરેતા પણ આપ જ છો. પુનઃ હિરણ્યગર્ભ એવા બ્રહ્મા પણ આપ જ છો.

**वसुप्रद** : (૬૯૩)—વસુ એટલે લક્ષ્મી અને પ્રદ એટલે આપ-

નાર. સર્વને લક્ષ્મી આપનારા પણ આપ જ છો. પુનઃ ભક્તજનોને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પદાર્થરૂપી ધનના આપનારા પણ આપ જ છો.

**वसुप्रद** : (૬૯૪)—વસુ એટલે ધન અને પ્રદ એટલે આપનારા. ધનના આપનારા પણ આપ જ છો. પુનઃ દ્રવ્યના દેનારા પણ આપ જ છો.

**वासुदेव** : (૬૯૫)—વસુ એટલે વસનારા. સર્વ જગતમાં વાસો કરનારા માટે વાસુદેવ. વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણ પણ આપ જ છો. પુન જગતમાં જે જે કંઈ દ્રશ્ય અને અદ્રશ્યરૂપ છે. જે જે પ્રતિતિગોચર અને જે જે અપ્રતીતિ રૂપ છે તે સર્વ આપ જ છો. અને એવી બ્રહ્મનિષ્ટા થવી તે આત્મજ્ઞાનની સીમા છે. તે પછી વિશેષજ્ઞાન થવાનું કોઈને બાકી રહેતું નથી. **"વાસુદેવ સર્વમિતિ"** સર્વમાં સ્વઆત્મા ભાવ અથવા વાસુદેવ ભાવ અનુભવવો એજ જ્ઞાનની પરાકાષ્ટા છે. **सर्वं खल्विदं ब्रह्मतज्जलान्.**

**वसु** : (૬૯૬)—સર્વ દશ્યોમાં આપ જ એક વસી રહેલા છો. પુનઃ માયા, લક્ષ્મી પણ આપ જ છો. પુનઃ માયાથી ઢંકાઇ રહેનારા પણ આપ જ છો.

**वसुमना** : (૬૯૭)—દ્રશ્ય સર્વમાં વસવાના મનવાળા પણ આપ જ છો. પુનઃ પૃથ્વી અને પૃથ્વીના કાર્યરૂપ ભૌતિક શરીરોમાં વસવાની ઇચ્છાવાળા પણ આપ જ છો. દ્રશ્ય જગતોના અધિષ્ઠાન આપજ છો.

**हवि** : (૬૯૮)—હુતદ્રવ્ય યજ્ઞના હુતદ્રવ્યરૂપ પણ આપ જ છો.

सद्‌गति : सत्कृति : सत्ता सद्भूतिः सत्परायणः ।

शूरसेनो यदुश्रेष्ठः सन्निवासः सुयामुनः ॥ ७६ ॥

**સદ્ગતિ :** (૬૯૯)—સત્ પુરૂષોની ગતિ. સદ્ગતિ[1] અથવા મોક્ષપદ પણ આપ જ છો. પુનઃ આપના સ્વરૂપની પ્રાપ્તિ એજ સદ્ગતિ અથવા છેવટની ગતિ છે.

**સત્કૃતિ :** (૭૦૦)—સત્ એટલે સાચું અને કૃતિ એટલે કાર્ય. આપની કૃતિ સત છે.

**સત્તા :** (૭૦૧)—અસ્તિત્વ અથવા સત્તા સ્ફુર્તિ શક્તિ એજ આપનું મૂર્તિમાન સ્વરૂપ છે. સત્તા એટલે અસ્તિત્વ, સત્તા સામાન્ય એટલે સર્વત્ર સમાન વ્યાપક, અસ્મિતા, અથવા સત્, ચિત્, અને આનંદરૂપ સત્તા પણ આપ જ છો, પુનઃ પરમાર્થ સત્તા, વ્યવહારિક

---

(૧) મૃત્યુ પછી જીવાત્માની શી વ્યવસ્થા થાય છે? સ્વર્ગ કે નર્ક પ્રાપ્તિ, કે દેહાંત થવાથી તે સાથે જીવાંત પણ થઈ જાય છે. તેનો નિશ્ચય અથવા ખાતરી થઇ શકતી નથી; એવી દંતકથા છે કે પહોંચ્યાના પરમાણા કોઈએ મોકલ્યા નથી. મૃત્યુ પછી જીવાત્મા પરલોકમાં જાય છે; અને પુણ્ય પાપનું ફળ ભોગવે છે એ વાત, અને બીજી વાત મરનારની પાછળ કરેલું પુણ્યદાન તેને પહોંચે છે તેની કોઇ સાબીતી નથી. પણ શાસ્ત્રોના આધારે તથા લોક રૂઢીના આધારે જે કંઈ કરવું તે તો અંધશ્રદ્ધા કહેવાય; તેનું સમાધાન એ છે કે આ જગતની અપેક્ષાએ પરલોકનું ભાવિ જગત સૂક્ષ્મ છે, અને અવસ્થાના બદલાવાથી જીવાત્માને પૂર્વની સ્મૃતિ અવિદ્યાને લઇને વિસ્મૃત થાય છે, જેમ જાગ્રત દશામાંથી સ્વપ્ન કે સુષુપ્તિ દશામાં જતાં જાગ્રત દશાની વિસ્મૃતિ થઇ જાય છે તેમ વળી જાગ્રત અને સ્વપ્ન એ બન્ને જગતો એક બીજાથી જુદાં રહેલ છે તે પ્રમાણે આ લોક અને પરલોક જુદા છે અને ત્યાં પૂર્વની સ્મૃતિનો ભંગ (અથવા વિસ્મૃત) થાય છે. વળી વર્તમાન દેહને જેમ કૌમાર યૌવન અને જરા અવસ્થા થાય છે તે પ્રમાણે દેહી એવા જીવાત્માને (ટ્રાન્સમાઇગ્રેશન ઓફ સોલ) "**તથા દેહાન્તર પ્રાપ્તિઃ ઇતિ**" આ દેહ પછી પરલોકમાં ભાવિ દેહ પ્રાપ્ત થાય છે; આ જગત ભૌતિક તત્વોની રચના છે. તેથી બન્ને જગતો જુદી જુદી સત્તામાં પ્રવર્તે છે અને તે એક બીજાથી

સત્તા અને પ્રાતિભાસિક સત્તા રૂપે પણ આપ જ છો. પુનઃ આપની સત્તા સર્વોપરિ સત્તા છે.

**સદ્ભૂતિ :** ( ૭૦૨ )--ભૂતિ એટલે વિભૂતિ. શ્રેષ્ઠ વિભૂતિ પણ આપ જ છો. પુનઃ સત્ય એજ આપનું મૂર્તિમાન સ્વરૂપ છે. પુનઃ અનિર્વચનીય ભાવમાં સત્ય જગતરૂપે જણાતા પણ આપ જ છો. પુનઃ આપનું મહાત્મ્ય સત્ય છે.

---

અગમ અને અભેદ્ય રહે છે, તેથી એકનો પદાર્થ બીજામાં આવજા કરી શકતો નથી, જેમ જાગ્રતનો પદાર્થ સ્વપ્ન જગતમાં આવજા કરી શકતો નથી તેમ મૃત્યુ પછીના પરલોકમાં જે અનુભવ થાય છે તે અનુભવતો મરનાર જીવાત્મા પોતે જ જાણે છે તેથી પરલોકમાં ગએલા જીવોનો હાલ-હેવાલ કોઈથી જાણી શકાતો નથી, વળી કોઇ એક અકસ્માતમાં અસંખ્ય જીવોનું એકીકાળે મૃત્યુ થાય છે તે છતાં કર્મ અને વાસના પ્રમાણે પ્રત્યેકને નોખનોખો પરલોક સ્વપ્નસૃષ્ટિ પેઠે અનુભવાય છે અને એકી કાળનું મૃત્યુ હોવા છતાં એક બીજાને તેઓ મળી પણ શકતા નથી. વર્તમાન જગત પણ એ જ પ્રમાણે પૂર્વના પ્રાકૃતનું સંસ્કારો ભોગવવા માટે પરલોક જ છે અને તેમાં જણાતા જે જે જીવો છે તે સ્વપ્નમાં દેખાતા સ્વપ્ન નર જેવા જીવો છે, અને સ્વપ્ન સૃષ્ટિ [1]જેવી લોકાંતર સૃષ્ટિ છે. પુનઃ સર્વ તંત્રના નિયામક ઈશ્વર છે અને મરનાર પાછળ કરેલું પુણ્યદાન ભાવનાદ્વારાએ નિયામક ઈશ્વરને નિવેદન કરાય છે અને વિશ્વનિયંતા અને જગતકર્તા તે મરનાર જીવાત્માને શુભ સંસ્કારદ્વારાએ તે પુણ્યદાન પહોંચાડવે છે. જેમ જગત વ્યવહારમાં ભલામણનો ઉપયોગ થાય છે તે પ્રમાણે. "कर्मणैवहि संसिद्धिम् इति" સત્ય ભાવના અથવા સત્ય સંકલ્પ સહિત કરેલાં સત્કર્મ જ તેને ફળ સિદ્ધિ (પ્રાપ્તિ) માં હેતુ છે.

---

૧ "જેવી" કહેવાનો અર્થ પરલોક સ્વપ્નરૂપ ન ગણવો. પરલોક સ્થિતિ સ્વપ્નરૂપ નથી પણ તેની સાદ્રશ્યતા બતાવવાને સ્વપ્નનુ દ્રષ્ટાંત ઠીક લાગ્યુ પડે છે. તેથી સ્વપ્ન જેવી.

**सत्परायण** : ( ૭૦૩ )—સત એટલે સત્ય ન્યાય અને પરાયણ એટલે પરાયણ થનાર. આપનું સર્વ વર્તન સત્ય અને ન્યાય પરાયણ છે. પુનઃ સત્યતા પાળનારને આપ શ્રેષ્ઠ ધામ આપનારાં છો.

**सुरसेन** : ( ૭૦૪ )—દેવતાઓના સૈન્યવાળા પણ આપ જ છો, પુનઃ દૈવિ સંપત્તિઓ એજ આપના સૈન્યરૂપ છે.

**यदुश्रेष्ठ** : ( ૭૦૫ )—યદુકૂળમાં, સર્વ યાદવોમાં શ્રેષ્ઠ એવા શ્રી કૃષ્ણરૂપ પણ આપ જ છો.

**सन्निवास** : ( ૭૦૬ )–સાધુઓના નિવાસસ્થાન પણ આપજ છો. પુન : સત્ પુરૂષોના આધાર પણ આપજ છો.

**सुयामुन** : ( ૭૦૭ )–સુ એટલે સારૂ અને યામુન : એટલે યમુના. યમુનાને સારી કરનાર. કાળી નાગને જીતીને યમુનાના જળને વિષથી રહિત કરનાર એવા શ્રી કૃષ્ણરૂપ પણ આપજ છો.

भूतावासो वासुदेवः सर्वासुनिलयोऽनलः ।

दर्पहा दर्पदोदृप्तो दुर्धरोऽथापराजितः ॥ ७६ ॥

**भूतावास** : ( ૭૦૮ )–પંચમહાભૂતો અને સર્વભૂત પ્રાણીઓના નિવાસરૂપ ચિદા કાશતત્વ પણ આપજ છો.

**वासुदेव** : ( ૭૦૯ )–વસુદેવના પુત્ર શ્રી કૃષ્ણરૂપે પણ આપજ છો.

**सर्वासुनिलय** : ( ૭૧૦ )–સર્વ એટલે સર્વ. અસુ એટલે પ્રાણ. નિલય એટલે રહેઠાણ. આપમાંથી સર્વના પ્રાણોની ઉત્પત્તિ અને આપમાંજ સર્વ પ્રાણોનો લય થાય છે. તેથી આપ સર્વ પ્રાણોનુ રહેઠાણ છો.

**अनल** : ( ૭૧૧ )–અગ્નિ. અગ્નિરૂપ પણ આપજ છો.

**दर्पहा** : ( ૭૧૨ )–દર્પ એટલે ગર્વ. અને હા એટલે નાશ કરનાર. ગર્વિષ્ટ લોકોના ગર્વનો નાશ કરનારા પણ આપ છો.

**दर्पदः** ( ७१३ )–ગર્વ આપનારા પણ આપ છો. એટલે કે સાત્વિક ગર્વ કે જે મનના નિશ્ચયરૂપ છે અથવા કૃત કૃત્યતાના નિશ્ચયરૂપ છે, અથવા ભક્તિ જ્ઞાનના નિશ્ચયરૂપ છે અને તેના આપનારા પણ આપજ છો.

**दृप्तः** ( ७१४ )–ગર્વિષ્ટ, મગ્ન. સંસાર વ્યવહારમાં નિત્ય નવા નવા ઉમંગોમાં ગરક થઇ રહેનારા પણ આપજ છો. પુનઃ પોતાના સાત્વિક નિશ્ચયમાં ગર્વિષ્ટ રહેનારા પણ આપ છો.

**दुर्धरः** ( ७१५ )–દુઃ એટલે દુઃખે કરીને. અને ધરઃ એટલે ધારણ કરાય તેવા. કષ્ટ સાધ્ય પણ આપજ છો. આપની સ્વરૂપ પ્રાપ્તિ માટે જિજ્ઞાસુઓને સાધન, ચતુષ્ટય, અને યમ, નિયમ, ધ્યાન, ધારણા આદિ ઘણાં ઘણાં સાધનો કરવાં પડે છે તેથી આપ કષ્ટ સાધ્ય છો.

**अपराजितः** ( ७१६ )–બીજાથી પરાજય ન પામેલા એવા. અમિત બળવાળા પણ આપજ છો. પુનઃ માયા પ્રપંચથી અજીત રહેનારા પણ આપજ છે.

विश्वमूर्तिर्महामूर्तिर्दीप्तमूर्तिरमूर्तिमान् ।

अनेक मूर्तिरव्यक्तः शतमूर्तिः शताननः ॥ ७७ ॥

**विश्वमूर्तिः** (७१७)–વિશ્વ એ જ આપનું સ્થૂળ વ્યક્તિ શરીર છે. આપ નિરાકાર હોવા છતાં માયામાં વિશ્વરૂપે સાકાર પ્રતીત થાઓ છો. પુનઃ જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિમાં સમષ્ટિગત અને વ્યષ્ટિગત પિંડ બ્રહ્માંડ રચનાપણે પણ આપ જ પ્રતીત થાઓ છો. પુનઃ જગત્ રૂપે દ્રશ્યાકાર જણાવું એ આપનો પ્રકૃતિ [1]સ્વભાવ છે. પુનઃ દ્રષ્ટા, દ્રશ્ય અને દર્શન એ ત્રિપુટીરૂપ એક મૂર્તિ પણ આપ જ છો.

---

૧ જ્યાં જ્યાં વ્યષ્ટિ જીવો છે ત્યાં ત્યાં સમષ્ટિ નિયંતા ઇશ્વર છે એટલે બ્રહ્મ છે ત્યાં જગત છે અને જગત છે ત્યાં બ્રહ્મ છે. બ્રહ્મ જ માયાથી વિવર્ત રૂપે જગદાકાર દેખાય છે અથવા જે જગત રૂપ દેખાય છે તે બ્રહ્મ જ છે. સ્વ=પોતાનો. અને ભાવ એટલે અસ્તિત્વ, સ્થિતિ.

**મહામૂર્તિ :** (૭૧૮)–મોટા આકારવાળા એટલે વૈરાટ સ્વરૂપ પણ આપ જ છો.

**દીપ્તમૂર્તિ :** (૭૧૯)–પ્રકાશ સ્વરૂપ એટલે સ્વપ્રકાશ અને પર પ્રકાશ પણ આપ જ છો. સર્વમાં જ્ઞપ્તિત્વ[1] છો. પુનઃ વ્યક્તિઓના નિજજ્ઞાનના પ્રકાશક પણ આપ જ છો.

**અમૂર્તિમાન્ :** (૭૨૦)–નિરાકાર પદ પણ આપ જ છો. અદ્રશ્ય, અગમ, અગોચર અને વ્યક્તિભાવથી રહિત અવ્યક્તપદ પણ આપ જ છો.

**અનેકમૂર્તિ :** (૭૨૧)–જેમ એક જ સૂર્ય દર્પણરૂપ ઉપાધિમાં અથવા ઘટરૂપ ઉપાધિમાં પ્રતિબિંબિત થઇને અનેકપણે જણાય છે, તેમ વ્યક્તિ હૃદયોમાં પ્રતિબિંબાત્મક થવાથી એકના અનેક અને અવ્યક્તના વ્યક્ત ( સાકાર મૂર્તિમાન ) થયેલા પણ આપ જ જણાઓ છો. પુનઃ નામ અને રૂપ એ માયા અંશ છે અને માયાકૃત નામ રૂપાત્મક જગતમાં આપ નિરાકાર હોવા છતાં સાકાર મૂર્તિમાન ( એકોહં છતાં ) અનેકપણે પણ આપ જ જણાઓ છો. પુનઃ મૂર્તિઓમાં ચોવીસ અવતાર પણ આપ જ છો.

**અવ્યક્ત :** (૭૨૨)—અ એટલે નહિ અને વ્યક્ત એટલે દ્રષ્ટિગોચર, દેખાતા. વ્યકિતભાવથી રહિત આપ અમર્યાદ અનંત અપાર છો. આપ શરીરાદિ આકારથી રહિત અદ્રસ્ય અમૂર્તિ અને અગમ્ય પદ છો.

**શતમૂર્તિ :** (૭૨૩)—એકપણાની સંજ્ઞાથી રહિત હોવા છતાં સો, હજાર અને અસંખ્ય રૂપે જણાઇ રહેનારા પણ આપ જ છો.

**શતાનન :** (૭૨૪)—સો, હજાર કરોડ અને અસંખ્ય મુખ વાળા પણ આપ જ છો. દ્રસ્ય જગતમાં જેટલાં મુખો જણાય છે તે સર્વ આપનાંજ મુખો છે.

---

૧ જ્ઞપ્તિત્વ–જાણવાપણું, જ્ઞાન.

एकोऽनेकः सवः कः किं यत् तत्पदमनुत्तमम् ।
लोकबंधुर्लोकनाथो माधवो भक्त वत्सलः ॥ ७८ ॥

**एक** : (૭૨.૫)—આપ એકજ વસ્તુસ્થિતિ છો. આપના એકપણામાં જ માયા કલ્પિત અને અધ્યારોપ છે. પુનઃ બે ત્રણ સંજ્ઞાઓ હોય ત્યાં એકપણાની સંજ્ઞા વાપરી શકાય. પણ જ્યાં એક જ વસ્તુ હોય ત્યાં આપને એક એવી સંજ્ઞા આપવી એ પણ અજ્ઞાનતા છે. પુનઃ એકપણાની પ્રતીતિ રહિત એવા એકપણારૂપે આપ જ છો. પુનઃ એકાક્ષર ઓંકાર એજ આપનું પરમાત્માપદ છે. પુન : દ્વૈતપણાથી આપ રહિત છો. સજાતિ, વિજાતિ અને સ્વગત ભેદથી પણ રહિત છો. માયા અને આપ અભિન્ન એક રૂપ છો. પુનઃ માયા અવસ્તુ હોવાથી આપ નિત્ય એકના એક પરમાર્થ સત્તા રૂપ છો. પુનઃ ભક્ત જનોને ભજવા યોગ્ય આપ એકજ દેવ છો. પુનઃ એકપણામાં જ જીવને બ્રહ્મપણાની પ્રાપ્તિ થાય છે. પુનઃ ભક્ત અને જીજ્ઞાસુને આપ એક જ આધાર છો, અને આપ એક જ પરમગતિ છો. માયાકૃત વ્યક્તિઓમાં પૃથક્ પૃથક્ જુદાપણે જણાવા છતાં આકાશની પેઠે અવિભક્ત અખંડ એક પણ આપ જ છો. અને સર્વમાં જુદા જુદાપણે જણાવા છતાં સર્વને પોતપોતાનું એકોહંપણાનું ભાન કરાવનારા છો પુનઃ અણું અણુંમાં આપ પૂર્ણ એકોહંપણે રહેલા છો. કારણ કે માયા અને અવિદ્યાનો પડદો અવસ્તુરૂપ છે, અથવા ભ્રાંતિમય છે. પુનઃ જગત સર્વના બીજરૂપ પણ આપ એક જ છો. એકના અનેક અને અનેકના એક થનાર પણ આપ જ છો. પુનઃ દ્રષ્ટાના દ્રશ્યરૂપ અને દ્રશ્યના દ્રષ્ટારૂપ થનાર પણ આપ જ છો. પુનઃ આપના એકપણાની પ્રાપ્તિ દુર્લભ છે. "મનુષ્યાણાં સહસ્રેષુ ઇતિ" પુનઃ આપના એકપણાની પ્રાપ્તિ તો એકાંતમાં એકલા પડીને અધ્યાત્મજ્ઞાનના નિત્ય

નિરંતર વિચારો કરવાથી થાય છે. "અધ્યાત્મ જ્ઞાન નિત્યત્વં." અધ્યાત્મ જ્ઞાન સિવાયની સર્વ ક્રિયાઓ અવિદ્યારૂપ છે અથવા ભ્રાંતિ જ્ઞાન છે.

**अनेक**: (૭૨૬)-અન્=નહિ, એક=એક આપ એક હોવા છતાં માયા અને અવિદ્યા ઉપાધિને લઇને અનેક રૂપે ભાસો છો. સમષ્ટિ અંતરગત અનેક રૂપે જણાવા છતાં પુનઃ પ્રત્યેક વ્યક્તિમાં સમષ્ટિ ભાવ અને વ્યક્તિ ભાવ સહિત રહેલા પણ આપ જ છો. પુનઃ નિરાકાર હોવા છતાં માયા અને અવિદ્યામાં પ્રતિબિંબિત થવાથી અનેકપણે જણાનારા પણ આપ જ છો. જીવ, ઇશ્વર, અને જીવાભાસોપણે જણાનારા પણ આપ જ છો.

**सव**: (૭૨૭)—સવ યજ્ઞ અથવા સોમ યજ્ઞ પણ આપ જ છો.

**क**: (૭૨૮)—ક: એટલે કોણ તેના ઉત્તરમાં (અયમ્) આ જે દેખાય છે તે,[1] એટલે જે અપરોક્ષ સૂચક છે તે. પુનઃ સુખરૂપ અથવા આનંદકંદ પણ આપ જ છો.

**किम्**: (૭૨૯)--કિમ્ એટલે [2]શું! તેના ઉત્તરમાં નકિમ્ એટલે શું નહિ બધું સર્વ નામ રૂપ દેહ સુદ્ધાંત સર્વ આપ જ છો. પુનઃ નિષેધોના અવધિરૂપ નેતિ અવશેષ અસ્તિત્વ પણ આપ જ છો.

**यत्**: (૭૩૦)—યત્ એટલે જે. અનિર્વચનીય જગતરૂપે જે જે દેખાય છે તે. એવું યત્ પણ આપ જ છો. પુનઃ યત સંજ્ઞાદ્વારાએ શાસ્ત્રોમાં આપનું જ વર્ણન કરેલું છે.

---

૧ આ દેહમાં પરમાત્મા કોણ છે? મન કે બુદ્ધિજ્ઞાન કે ઈંદ્રિયો કે ક્ષેત્રજ્ઞ કે સર્વ સંઘાત? તો તેના ઉત્તરમાં, જેમ સ્વપ્નમાં સ્વપ્ન સાક્ષી અને સ્વપ્નદ્રષ્ટા જ સ્વપ્ન સૃષ્ટિ રૂપે જણાય છે તેમ હિરણ્યગર્ભ બ્રહ્મ પરમાત્માના સંકલ્પ (કલ્પના) રૂપ અથવા સ્વપ્ન જેવી આ આખી સૃષ્ટિ પરમાત્મા જ છે.

૨ દેહમાં શું શું આત્મા છે, અને શું શું અનાત્મા છે? તેના ઉત્તરમાં એકે અનાત્મા કોઇ વસ્તુ નથી તેથી જે જે દેખાય છે અને જે જે જણાય છે તે સર્વ વિવર્તરૂપે આત્મા જ છે.

**તત્પદમ્ :** (૭૩૧)—તત્ એટલે તે અને પદ એટલે સ્થાન તે એટલે જે જે દેખાય છે તે તેનો નિષેધ કરીને જે અવશેષ રહે છે તે સ્થાન, નેતિ અવશેશ અસ્તિત્વ પણ આપ જ છો. તત્ એટલે તે–અને તે એટલે સર્વ વ્યક્તિઓમાં જે અહં (હું) પણે હોવા છતાં તેનો બોધ કરવાને માટે શાસ્ત્રોમાં તત સંજ્ઞા આપીને વર્ણન કરેલું છે તે, એટલે તત્ બ્રહ્મ પરમાત્મા એવા પરોક્ષ સૂચક પદ પણ આપ જ છો. પુનઃ તત અને અ[1]તત્ પણ આપ જ છો. પ્રતીત અને અપ્રતીત, સાકાર અને નિરાકાર, દ્રશ્ય અને અદ્રસ્ય એ ઉભયથી રહિત અગમ્ય પદ પણ આપ જ છો. સર્વ કથન માયિક કથનો છે, વસ્તુતાએ તો આપ અવાચ્યપદ છો.

**અનુત્તમમ્ :** (૭૩૨)—ઉત્તમતાની અવધિરૂપ પદ ( સ્થિતિ )

---

૧ અતત્=પરોક્ષ નહિ તે એટલે ઇદમ્ આ, જે પાસે છે, તે જડ ચેતન ચર, અચર અને સર્વ દેહો સુદ્ધાંત એટલે અહં, ત્વં, ઈદં, તતમ્ પરોક્ષ અને અપરોક્ષ દ્રશ્ય અને અદ્રશ્ય સર્વ આપ જ છો. પુનઃ દ્રષ્ટાંતમાં જેમ હીરામાં ( પેલમાં ) રાતા પીળા. વાદળી, લીલા રંગ બેરંગના અનિર્વચનીય ચમકારા દેખાય છે તે રંગબેરંગી ચમકારા પણ હીરો જ છે તે પ્રમાણે સિદ્ધાંતમાં અદ્ભુત આશ્ચર્યકારક ચિત્ર વિચિત્ર અનંત કોટી જે સૃષ્ટિ રચનાઓ અનિર્વચનીય દેખાય છે તે પણ પરમાત્માજ છે. પુનઃ હીરામાં જેમ રંગ બેરંગી ચમકારા દેખાવા તે તેનો સહજા સહેજ વસ્તુ સ્વભાવ છે તે પ્રમાણે અહંઅસ્મિનો સહ—જા સહજ સ્વ–ભાવ (ભાવના, ઈચ્છા) છે કે તેમાં ચિત્ર વિચિત્ર સ્રષ્ટિઓ ભાસવી. પુનઃ દ્રષ્ટા (જોનારા) ને તે હીરાના ચમકારા દેખાય છે. અદ્રષ્ટા ( ન જોનારા ) ને તે દેખાતા નથી. જીવાત્મા દ્રષ્ટા છે તેથી તેને પોતામાં સ્રષ્ટિઓ દેખાય છે સુષુપ્તિમાં અપ્રતીત સ્થિતિમાં કંઈ દેખાતું નથી, વ્યક્તિ અને દ્રષ્ટા પ્રતીતી તેમાં હેતુ છે તેથી જગત્ સંસાર અને પુનરાવૃત્તિઓ દેખાય છે. જ્યારે વ્યકિતભાવ પ્રતીતિ નિવૃત્ત થશે ત્યારે જગત્ સંસાર અને પુનરાવૃત્તિ પ્રવાહ નિવૃત્ત થશે. પ્રતીતિનો ભાવ ( હોવાપણું ) અને પ્રતીતિનો અભાવ (ન હોવાપણું) એ ઉભયના અધિષ્ઠાન પણ આપજ છો.

પણ આપ જ છો. છેવટની બ્રહ્મગતિ પણ આપ જ છો.

**લોકબંધુ :** (૭૩૩)—સર્વ લોકના બંધુ તથા સખા તથા સુહૃદ પણ આપ જ છો.

**લોકનાથ :** (૭૩૪)—સર્વ લોકના નાથ ( સ્વામિ ) પણ આપ જ છો. પુનઃ માયા શક્તિદ્વારાએ સર્વ લોકોને નાથનારા (તંત્ર-માં રાખનારા ) અને મરજી પ્રમાણે નચાવનારા પણ આપ જ છો. સૃષ્ટિ રચના આપની એક જાતની રમત ગમત છે.

**માધવ :** (૭૩૫)—મધુકૂળમાં અવતાર ધારણ કરનારા પણ આપ જ છો. પુનઃ મધુ દૈત્યને મારવા તેની પાછળ ધાનારા વિષ્ણુ ભગવાન પણ આપ જ છો. પુનઃ લક્ષ્મી પાછળ જનારા શ્રી વિષ્ણુ ભગવાન પણ આપ જ છો. પુનઃમા એટલે લક્ષ્મી તેના પતિ પણ આપ જ છો.

**ભક્તવત્સલ :** (૭૩૬)—માતાને જેમ પોતાનું બાળક પ્રિય રહે છે, ગાયને જેમ વાછરડું પ્રિય રહે છે, તેમ ભક્ત જનો આપને પ્રિય રહે છે. પુનઃ ભક્ત વત્સલતા બતાવવાને માટે ભૃગુ લાંછન અને શ્રીવત્સચિન્હ આપ વક્ષઃસ્થળમાં ધારણ કરો છો. પુનઃ ભક્તવત્સલ-તામાં આપ પોતાનું અહંપણું ભુલી જાઓ છો, તેથી હું તે ભક્ત, અને ભક્ત તે હું એવો ભાવ સ્વીકાર કરો છો. ભક્ત જન આપનું ભજન કરે છે ત્યારે આપ ભક્ત લોકોનું ભજન કરો છો, એટલે કે તેમની નિરંતર સંભાળ લેતા રહો છો. પુનઃ ભક્તોને આપ નીચા પડવા દેતા નથી પણ જ્ઞાની કરતાં ઉંચા રાખો છો. "**ભક્ત્યા લભ્યસ્ત્વનન્યયા.**" હે અર્જુન મારી પ્રાપ્તિનો એક જ માર્ગ છે તે એ કે ભક્તિથી જ હું પ્રાપ્ત થાઉં છું. ભક્તિ સિવાય અન્ય રસ્તે હું પ્રાપ્ત થતો નથી પ્રેમ લક્ષણા ભક્તિ એ મારી પ્રાપ્તિનું સાક્ષાત સાધન છે.

सुवर्णवर्णो हेमांगो वरांगश्चन्दनांगदी ।
वीरहा विषमः शुन्यो घृताशीरचलश्चलः ॥ ८९ ॥

**सुवर्णवर्ण** : (૭૩૭)—સુ એ સારો. અને વર્ણ એટલે રંગ અને વર્ણ એટલે જાત-વ્યક્તિપણામાં આપના શરીરનો વર્ણ સુંદર છે. પુનઃ સુવર્ણ જેવા વર્ણવાળા ભગવાન પણ આપ જ છો, ઉત્તમ કુળમાં જન્મ લેનારા પણ આપ જ છો.

**हेमांग** : (૭૩૮)—વ્યક્તિભાવમાં આપનું અંગ સુવર્ણરૂપ છે. પુનઃ સુવર્ણ એ જ આપની દૃશ્ય મૂર્તિ છે.

**वरांग** : (૭૩૯)—વર એટલે શ્રેષ્ઠ અને અંગ એટલે શરીર-આપનું અંગ સુંદર છે.

**चन्दनांगदी** : (૭૪૦)—વ્યક્તિ સ્વરૂપમાં ચંદનનો લેપ કરનારા અને ચંદનના બાજુબંધોનાં આભુષણ ધારણ કરનારા પણ આપ જ છો.

**वीरहा** (૭૪૧)—વીર એટલે બળવાળા પુરૂષ અને હા એટલે નાશ કરનારા-બળવાનોનો નાશ કરનારા, ધર્મ અને સાધુઓનું રક્ષણ કરવા બળવાન દૈત્યોનો નાશ કરનારા પણ આપ જ છો.

**विषम** : (૭૪૨)—વિલક્ષણ-કોઇપણ લક્ષણો દ્વારાએ ન જણાઓ એવા આપ વિલક્ષણ અથવા વિષમ છો; તેથી દુર્વિજ્ઞેય પણ આપ જ છો. પુનઃ વિ એટલે નહિ અને સમ એટલે સરખાપણું-સરખાપણું જેમાંથી ગયું છે તેવા સમથી ઉલટા વિષમ પણ આપજ છો.

**शून्य** : (૭૪૩)—સર્વ પ્રતીતિઓથી અતીતપદ પણ આપ જ છો. આકાશના જેવા શૂન્ય ચિદાકાશ પણ આપ જ છો. "સૂક્ષ્મત્વાત્ તદવિજ્ઞેયં દૂરસ્થં ચાંતિકે ચ તત્" એટલે કે આપ

સૂક્ષ્મતાની અવધિ રૂપ છો. તેથી વસ્તુપણામાં છો કે નહિ તે જાણી શકાતું નથી તેથી આપ દૂરથી દૂર રહેલા જણાઓ છો. બાકી વસ્તુતાએ સર્વ પ્રાણીઓમાં આપ તેમના નિજાત્માપણે રહેલા છો. તેથી તેમનામાં અભિન્ન અપરોક્ષપણે રહેલા છો.

**ઘૃતાશી :** (૭૪૪)—ઘૃત એટલે ઘી અઘૃતાશી પાઠમાં નહિ ઘી, અશી એટલે ખાનારા. ગોપીકાઓનું માખણુ ખાઇ જનારા બાળકૃષ્ણ પણ આપ જ છો. અને અઘૃતાશી એટલે ઘી નહિ ખાનારા પણ માખણુ ખાઇ જનારા પણ આપ જ છો. પુનઃ કોઇની યાચના નહિ કરનારા સદા તૃપ્ત રહેનારા પણ આપ જ છો.

**અચલ :** (૭૪૫)—નહિ ચાલનારા. આપ અચ્યુત, કૂટસ્થ અને આકાશ પેઠે. એકની એક જગ્યાએ સ્થિતિ કરીને રહેનારા છો. પુનઃ અવિકારી અને અવિનાશીપદ પણ આપ જ છો.

**ચલ :** (૭૪૬)—આપ અચળ હોવા છતાં માયામાં પ્રતિબિંબાત્મક થવાથી આપનો ઉલટો ભાસ થાય છે; એટલે કે (વ્યક્તિભાવમાં) આપ અજન્મ હોવા છતાં જન્મ પામ્યા અને મૃત્યુ પામ્યા. પુનઃ જળપ્રવાહમાં પડેલું ચંદ્રનું પ્રતિબિંબ જેમ ચાલતું જણાય છે તેમ, અથવા ચાલતા માણસ સાથે જેમ ચંદ્ર ચાલતો જણાય છે તેમ પ્રવાહરૂપે ચાલતા જણાઓ છો. અને અચળ હોવા છતાં સ્વપ્ન દશાની પેઠે સંભ્રમરૂપે લોક અને લોકાંતર ગતિઓમાં ફરતા જણાઓ છો. પુનઃ વાયુ તત્વમાં ચલનશકિત પણ આપ જ છો.

अमानी मानदो मान्यो लोकस्वामी त्रिलोकधृक् ।
सुमेधा मेधजो धन्यः सत्यमेधा धराधरः ॥८०॥

**અમાની** (૭૪૭)—લોક તરફથી માનની અપેક્ષા ન રાખ-

નારા પણ આપ જ છો. પુનઃ દીનતા અને આધીનતા આપને પ્રિય છે. પુનઃ નિરાભિમાન પણ આપ જ છો.

**માનદ** : (૭૪૮)—ભક્તજનોને માન આપનારા પણ આપ જ છો. પુનઃ અહંકારી અભિમાનીઓનું માન ભંગ કરનારા પણ આપ જ છો.

**માન્ય** : (૭૪૯)—સર્વ લોકને પૂજ્ય અને માનવાયોગ્ય દેવ પણ આપજ છો. પુનઃ આપની આજ્ઞા સર્વને માન્ય છે.

**લોકસ્વામી** (૭૫૦)—ચૌદ લોકના સ્વામી. ભૂઃ-ભુવઃ-સ્વઃ, જાગૃત-સ્વપ્ન અને સુષુપ્તિ, આલોક-પરલોક અને અપવર્ગ સ્થિતિમાં સર્વ વ્યક્તિઓના સ્વામી પણ આપ જ છો. પુનઃ સર્વ દશા અને સર્વ સ્થિતિઓમાં વ્યક્તિઓની રક્ષા કરનારા પણ આપ જ છો.

**ત્રિલોકધૃક્** : (૭૫૧)—ત્રણે લોકને પોતાના સ્વરૂપની અંદર ધારણ કરનારા ચિદાકાશ તત્વ પણ આપ જ છો.

**સુમેધા** : (૭૫૨)—સારી બુદ્ધિ. આપની બુદ્ધિ વિચક્ષણ છે. પુનઃ આપની બુદ્ધિ ઉદ્દાર અને શ્રેષ્ઠ છે.

**મેધજ** : (૭૫૩) —મેધ એટલે યજ્ઞ અને જ એટલે પ્રગટ થનારા. યજ્ઞમાંથી પ્રગટ થનારા પણ આપ જ છો. પુનઃ જપયજ્ઞથી ભક્ત લોકોને સાકાર દર્શન કરાવનારા પણ આપ જ છો.

**ધન્ય** : (૭૫૪)—લોકો તરફથી ધન્યવાદ પ્રશંસા પામનારા પણ આપ જ છો. પુનઃ માન પામવા યોગ્ય પણ આપ જ એક છો.

**સત્યમેધા** : (૭૫૫)—સત્ય એટલે સાચી અને મેધા એટલે બુદ્ધિ. સત્ય પરાયણ બુદ્ધિવાળા પણ આપ જ છો. પુનઃ સત્યતા એ જ આપનું બુદ્ધિ જ્ઞાન છે. પુનઃ આપનાજ સંકલ્પો સત્ય સંકલ્પો છે.

**ધરાધર :** (૭૫૬)—પૃથ્વી અને પૃથ્વીના કાર્યરૂપ ભૌતિક શરીરોને ધારણ કરનારા પણ આપજ છો. પુનઃ પૃથ્વીને ધારણ-કરનારા શેષનાગ પણ આપ જ છો. પુનઃ લોકપાલ આદિ દેવતાઓ પણ આપ જ છો.

तेजोवृषो द्युतिधरः सर्वशस्त्र भृतां वरः ।
प्रग्रहो निग्रहो व्यग्रो नैकशृंगो गदाग्रजः ॥ ८१ ॥

**તેજોવૃષઃ** (૭૫૭)—તેજ એટલે તેજ અને વૃષ એટલે વરસવું. તેજનો વરસાદ વરસાવનારા સૂર્યરૂપ પણ આપજ છો. આત્મજ્યોતિ પણ આપ જ છો. મન અને ઇંદ્રિયોને સચેત કરનારા પણ આપજ છો.

**દ્યુતિધર :** (૭૫૮)—દ્યુતિ એટલે કાંતિ. ધર એટલે ધારણ કરનારા પણ આપજ છો. પુનઃ સુંદર સ્વરૂપને ધારણ કરનારા પણ આપ જ છો.

**સર્વશસ્ત્રભૃતાંવર :** (૭૫૯)—લીલાવતારમાં સર્વશસ્ત્રોને ધારણ કરનારા અને શ્રેષ્ઠ ઉપયોગ કરી જાણનારા પણ આપ જ છો.

**પ્રગ્રહ :** (૭૬૦)—પ્ર=આગળ, ગ્રહ=પકડવું; વિશેષ પકડી રાખનાર. ભાવગ્રાહી પણ આપ જ છો. ભાવને લઇને પત્ર પુષ્પને ગૃહણ કરનારા પણ આપ જ છો; અને તેનું ફળ આપનારા પણ આપજ છો. સૂર્યનારાયણ પણ આપ છો.

**નિગ્રહ :** (૭૬૧)—તાબે કરનારા. મન ઇન્દ્રિયઓને વિષયો તરફ જતાં રોકનારા પણ આપ છો. પુનઃ સર્વ જગતને વશ રાખનારા અથવા તંત્રમાં રાખનારા પણ આપ છો; કોઇ જાતના તાબામાં નહિ રહેનારા સ્વતંત્ર અને નિઃસ્પૃહ પણ આપ છો.

**વ્યગ્ર :** (૭૬૨)—સદા વ્યવસાયી રહેનારા પણ આપ જ છો.

પુનઃ અવિનાશી પણ આપ જ છો; પુનઃ વ્યભિચિત (સ્વભાવમાં) રહેનારા પણ આપ છો.

**નૈકશૃંગ** : (૭૬૩)—નૈક એટલે અનેક અને શૃંગ એટલે શીંગડાં—અનેક શીંગવાળા પણ આપ જ છો, નામ, આખ્યાત, ઉપસર્ગ, અને નિપાત એવાં વેદમાં વર્ણન કરેલાં ચાર શીંગડાંવાળા પણ આપ જ છો.

**ગદાગ્રજ** : (૭૬૪)—ગદ એટલે રોગ અને અગ્ર એટલે અગ્ર ભાગ અથવા પહેલાં અને જ એટલે જનમવું, યાદવમાં ગદના પહેલા જન્મેલા મોટાભાઇ પણ આપજ છો. પુનઃ સંસારરૂપી રોગના પહેલાં પ્રગટ થયેલા [1]ઇશ્વર પણ આપ જ છો.

चतुमूर्ति श्चतुर्बाहु श्चतुर्व्यूह श्चतुर्गतिः ।

चतुरात्मा चतुर्भाव श्चतुर्वेद विदेकपात् ॥ ८२ ॥

**ચતુર્મૂર્તિ** : (૭૬૫—ચાર મૂર્તિ આકારવાળા પણ આપ જ છો. સ્થૂળ, સૂક્ષ્મ કારણ અને મહાકારણ દેહરૂપે પણ આપ જ છો.

**ચતુર્બાહુ** : (૭૬૬)—ચાર ભુજાવાળા ચતુર્ભુજ પણ આપ જ છો. ( ધર્મ અર્થ કામ અને મોક્ષ ) શંખ, ચક્ર, ગદા અને પદ્મને ધારણ કરનારા પણ આપ છો.

**ચતુર્વ્યૂહ** : (૭૬૭)—ચતુર એટલે ચાર અને વ્યૂહ એટલે રચના. વેદની ચાર રચના, પુરૂષ, વેદ પુરૂષ, પુરૂષચ્છંદ અને મહા પુરૂષ પણ આપ જ છો. સ્થૂળ, સૂક્ષ્મ કારણ અને મહાકારણ દેહમાં

---

૧ ઇશ્વર=વિદ્યામાયામાં બ્રહ્મપરમાત્માનું પ્રતિબિંબ પડેલુ તે વૈરાટ પુરૂષ ઈશ્વર, અને જીવ=અવિદ્યા માયામાં બ્રહ્મપરમાત્માનું પડેલું પ્રતિબિંબ, બ્રહ્મ=બિંબ છે. આ પ્રમાણે જીવ, ઈશ્વર, ને બ્રહ્મ અથવા બિંબ, પ્રતિબિંબ, અને પ્રતિબિંબાભાસ પણ આપજ છો.

આપ ચાર વ્યૂહ એટલે રચનારૂપ જણાઓ છો. પુનઃ ચાર ખાણ-જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્‌ભિજ્જ રૂપે પણ આપ જ જણાઓ છો.

**चतुर्गति** : (૭૬૮)—સાલોક્ય, સામિપ્ય, સારૂપ્ય અને સાયુજ્ય એ ચાર ગતિરૂપ પણ આપ જ છો. પુનઃ પાણીમાં તરવું, આકાશમાં ઉડવું, જમીન ઉપર પગે ચાલવું અને પેટે ચાલવું એ ચાર પ્રકારની ગમન ક્રિયારૂપ પણ આપ જ છો. પુનઃ ચાર વર્ણ અને ચાર આશ્રમરૂપ સ્થિતિ પણ આપ જ છો.

**चतुरात्मा** : (૭૬૯)—સમષ્ટિ દેહની જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુરીયા એવી ચાર અવસ્થાના અભિમાની વૈરાટ સુત્રાત્મા પ્રાકૃત (પ્રકૃતિ સ્થિત) અને તુર્યગાત્મા અને વ્યષ્ટિ વ્યક્તિભાવમાં વિશ્વાત્મા તૈજસ, પ્રાજ્ઞ અને અવ્યક્ત આત્મા એ ચાર જુદા જુદા પ્રકારે જણાઈ રહેનારા પણ આપ જ છો. પુનઃ અંતઃકરણ ચતુષ્ટયમાં મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકારપણે જણાઇ રહેનારા પણ આપ જ છો. પુનઃ ચતુરાત્મા એટલે વિચક્ષણપણાની અવધિરૂપ પણ આપ જ છો.

**चतुर्भाव** : (૭૭૦)—ભાવ એટલે અસ્તિત્વ અથવા મોક્ષ-ચાર અવસ્થાના ચાર ભાવમાં (અસ્તિત્વમાં) પણ આપ જ છો. પુનઃ ચાર ભાવનાઓ ધર્મ, અર્થ, કામ અને મોક્ષરૂપે પણ આપ જ છો.

**चतुर्वेदविद्** : (૭૭૧)—ચારે વેદોના વેત્તા પણ આપ જ છો. પુનઃ ચાર વેદોના જ્ઞાનથી જ આપ ગમ્ય છો. પુનઃ જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુરીયા એ ચાર અવસ્થાઓના જાણનારા (ક્ષેત્રજ્ઞ) પણ આપ જ છો. પુનઃ પરા, પશ્યંતિ, મધ્યમા. અને વૈખરી એ ચાર પ્રકારની વાણી કરનારા અને વાણીની સમજણ પાડનારા ચતુર્મુખી બ્રહ્મા પણ આપ જ છો.

**एकपात्** : (૭૭૨)—એક ચરણુવાળા પણુ આપ જ છો. એકાક્ષર ઓંકાર એ આપને એક પાદ છે. પુનઃ ઓંકારની અકાર માત્રા પણુ આપજ છો. પુનઃ અવ્યકતની વ્યક્તિ પ્રતીતિ એટલે નિ-રાકારના સાકાર થવું તે આપનો એક પાદ છેઃ પુનઃ માયા અથવા માયા વિશ્લિષ્ટપણું અથવા સમષ્ટિપણું અથવા શબળ બ્રહ્મસાકાર અથવા વિશ્વપ્રતીતિ એ આપનો એક પાદ એટલે સ્થિતિ છે.

समावर्तो निवृत्तात्मा दुर्जयो दुरतिक्रमः ।

दुर्लभो दुर्गमो दुर्गो दुरावासो दुरारिहा ॥ ८३ ॥

**समावर्त** : (૭૭૩)—સમ એટલે સરખી રીતે અને આવર્ત એટલે ચક્ર જેવું કુંડાળું બાહ્યાભ્યંતર આકાશની પેઠે સર્વને એક સરખા સમાન કુંડાળાની પેઠે વીંટાઇ રહેલા તત્વ બ્રહ્મ પણુ આપજ છો. પુનઃ એક સરખાં સમાન આવર્તનો કરાવનારા પણુ આપ જ છો. પુનઃ જગત પ્રવાહને નિયમિત એક સરખો વહન કરનારા પણુ આપ જ છો.

**अनिवृत्तात्मा** : (૭૭૪)—અ એટલે નહિં નિવૃત્ત એટલે શાંત. શાંત નહીં. માયા પ્રપંચના આત્મા પણુ આપ જ છો. માયાને કદિ જંપ વળતો નથી. અને તે માયાના સંગથી સંગદોષને લઇને વ્યકિતભાવમાં આપને પણુ કોઇ વાર જંપ (નિરાંત) વળતો નથી એટલે સદા માયામાં ઘુંચાઇ રહીને અશાંતપણે રહેનારા પણુ આપજ છો. પુનઃ જાગૃત, સ્વપ્ન, અને સુષુપ્તિ, પુનઃ જન્મ અને મરણુની પ્રવૃત્તિઓમાં રહેનારા પણુ આપજ છો. પુનઃ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયની ખટપટ, જન્મ જરા અને મૃત્યુ કરવાની ખટપટ, પુનઃ સંસાર વ્યવહારની ખટપટ, વીગેરે ખટપટોમાં ઘુંચાઇ રહેનારા પણુ આપ જ છો.

**દુર્જય :** (૭૭૫)—દુ : એટલે કષ્ટથી અથવા દુઃખથી અને જય એટલે જીતવું, આપ કષ્ટસાધ્ય છો. પુનઃ કોઇથી ન જીતાઓ એવા પણ આપ જ છો.

**દુરતિક્રમ :** (૭૭૬)—દુ : એટલે ન કરે તેવું અને અતિક્રમ એટલે ઉલ્લંઘન કરવું. આપની નિયતિના સામા થવાને કોઇ શક્તિમાન નથી. પુનઃ આપના કરેલા અદ્રષ્ટ પ્રારબ્ધને જાણવાને કોઇ સમર્થ નથી. આપના નિયત નિર્માણને કોઇ ઉલ્લંઘન કરી શકતું નથી,

**દુર્લભ :** (૭૭૭) દુઃ એટલે દુઃખથી સાધ્ય અને લભ એટલે એટલે મેળવવું. આપની પ્રાપ્તિ કષ્ટસાધ્ય છે. પુનઃ મનુષ્ય દેહ દુર્લભ છે. તેમાં જીજ્ઞાસા થવી દુર્લભ છે. તેમાં સદ્‌ગુરૂ, સત્સંગ, મન અને ઇંદ્રિઓનું દમન કરવું તે, અને સુવિચાર કરવા તે દુર્લભ છે. પુનઃ નિજ સ્વરૂપની પ્રાપ્તિ કરવી તે દુર્લભ છે. પુનઃ અંતકાળે બ્રહ્મસૂચક આપનું સ્મરણ કરવું તે દુર્લભ છે. પુનઃ આધિવ્યાધિમાં, મોહ મમતામાં અને સંસાર વ્યવહારમાં ધુંચાઇ જવાથી અંતકાળે પણ આપનું સ્મરણ બનવું ઘણું દુર્લભ છે.

**દુર્ગમ :** (૭૭૮)—દુર એટલે દુઃખથી અને ગમ્ એટલે ગમ પડવી અથવા જવું. આપની ગમ પડવી એ પણ ઘણું અઘરૂં કામ છે. આપના ભેદો તો આપજ જાણો છો. ઇતર જીવ આપના ભેદો જાણવાને સમર્થ નથી. પુનઃ ગમની પાર અગમ્ય અને અતીંદ્રિય પદ પણ આપ જ છો. પુનઃ મન અને બુદ્ધિ જ્ઞાનની પાર પણ આપજ છો. આપના માર્ગે જવું સહેલું નથી, અતિ કષ્ટ ભરેલુ છે.

**દુર્ગ :** (૭૭૯)—દુઃ એટલે દુઃખ ભરેલુ અને ગઃ એટલે જવું. અજ્ઞાનીઓને આપ દૂરથી દૂર છો અગમ્ય છો. અનેક જન્મો વીતી જાય તોપણ અજ્ઞાની જીવ આપની પ્રાપ્તિ કરી શકતો નથી. અને

જ્ઞાનીની તો પાસે જ આપ રહો છો. પુનઃ આપના બ્રહ્મપદમાં પ્રવેશ કરવો કષ્ટસાધ્ય છે, એટલે વ્યક્તિ હુંપણાનો લય કરવો એટલે વ્યક્તિ અસ્તિત્વમાંથી નીકળી જવું પણ તે કોઈને ગમતું નથી. માટે આપના બ્રહ્મપદની ગમ, એટલે બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ કરવી એ ઘણું આકરૂં કામ છે.

**દુરાવાસ** : (૭૮૦)—દુ : એટલે કષ્ટસાધ્ય અને આવાસ=સ્થાન. [1]અજ્ઞાનીઓને આપનું નિવાસસ્થાન કષ્ટસાધ્ય છે. દૂરથી દૂર છે જેમકે ગોલોક, વૈકુંઠલોક, સ્વર્ગલોક, ઇંદ્રલોક, અને બ્રહ્મલોકની પ્રાપ્તિ. અને [2]જ્ઞાનીઓને તો પોતાના ઘટમાં જ અને ઘટના બાહ્યાભ્યંતર પણ આપનું નિવાસસ્થાન છે. પુનઃ યોગી લોકથી પણ આપ માંડમાંડ જાણી શકાઓ તેવા છો પુનઃ આપના સ્વરૂપની પ્રાપ્તિ દુઃસાધ્ય છે.

**દુરારિહા** : ( ૭૮૧ )—મોટા મોટા ભયંકર દૈત્યોનો દોડીને નાશ કરનારા પણ આપ જ છો. પુનઃ દુષ્ટ અને પાપી શત્રુઓનો નાશ કરનારા પણ આપ જ છો.

---

૧ અ+જ્ઞાની=અજ્ઞાની અને જ્ઞાની એ ઉભયના આપ તેમના પોતાના આત્મા છો, તેથી તે બન્નેથી આપ અભિન્ન છો. તે છતાં અજ્ઞાની આપને પોતાથી ભિન્ન જુદા રહેલા જાણે છે કારણ કે તેને ભિન્નતાથી ભ્રાંતિનો અધ્યાસ પૂર્વા પરથી ચાલતો રહે છે, તેથી આપને વૈકુંઠમાં રહેતા સમજે છે માટે તે આપને મેળવવા કર્મદ્વારા વૈકુંઠ જવાની ઇચ્છા કરે છે.

૨ જ્ઞાનીને તો પોતાના આત્માનો સાક્ષાત્કાર થાય છે તેથી તે નિરંતર આપથી અભિન્ન રહે છે, આત્મા અદ્વૈત છે તેથી જે આત્માથી ભિન્ન હોય તે અનાત્મા કહેવાય. જગદાદિ સર્વ પ્રતીતિઓ આત્મા જ છે તેથી સર્વમાં સ્વરૂપનો નિશ્ચય અને સ્વપણાનો અનુભવ કરે છે, પૂર્ણકામ થવાથી તેને વૈકુંઠ જવાની અપેક્ષા રહેતી નથી એટલુંજ નહિ પણ તે પોતાની અહ અસ્મિ એવી વ્યક્તિ પ્રતીતિથી પણ રહિત થાય છે, અને અવ્યક્ત નિષ્ઠામાં રહે છે.

शुभांगो लोकसारंगः सुतन्तुस्तन्तुवर्धनः ।
इन्द्र कर्मा महाकर्मा कृतकर्मा कृतागमः ॥ ८४ ॥

**शुभांग** : ( ૭૮૨ )—વ્યક્તિ ભાવમાં સુંદર અંગોવાળા સુરૂપ પણ આપ જ છો. પુનઃ સુંદર અંગો સહિત વેદમૂર્તિ પણ આપ જ છો.

**लोकसारंग** : (૭૮૩)—સારંગ એટલે હંસ. દુધ પાણી જુદા પાડનાર પક્ષી. લોકપરલોકના સારને એટલે મહત્વને જાણનાર પણ આપ જ છો. પુનઃ માયા અને બ્રહ્મતત્વનો નિર્ણય કરનારા પણ આપ જ છો; પુનઃ હંસ નામનું પક્ષી પણ આપ જ છો.

**सुतंतु** : (૭૮૪)—સુ એટલે મોટા, તંતુ એટલે વિસ્તાર. સર્વવ્યાપક એક તંતુરૂપ બ્રહ્મતત્વ પણ આપ જ છો. પુનઃ વ્યક્તિઓરૂપી પુતળાંઓને સત્તાસ્ફૂર્તિ આપનારા ( ચલાવનારા ) અને પુતળાંઓની દોરીને પોતાના હાથમાં રાખનારા સુત્રાત્મા પણ આપ જ છો, સુ=સુંદર, તંતુ=તાંતણો, સર્વના ચેતન રૂપ તંતુ પણ આપ જ છો.

**तंतुवर्धन** : (૭૮૫)—તંતુ એટલે તાર, વર્ધન એટલે વધારો કરનારા. વ્યક્તિ જીવોને સંસારનું મમત્વ અને મોહ માયા વધારનારા પણ આપ જ છો. પુનઃ સંસારમાં અલિપ્ત રહીને સંસારને તરીને પાર ગયેલા પણ આપ જ છો. પુનઃ સંસારની તંત કરનારા એટલે ફરી ફરીને ઇચ્છા કરનારા પણ આપ જ છો.

**इंद्रकर्मा** : (૭૮૬)—ઇંદ્રના જેવાં પરાક્રમો કરનારા પણ આપ જ છો. પુનઃ ઇંદ્રિ દેવમાં ઇંદ્રપણે રહેનારા પણ આપ જ છો. પુનઃ વ્યક્તિ જીવોને માયાની ઇંદ્રજાળ કરનારા પણ આપ જ છો.

**महाकर्मा** (૭૮૭)—મહાન પરાક્રમોનાં કામો કરનારા પણ

આપ જ છો. પુનઃ આકાશાદિ પંચમહાભૂતોને બનાવનારા પણ આપ જ છો. અને તેની પરસ્પર મેળવણીમાં પંચીકૃત ભૌતિક શરીરો કરીને તેને સચેતન કરીને અહંપણાનું અભિમાન કરાવનારા પણ આપ જ છો. પુનઃ જડને[1] ચેતન અને ચેતનને જડ કરવાને પણ આપ જ સમર્થ છો.

**कृतकर्मा** (૭૮૮)—ઇંદ્રિયજન્ય કર્મ કરનારા પણ આપ છો. પુનઃ સર્વ સત્કર્મ કરી ચૂકેલા એવા કૃતકૃત્ય પણ આપ જ છો. પુનઃ વેદ વિહિત કર્મોના કરનારા પણ આપ જ છો.

**कृतागम** : (૭૮૯)—કૃત=કરેલું, આગમ=વેદ. અગમની ગમ પાડનારા એવા, વેદશાસ્ત્રોના રચનારા પણ આપ જ છો. પુનઃ શાસ્ત્રો કર્તા વ્યાસ આદિ અવતારો ધરનારા પણ આપ જ છો. પુનઃ અગમ એટલે ન જણાય એવું કામ કરનારા પણ આપ જ છો.

**उद्भवः सुंदरः सुंदो रत्न नाभः सुलोचनः ।**

**अर्को वाजसनः श्रृंगी जयंतः सर्वविज्जयी ॥ ८५ ॥**

---

(૧) જડ કે ચેતન, સ્થાવર કે જંગમ, ચર કે અચર જે જે પદાર્થોને નામ અને આકાર છે તે તે સર્વને અસ્તિત્વ છે, અને તેથી તેમને અસ્તિત્વ (સત્—ચિત્—આનંદ) રૂપ જીંદગી છે, અને તે જીંદગીને લઈને તે જીવો છે, અને નામ અને રૂપ તેમનાં શરીરો છે. અને તે શરીરોને નિયત નિર્માણ પ્રારબ્ધ છે, આ પ્રમાણે જગતમાં દેખાતુ સર્વ જીવજ છે, કોઇ અજીવ કે નિર્જીવ નથી, પણ જીવપણાના રૂપાંતરમાં છે, એટલે કે જે જડ અને જે સ્થાવરપણામાં જણાય છે તે સુષુપ્તિ દશાના જીવો છે, તેથી આપણે તેમને અજીવ કે નિર્જીવ અને જડ કહીએ છીએ; પશુ પંખી અને જનાવર સ્વપ્ન દશા ભોગવનારા જીવો છે અને મનુષ્યો જાગ્રત દશા ભોગવનારા જીવો છે પણ તે જાગ્રત મીથ્યા (ભ્રાંતિ અને સ્વપ્ન જેવું) જાગ્રત છે, વળી મનુષ્યોમાં જે જીવપણું છે તે પણ સ્વરૂપ-જ્ઞાનના અભાવમાં નિર્જીવપણું છે એટલે કે જડપણું, સ્થાવરપણું, પશુપંખી અથવા જાનવરપણા જેવું જીવપણું છે, સ્વરૂપજ્ઞાન એ સત્ય જાગ્રત્ છે.

**उद्भव :** (૭૯૦)—વ્યક્તિ ભાવમાં ઉત્પન્ન થનારા પણ આપ જ છો. અવિકારી હોવા છતાં માયાથી પ્રગટ થનારા પણ આપ જ છો. અજન્મ પણ આપ જ છો. અને ઉત્તમ જન્મ ધરનારા પણ આપ જ છો. અને જન્મ અજન્મ બંનેની પાર પણ આપ જ છો.

**सुंदर :** (૭૯૧)—વ્યક્તિ ભાવમાં સુંદર શરીરવાળા પણ આપ છો. પુનઃ વ્યક્તિઓને સુંદરતા દેનારા પણ આપ જ છો.

**सुंद :** (૭૯૨)—દયા કરનાર. સર્વ વ્યક્તિઓ ઉપર દયા, કૃપા, અને કરૂણા કરનારા પણ આપ છો. પુનઃ સર્વ વ્યક્તિઓને સુંદરતા દેનારા પણ આપ જ છો. પુનઃ સુંદ અને ઉપસુંદ નામના દૈત્યોને મારનારા પણ આપ જ છો.

**रत्ननाभ :** (૭૯૩)—આપની નાભિ રત્નરૂપ છે. પુનઃ આપની નાભિ ( મધ્ય ભાગ ) રત્નથી ભરેલી છે. પુનઃ ચિત્ર વિચિત્ર અને આશ્ચર્યજનક કારીગરી કરનારા પણ આપ છો. પુનઃ રત્ન જેવી વ્યક્તિઓ ઉત્પન્ન કરનારા પણ આપ છો. પુનઃ આપના મધ્યમાં સુંદર જગત્ રચના ( પ્રવાહ રૂપે ) ચાલ્યાં કરે છે.

**सुलोचन :** (૭૯૪)—વ્યક્તિ ભાવમાં સુંદર લોચનવાળા એટલે નેત્રોવાળા પણ આપ છો. પુનઃ અમૃતમયી દૃષ્ટિ રાખનારા પણ આપ છો.

**अर्क :** (૭૯૫)—સૂર્ય. તેજરૂપ પણ આપ છો. સ્વયંજ્યોતિ પણ આપ છો. પુનઃ સર્વ દેવોમાં પૂજવા યોગ્ય સૂર્ય દેવ પણ આપજ છો.

**वाजसन :** (૭૯૬)—માગે તે આપનાર અથવા દાનિ. ભૂખ્યાને ભોજન અને તરસ્યાને પાણી આપનારા પણ આપ છો. પુનઃ સર્વને અન્ન આપનારા દાનિ પણ આપ છો. પુનઃ રંક ને રાય કરનારા પણ આપ જ છો.

**शृंगी :** (૭૯૭)—શીંગવાળો મત્સ્યાવતાર ધારણ કરનારા

પણ આપ છો. પુનઃ શીંગાકૃતિવાળા અર્ધચંદ્રમાત્રા ધારણ કરનાર શંકર મૂર્તિ પણ આપ જ છો. પુનઃ શીંગવાળી વ્યક્તિરૂપે આપ જ છો. પુનઃ ઋષિઓમાં શૃંગીઋષિ પણ આપ જ છો.

**जयंत** : (૭૯૮)—શત્રુ સર્વનો પરાજય કરીને વિજય મેળવનાર પણ આપ છો. માયા પ્રપંચને જીતનારા પણ આપ છો. પુનઃ ઇંદ્રના પુત્ર જયંતરૂપ પણ આપ છો.

**सर्वविज्जयी** (૭૯૯)—સર્વને જીતનારા પણ આપ છો. પુનઃ એકી કાળે દ્રશ્ય જગત સર્વને જાણનારા સર્વજ્ઞ પણ આપ છો.

सुवर्णबिंदु रक्षोम्यः सर्ववागीश्वरेश्वरः ।
महाह्रदो महागर्तो महाभूतो महानिधिः ॥ ८६ ॥

**सुवर्णबिंदु** : (૮૦૦)—સુ+વર્ણ એટલે સુંદર અક્ષર અને બિંદુ એટલે અનુસ્વાર અક્ષરમાં વર્ણ જેનો સુંદર છે એવા અને સ્વરૂપ જેનું અણુરૂપ છે એવા આપ ઓંકારને માથે એક બિંદુરૂપ છો. આપ સર્વના બીજરૂપ છો.

**अक्षोभ्य** : (૮૦૧)—અ એટલે નહિ અને ક્ષોભ્ય એટલે મનનો ઉકળાટ થાય એવા. ક્ષોભ નહિ પામનારા પણ આપ જ છો. વિકારો રહિત રહેનારા અવિકારી પદ પણ આપ જ છો. પુનઃ સર્વના ઉપર શેહ પાડનારા પણ આપ છો. પુનઃ કોઈની શેહમાં (દાબમાં) ન લેવાતા પણ આપ જ છો.

**सर्ववागीश्वरेश्वर** : (૮૦૨)—સર્વ+વાક્+ઇશ્વર+ઈશ્વર એટલે સર્વ વાણીના ઇશ્વર ચાર પ્રકારની વાણી પરા, પશ્યંતિ, મધ્યમા અને વૈખરી એ ચારેને ચતુર્મુખદ્વારા ઉચ્ચાર કરનારા એવા જે બ્રહ્મા તેમના પણ આપ ઈશ્વર છો.

**महाह्रद** : (૮૦૩)—મહાન્+હ્રદ એટલે મોટો ધરો. આનંદના મહાન ધરારૂપ આનંદના કંદ પણ આપજ છો. પુનઃ સર્વના નિજાત્મ હોવાથી સર્વને આનંદ આપનારા છો.

**महागर्त** : (૮૦૪)—મહાન્ એટલે મોટો અને ગર્તઃ એટલે ખાડો. મમત્વરૂપી માયાનો મોટો ખાડો પણ આપ જ છો. પુનઃ ઈંદ્રજાળ રૂપ માયા પણ આપજ છો. પુનઃ આપ તેજ માયા અને માયા તેજ આપ છો, અભિન્ન એક વસ્તુ છો.

**महाभूत** : (૮૦૫)—પંચ મહાભૂતોને ઉત્પન્ન કરનાર એક ભૂત એવી માયા, અને માયાને ઉત્પન્ન કરનારા એક તત્વ એવું મહતત્વ અથવા હિરણ્યગર્ભ, અને પુનઃ તે સર્વને અવકાશ આપનારા એવા ચૈતન્યતત્વ ચિદાકાશ પણ આપજ છો.

**महानिधि** : (૮૦૬)—સાગર. દ્રશ્ય જગતોના ભંડારરૂપ એવા મહાસાગરરૂપ બ્રહ્મતત્વ પણ આપ જ છો.

कुमुदः कुंदरः कुंदः पर्जन्यः पावनोऽनिलः ।
अमृतांशोऽमृतवपुः सर्वज्ञः सर्व तो मुखः ॥ ८७ ॥

**कुमुद** : (૮૦૭)—કુ એટલે પૃથ્વી અને મુદ એટલે હર્ષ. વ્યકિત ભાવમાં પૃથ્વીને અને પૃથ્વીના કાર્યરૂપ ભૌતિક શરીરોને રાજી કરનારા અવતારધારી પણ આપ જ છો. સર્વને આનંદ આપ-નારા પણ આપ છો.

**कुंदर** : (૮૦૮)—કુંદ એટલે મોગરો અને ર એટલે ફળ. મોગરાના પુષ્પ પેઠે આનંદ આપનારા અને જન્મ મરણનું દુઃખ મટાડીને આનંદ આપનારા પણ આપ જ છો. પુનઃ પરમાનંદની પ્રાપ્તિરૂપ ફળ પણ આપજ છો.

**कुंद** : (૮૦૯)—કુંદ: એટલે સ્ફટિક. સ્ફટિક–મણિ જેવા ધોળા વર્ણ (રંગ) વાળા પણ આપજ છો, પુનઃ કુ એટલે પૃથ્વી અને દઃ એટલે દાન આપનાર. પૃથ્વીનું કશ્યપને દાન આપનારા પણ આપ છો.

**पर्जन्य** : (૮૧૦)—વરસાદ. મેઘવૃષ્ટિ કરનારા પણ આપ છો. પુનઃ આનંદ સુખની વૃષ્ટિ કરનારા પણ આપ છો.

**पावन** : (૮૧૧)—પવનની પેઠે શુદ્ધ કરનારા અને પાવન કરનારા પણ આપ છો. પુનઃ નામ સ્મરણ માત્રથી પતિતને પાવન કરનારા અને ઉદ્ધાર કરનારા પણ આપ છો.

**अनिल** : (૮૧૨)—( અ એટલે નહિ અને નિલઃ એટલે ઉંઘવું) એટલે જાગૃત. નિત્ય જાગૃત પણ આપ જ છો. પવનરૂપ પણ આપ જ છો.

**अमृतांश** : (૮૧૩)—આપના અણું અંશો અમૃત રૂપ છે. અમૃતરૂપ અણું અંશોના આપ સમષ્ટિ છો. પુનઃ અમર એટલે મૃત્યુથી રહિત અવિનાશી પદ પણ આપ જ છો. પુનઃ આપનું ભોજન જ્ઞાનરૂપ અમૃત છે, એટલે જ્ઞાન એજ આપને ભોજનતૃપ્તિ છે.

**अमृतवपु** : (૮૧૪)—અ+મૃત+વપુ એટલે અમર. આપનું શરીર અમર છે. આપ ચૈતન્યરુપ છો.

**सर्वज्ञ** : (૮૧૫)—સર્વને એકીકાળે જાણનારા પણ આપ જ છો.

**सर्वतोमुख** : (૮૧૬)—સર્વત્ર, સર્વ તરફ મુખવાળા પણ આપ જ છો. પુનઃ જગતમાં જેટલાં જેટલાં મુખો છે તે સર્વ આપનાં જ મુખો છે.

सुलभः सुव्रतः सिद्धः शत्रुजिच्छत्रुतापनः ।
न्यग्रोधोदुम्बरोऽश्वत्थश्चाणूरान्ध्र निषूदनः ॥ ८८ ॥

**સુલભ** : (૮૧૭)—સહેલાઈથી પ્રાપ્ત થનારા પણ આપ જ છો. ભજન, સ્મરણ અને શરણભક્તિથી આપ સહેજાસહેજ પ્રાપ્ત થઇ શકો છો. પુનઃ સ્વરૂપ જ્ઞાનથી આપ નિત્ય પ્રાપ્તના પ્રાપ્તજ છો. અંતકાળે બ્રહ્મસૂચક આપનું નામ સ્મરણ કરવાથી આપ બ્રહ્મ ગતિને આપનારા છો. પુનઃ આપને પ્રાપ્ત કરવામાં કંઈ ક્લેશ ભોગવવો પડતો નથી, કે મહેનત કરવી પડતી નથી. આપનું ભજન કરવું અથવા માનસિક સ્મરણ કરવું તેમાં કાંઇ મહેનત કે ખટપટ કરવી પડતી નથી.

**સુવ્રત** : (૮૧૮)—ઉત્તમવ્રત રૂપ પણ આપ જ છો. ઉત્તમ વ્રત પાળનારા પણ આપ જ છો.

**સિદ્ધ** : (૮૧૯)—અણિમા, લઘિમાં આદિ સિદ્ધિઓ સાધનારા પણ આપ જ છો. પુનઃ સર્વ અંશે પરિપૂર્ણ પણ આપજ છો પુનઃ પૂર્ણ કામ અને આપ્તકામ પણ આપજ છો. પુનઃ કૃતકૃત્ય પણ આપ જ છો. પુનઃ સિદ્ધિઓને દેનારા પણ આપ જ છો. પુનઃ મહાત્મા માર્કંડ, લોમસ, અને કપિલાચાર્ય આદિ સિદ્ધોના સિદ્ધ પણ આપ જ છો.

**શત્રુજિત્** (૮૨૦)—વ્યક્તિભાવમાં શત્રુને જીતનારા પણ આપ છો. પુનઃ મનના વિકારો એજ શત્રુરૂપ છે, માટે મનના વેગોને જીતનારા (સહન કરનારા) પણ આપ જ છો. પુનઃ મન અને ઇંદ્રિયોનો નિગ્રહ કરનારા પણ આપ જ છો.

**શત્રુતાપન** : (૮૨૧)—શત્રુને તાપ દેનારા (સતાવનારા) પણ આપ છો. પુનઃ કામ ક્રોધાદિ અંતર શત્રુઓનો નાશ કરનારા પણ આપ છો.

**ન્યગ્રોધ** : (૮૨૨)—વડ. વડના પાનમાં પોઢનારા વટશાયી

મૂર્તિ પણ આપ છો. પુનઃ (વડના ટેટાની પેઠે) કોટી બ્રહ્માંડોને ધારણ કરનારા પણ આપ જ છો. પુનઃ અક્ષય વડ પણ આપ જ છો.

**उदुम्बरः** (૮૨૩)—ઉમરડો. ઉમરડાના વૃક્ષરુપ પણ આપજ છો. પુનઃ અસંખ્ય જીવોથી ભરપૂર બ્રહ્માંડરૂપ ઉમરડાના ફળ જેવા પણ આપ જ છો.

**अश्वत्थ** : (૮૨૪)--પીપળો, ક્ષણસ્થાયી, જગત્-સંસાર પીપળાના વૃક્ષ જેવો છે વળી ક્ષણભંગુર છે. ઉંડા મૂળ નાંખીને દઢ જામેલા સંસારરૂપ વૃક્ષ પણ આપ જ છે. અનિર્વચનીય સંસાર પ્રવાહને નિરંતર વહન કરનારા પણ આપ જ છો.

**चाणूरान्ध्रनिषूदन** : (૮૨૫)--ચાણુર એટલે ચાણુર નામનો મલ, અન્ધ્ર એટલે આંધ્ર દેશ. નિષુદનઃ એટલે નાશ કરનાર. આંધ્ર દેશનો અને ચાણુર નામના મલનો નાશ કરનારા શ્રીકૃષ્ણાવતાર પણ આપ જ છો.

सहस्रार्चिः सप्तजिह्वः सप्तैधाः सप्तवाहनः ।
अमूर्तिरनघोऽचिंत्यो भयकृद् भयनाशनः ॥ ८९ ॥

**सहस्रार्चि** : (૮૨૬)—સહસ્ત્ર એટલે હજાર અને અર્ચિઃ એટલે જવાળા, હજારો કરોડો અને અસંખ્ય જવાળાવાળા સૂર્યરૂપ પણ આપ જ છો. હજારો અને અસંખ્ય મનુષ્યોથી અર્ચન પૂજન કરાએલા પણ આપ જ છો. પુનઃ આપ જ અગ્નિદેવ, અને સૂર્યદેવ અને સ્વયંજ્યોતિ આત્મા છો.

**सप्तजिह्व** : (૮૨૭)--સપ્ત એટલે સાત અને જિહ્વ એટલે જીભો, કાલી, કરાલી અને મનોજવા, સુલોહિતા, ધુમ્રવર્ણી, સ્ફુલિંગી અને વિશ્વરૂચી. એ સાત જીભોવાળા અગ્નિદેવ પણ આપ છો.

**सप्तैधा** : (૮૨૮)--સપ્ત એટલે સાત અને એધસ્ એટલે ભક્ષણ કરવું. સાત જીવ્હાથી સર્વભક્ષી થનારા પણ આપ જ છો.

**सप्तवाहन** : (૮૨૯)--સાતવાહનવાળા પણ આપજ છો.

**अमूर्ति** : (૮૩૦)--મૂર્તિથી રહિત નિરાકાર અવ્યક્તપદ પણ આપ જ છો.

**अनघ** : (૮૩૧)--દોશ અને પાપથી રહિત તેમજ વિકારોથી રહિત નિર્વિકાર પદ પણ આપ જ છો.

**अचिन्त्य** : (૮૩૨)--મનના ચિંતવનની પાર [૧]અતર્ક્યરૂપ પણ આપ જ છો.

**भयकृत्** : (૮૩૩)—પાપીઓને ભય ઉત્પન્ન કરનારા પણ આપ છો. મૃત્યુકાળે જીવોને ભયજનક યમ સ્વરૂપ દેખાડનારા પણ આપ જ છો.

**भयनाशन** : (૮૩૪)—ભક્ત અને જ્ઞાનીઓના ભયનો નાશ કરનારા પણ આપ છો. પુનરાવૃત્તિરૂપ ભય (લક્ષચોરાશી) મટાડનારા

---

(૧) અતર્ક્ય=મન અને બુદ્ધના તર્કના પાર. બ્રહ્મ પરમાત્માના એક કલ્પિત દેશમાં અનિર્વચનીય સભ્રમ જેવી, સાન્ત અને દૈવી, અનાદી અને કલ્પિત માયા છે, તે માયામાં માયાવિશિષ્ટ વૈરાટ પુરૂષ સ્વત : અહં અસ્મિ [૧]પ્રતીત થાય છે, તે મહતત્વ ઈશ્વર પંચ મહાભૂતોને પ્રગટ કરે છે, દરેક મહા ભૂતમાં અસંખ્ય વ્યષ્ટિ જીવો રહે છે, વળી તે વ્યષ્ટિ જીવો ફરીને સમષ્ટિગત અને વ્યષ્ટિગત થાય છે, આ પ્રમાણે અનંત કોટી બ્રહ્માંડો છે તે સર્વના કર્તા, હર્તા, ભર્તા, અને નિયંતા આપજ છો. આપની અદ્ભુત શક્તિ અગમ્ય છે, બ્રહ્માને પણ ગમ પડી નથી, વેદો પણ નેતિ નેતિ કહીને વિરામ પામ્યા છે. આપની કળકુંચી તો આપે પોતાની પાસેજ રાખી છે. તેથી આપ અકળ અને અવાચ્ય છો.

---

(૧) વ્યષ્ટિ જીવોને સુસુપ્તિના અંતમાં જેમ "હું છું" એવું ભાન આપો આપથી સ્વતઃ થાય છે તેમ તે પ્રમાણે માયાવિશિષ્ટમાં अहंअस्मिની સ્વતઃ પ્રતિતિ થાય છે.

પણ આપજ છો. પુનઃ જીજ્ઞાસુનો જન્મ મરણનો ભય ટાળનારા પણ આપ જ છો.

अणु बृहत्कृशः स्थूलो गुणभृन्निर्गुणो महान् ।

अधृतः स्वधृतः स्वास्यः प्रागवंशो वंशवर्धनः ॥९० ॥

**अणु** : (૮૩૫)—અણુ જેવા સૂક્ષ્મ પણ આપજ છો. પુનઃ અણુના પણ અણુ અને તેના પણ અણુરૂપ, અને પરમાણુના પણ પરમાણુ અને તેના પણ પરમાણુ રૂપ પણ આપ જ છો. પુનઃ અણુ અણુના સમૂહરૂપ સમષ્ટિઅણુ પણ આપ જ છો. પુનઃ દ્રશ્ય સર્વના બીજરૂપ અણુ પણ આપજ છો. પુનઃ અણુમાં પણ આપ પૂર્ણ અને અખંડ છો.

**बृहत्** : (૮૩૬)—મોટાથી મોટા અને તેનાથી પણ મોટા એટલે સર્વથી મોટા એવા આપ જ છો.

**कृश** : (૮૩૭)—અતિ દુબળા અથવા અતિ પાતળા પણ આપ જ છો. પુનઃ અતિ સૂક્ષ્મ અથવા અતીન્દ્રિય પણ આપ જ છો. પુનઃ અભક્તો આપને જોઈ શકતા નથી.

**स्थूल** : (૮૩૮)—જાડા અને પુષ્ટ શરીરવાળા પણ આપ જ છો. પુનઃ વ્યષ્ટિ અને સમષ્ટિ, પિંડ અને બ્રહ્માંડરૂપ સ્થૂળ શરીરવાળા પણ આપ જ છો.

**गुणभृत्** : (૮૩૯)—રજો, તમો, અને સત્વગુણને ધારણ કરનારા પણ આપજ છો. સગુણ સાકાર પણ આપજ છો.

**निर्गुणः** (૮૪૦)—ગુણ રહિત ગુણાતીતપદ, નિર્ગુણ નિરાકાર પદ પણ આપજ છો. પુનઃ પરમાર્થસ્થિતિમાં અવિકારી પદ પણ આપજ છો.

**महान्** (૮૪૧)—મોટમ અને મહાત્મ્યવાળા પણ આપજ

છો. પુનઃ સર્વત્ર, સર્વ વ્યાપક, અનંત અને અપાર હોવાથી આપ સર્વથી મોટા છો. પુનઃ મહત્તાવાળા પણ આપજ છો.

**अभृत** : (૮૪૨)—ન ધારણ કરનારા પણ આપ જ છો. પુનઃ ધારણ અને ન ધારણ કરનારા પણ આપ જ છો. પુનઃ અસંખ્ય સૂર્યો, અસંખ્ય ચંદ્રો, અસંખ્ય પૃથ્વીઓ, અસંખ્ય ગ્રહો, અસંખ્ય ઉપગ્રહો, નક્ષત્રો, સર્વ તારા મંડળ અને અસંખ્ય આકાશો વગેરેને ધારણ કરનારા અને ન ધારણ કરનારા પણ આપ જ છો.

**स्वधृत** : (૮૪૩)—પોતે પોતાના સ્વરૂપને ધારણ કરનારા પણ આપ જ છો. પુનઃ પોતેજ વ્યષ્ટિ વ્યક્તિ છો, અને પોતેજ સમષ્ટિ વ્યષ્ટિ છો અથવા પોતેજ પીંડરૂપ છો, અને પોતેજ બ્રહ્માંડરૂપ છો. (સ્વપ્ન દશાની પેઠે)

**स्वास्य** : (૮૪૪)—સ્વ+આસ્ય. સ્વ એટલે પોતે અને આસ્ય એટલે મુખ. ઉત્તમ સ્વરવાળા પણ આપ છો. સુંદર મુખવાળા પણ આપ છો. પોતે જ પોતાનું મુખ છો. પુનઃ વિશ્વમુખ પણ આપ છો.

**प्राग्वंश** : (૭૦૫)—પ્રાગ્ એટલે પૂર્વ અને વંશ એટલે થાંભલો. યજ્ઞભૂમિમાં વિશ્રામશાળા રૂપ પણ આપજ છો. પુનઃ વંશ એટલે વેલો, પૂર્વના વેલારૂપ આપ છો.

**वंशवर्धन**: (૮૪૬)—વંશને વધારનારા પણ આપજ છો.

भारभृत् कथितो योगी योगीशः सर्वकामदः ।

आश्रमः श्रमणः क्षामः सुपर्णो वायुवाहनः ॥ ९१ ॥

**भारभृत्** : (૮૪૭)—મોટા મોટા ગ્રહોના ભારને ધારણ કરનારા તથા મોટમોટી પૃથ્વીના ભારને ધારણ કરનારા પણ આપજ છો.

**कथित** : (૮૪૮)—વેદોમાં, પુરાણોમાં, અને શાસ્ત્રોમાં જેમનું

કથન કરાએલું છે. તે રૂપે આપજ છો. પુનઃ કથાના વિષયરૂપ પણ આપ જ છો.

**योगी** : (૮૪૯)—વ્યક્તિ ભાવમાં તત્વ બ્રહ્મ સાથે મનની વૃત્તિને જોડનારા પણ આપ છો. પુનઃ હઠ અને રાજયોગી પણ આપ છો. પુનઃ મનના સંકલ્પ વિકલ્પને રોકીને ધ્યાન, ધારણા અને સમાધિ કરનારા પણ આપ છો. પુનઃ ભક્તિ યોગ અને જ્ઞાનયોગને સાધનારા પણ આપ છો. પુનઃ જીવને બ્રહ્મપદ સાથે જોડનારા પણ આપ છો. એક સમષ્ટિરૂપ અને બીજુ વ્યષ્ટિરૂપ, એટલે કે સમષ્ટિ ઇશ્વર અને વ્યષ્ટિ જીવ, અથવા એક બ્રહ્માંડ અને બીજું પિંડ. પુનઃ જ્યાં જ્યાં અને જ્યારે જ્યારે પૂર્વના સ્વરૂપ જ્ઞાનની વિસ્મૃતિ થાય છે ત્યાં ત્યાં અને ત્યારે ત્યારે આપની માયા દર્પણની પેઠે આપના પ્રતિભાસ દેખાડે છે. માયા એટલે અવિદ્યા, અથવા સ્વરૂપ વિસ્મૃતિ અથવા ભ્રાંતિ અથવા સંભ્રમ. સ્વપ્ન સૃષ્ટિની પેઠે માયા સમષ્ટિરૂપ અને વ્યષ્ટિરૂપ થએલી જણાય છે. એટલે કે જીવ અને ઇશ્વર બન્ને થયેલી જણાય છે. અને બીજી જુદી જુદી વ્યક્તિઓ જીવપણામાં રહે છે. વસ્તુતાએ જીવ અને ઇશ્વર એ ઉભય અનિર્વચનીય છે. આપજ એક અવિકારી, અવિનાશી, અને સર્વ શક્તિમાન દેવ પરમાત્મા છો. અને આવા જ્ઞાનને જોડી રાખનારા [1]યોગી પણ આપજ છો.

**योगीश** : (૮૫૦)—યોગીઓના પણ આપ ઇશ્વર છો. અર્ધ નિમેષકાળમાં અનંત કોટી બ્રહ્માંડોની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરવાને આપ સમર્થ છો.

---

૧ યોગીના પ્રકાર—યુજ્ય અને યુગ્જાન. યુજ્ય એટલે જન્મ્યા પછી યોગ સાથે જોડાએલા, અને યુગ્જાન એટલે જન્મથીજ યોગી જન્મેલા એ બન્ને રીતે યોગી એવા શ્રી કૃષ્ણ.

**सर्वकामद** : (૮૫૧)—અનંતકોટી બ્રહ્માંડોમાં રહેલા અનંત કોટી જીવોની સર્વે કામનાઓને પૂર્ણ કરનારા પણ આપ જ છો. પુનઃ ભક્તજનોની માયિક કામનાઓને દહન કરનારા પણ આપ જ છો. પુનઃ ભક્તજનોને નિષ્કામ કરનારા પણ આપ જ છો.

**आश्रम** : (૮૫૨)–દ્રશ્ય જગતોના નિવાસસ્થાન પણ આપજ છો. પુનઃ ભવાટવીમાં ભટકતા જીવોના વિશ્રાંતિ સ્થાન પણ આપ છો. પુનઃ ભવસાગરમાં ડૂબી જતા જીવોને ખેંચી કાઢીને સંભ્રમથી મુક્ત કરીને તેમને સ્વઆત્મપદમાં લઇ જનાર પણ આપ છો. પુનઃ મુમુક્ષુજનનું નિવૃત્તિ સ્થાન પણ આપ જ છો. પુનઃ ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થ આદિ ચાર આશ્રમરૂપ પણ આપ જ છો.

**श्रमण** : (૮૫૩)–સંન્યાસી અથવા જ્ઞાની. સંસારના પાંચ કલેશોથી છોડાવનારા પણ આપ જ છો. ( અહમ્, અસ્મિતા, અભિનિમેષ, રાગ અને દ્વેષ એ પંચ કલેશો. )

**श्राम** : (૮૫૪)–થાક. સર્વને ક્ષમા કરનારા પણ આપ જ છો. પુનઃ લક્ષચોરાશી યોનિ જન્મનું ભ્રમણ મટાડનાર પણ આપ જ છો. સર્વની દોરી અથવા તંત્ર આપના જ હાથમાં છે. પુનઃ લક્ષચોરાશીમાં ફરી ફરીને થાકી જનારા પણ આપ જ છો.

**सुपर्ण** : (૮૫૫)–સુ એટલે સુંદર અને પર્ણ એટલે પાંખેવાળા. સુંદર પાંખોવાળા પણ આપ છો. જ્ઞાન અને કર્મરૂપી પાંખવાળા પણ આપ છો. પુનઃ મન અને બુદ્ધિરૂપી પાંખોવાળા પણ આપ છો. પુનઃ સુંદર પાંખોવાળા લોકાંતર ગમન કરનારા જીવ[1] ઈશ્વર રૂપ પક્ષી પણ

---

૧ જીવ અને ઇશ્વર અભિન્ન એકમેક પણે રહેલા છે તેથી જ્યાં જીવ છે ત્યાં ઈશ્વર નક્કી છે, અને જ્યાં ઇશ્વર છે ત્યાં જીવ નક્કી છે, અને જ્યાં જીવ (સ્વપ્ન પેઠે) ગમન કરે છે ત્યાં જીવની સાથે ઇશ્વર પણ ગમન કરે છે, જેમ ઘટાકાશ

આપ જ છો. પુનઃ ભક્તિ અને જ્ઞાનરૂપ પાંખોવાળા પણ આપ જ છો. પુનઃ આપનો વેગ મનના વેગથી ત્વરિત છે, એટલે કે આપ સર્વની ખબર તરત જ એકીકાળે લઇ નાંખનારા છો.

**वायुवाहन** : (૮૫૬)–વાયુરૂપ વાહન પણ આપને જ છે. મન (પવન) દ્વારા વ્યક્તિ જીવોને ચૌદ લોકમાં ગતિ કરાવનારા પણ આપ જ છો. પુનઃ સંકટ વખતે ભક્તજનોને તત્કાળ સહાય કરનાર પણ આપ જ છો. પુનઃ વાયુતત્ત્વને વહન કરનારા પણ આપ જ છો.

धनुर्धरो धनुर्वेदो दण्डो दमयिता दमः ।

अपराजितः सर्वसहो नियंता नियमो यमः ॥९२॥

**धनुर्धर** : (૮૫૭)–લીલાવતારમાં મોટાં મોટાં મનુષ્ય ધરનારા પણ આપ જ છો. પુનઃ ધનુર્ધારી શ્રી રામચંદ્રજી પણ આપ જ છો, તેમ જ પરશુરામ પણ આપ જ છો.

**धनुर्वेद** : (૮૫૮)–ધનુર્વેદ પણ આપ જ છો. જુદાં જુદાં ધનુષ્યોને જુદી જુદી રીતે વાપરવાની વિદ્યા જાણનારા પણ આપજ છો

**दण्ड** : (૮૫૯)—અધર્મી પાપીને દમન કરનારા પણ આપ જ છો. પુનઃ નરક લોકમાં યમદંડ પણ આપ જ છો.

**दमयिता** (૮૬૦)—અધર્મી, અન્યાયી, અને પાપી લોકોને દમન કરનારા યમરાજ રૂપે પણ આપ જ છો. પુનઃ પ્રજાને કાબુમાં રાખનારા લોકપાળ પણ આપ જ છો.

---

અને મહદાકાશ એકમેકપણે ઘટમાં રહે છે. અને ઘટ જ્યાં જાય છે. ત્યાં ઉભય ગમન કરે છે તે પ્રમાણે મન અથવા અંતઃકરણરૂપી ઘટમાં જીવ અને ઇશ્વર અભિન્ન રહેલા છે, અને જ્યાં મન ગમન કરે છે ત્યાં જીવ અને ઇશ્વર ઉભય ગમન કરે છે તેથી જીવ અને ઈશ્વરને પક્ષી કહ્યા છે, જ્ઞાની-ભક્ત અને પરમાત્મા નિત્યનિરંતર એકમેક રહે છે.

**દમ** : ( ૮૬૧ )—વ્યક્તિભાવમાં ઇંદ્રિયોનું દમન કરનારા પણ આપ જ છો. પુનઃ અપરાધીને દમન કરનારા પણ આપ જ છો. પુનઃ પાપીઓને યમ યાતના અને નરકવાસની શિક્ષા કરનારા પણ આપ જ છો. પુનઃ ઇંદ્રિયોને જીતવા માટે શમ દમ નામનું સાધન પણ આપ જ છો.

**अपराजित** : ( ૮૬૨ )—વ્યક્તિભાવમાં આપને જીતવાને કોઈ સમર્થ નથી. આપ જ સર્વને જીતનારા છો. પુનઃ મનોજય અને વાસના ક્ષય કરવાને પણ આપ જ સમર્થ છો.

**सर्वसह** : ( ૮૬૩ )—સર્વ સહન કરનારા પણ આપ જ છો. દુઃખ, સંકટ, અપમાન, નિંદા, ભુખ, તરસ, ટાઢ, તડકો, વીગેરે માનસિક અને શારીરિક સર્વ આપત્તિઓ અને સર્વ દુઃખોને વેઠનારા પણ આપ જ છો.

**नियंता** : ( ૮૬૪ )—સર્વને નિયમપૂર્વક ચલાવનારા પણ આપ જ છો. પુનઃ સર્વનું નિર્માણ ( પ્રારબ્ધ ) કરનારા પણ આપ જ છો. પુનઃ નિયમરૂપી મર્યાદામાં રાખનારા પણ આપ જ છો.

**नियम** : ( ૮૬૫ )—યોગ વિદ્યાના સાધન રૂપ યમ નિયમ સાધન પણ આપ જ છો. પુનઃ નિર્માણ કરેલી વ્યવસ્થા પણ આપ જ છો. પુનઃ નિયમના બાંધનારા ઇશ્વર પણ આપ જ છો.

**यम** : ( ૮૬૬ )—યમ એટલે યમરાજ પણ આપ જ છો. પુનઃ નરક લોકના અધિપતિ અને નારકી લોકોને શિક્ષા કરનારા પણ આપ જ છો. પુનઃ સર્વ જીવો પાસે નિયમો પળાવનારા દેવ પણ આપ જ છો. પુનઃ યોગ વિદ્યાના સાધનરૂપ યમ નિયમ સાધન પણ આપ જ છો. પુનઃ મૃત્યુકાળે સર્વ જીવોની પ્રાણ ચેતના ખેંચી લેનારા યમરૂપ પણ આપ જ છો.

सत्यवान् सात्त्विकः सत्यः सत्यधर्मपरायणः ।
अभिप्रायः प्रियार्होऽर्हः प्रियकृत् प्रीतिवर्धनः ॥ ९३ ॥

**सत्यवान्** : ( ૮૬૭ )—સત્વ એટલે શૌર્ય. વાન્ એટલે વાળા. શૌર્યવાળા પણ આપ જ છો. પુનઃ સત્વતાના પાળનારા પણ આપ જ છો. શુદ્ધ સત્વગુણી અને નિર્વાસનિક પણ આપ જ છો.

**सात्त्विक** : ( ૮૬૮ )—સદા સત્વગુણમાં રહેનારા પણ આપ જ છો. પુનઃ નિરંતર શાંતિમાં અને નિર્વાસનામાં રહેનારા પણ આપ જ છો.

**सत्य** : ( ૮૬૯ ) અસત્યતાથી રહિત એવા સત્ય સ્વરૂપ પણ આપ જ છો. પુનઃ લોકો પાસે સત્ય પળાવનારા પણ આપ જ છો. પુનઃ સત્ય પાળનારાઓની રક્ષા કરનારા પણ આપ જ છો. પુનઃ સર્વમાં સત્‌નું નિશ્ચયાત્મકપણું એ જ સત્યપણું છે અને તે જ આપનું સ્વરૂપ છે.

**सत्यपरायण** : ( ૮૭૦ )—સત્યના એ જ ધર્મ છે એમ માનીને સત્યતામાં સદા વર્તન કરનારા પણ આપ જ છો. પુનઃ ધર્મ એ જ સત્ય છે એમ માનીને સદા ધર્મમાં રહેનારા પણ આપ જ છો. પુનઃ સત્ય અને ધર્મ એ ઉભય પરાયણ રહેનારા પણ આપ જ છો. પુનઃ સત્ય ધર્મનું સંશોધન કરીને તે પ્રમાણે વર્તન કરનારા પણ આપ જ છો.

**अभिप्राय** : ( ૮૭૧ )—વ્યક્તિઓમાં અભિપ્રાય એટલે મત અથવા માનીનતા રૂપ પણ આપ જ છો. પુનઃ અનુમત રૂપે પણ આપ જ છો.

**प्रियार्ह** : ( ૮૭૨ )—પ્રિય એટલે પ્રિય અને અર્હઃ એટલે પૂજવા યોગ્ય. સર્વ વ્યક્તિઓને પ્રિય રૂપ પણ આપ જ છો. પુનઃ

સર્વને પોતપોતાના નિજાત્મા રૂપે પ્રિય છો. સર્વને પૂજવા યોગ્ય દેવ પણ આપ જ છો.

**अर्हः** (૮૭૩)—સર્વને પૂજવા યોગ્ય દેવ અને પૂજવાનાં સાધનો પણ આપ જ છો.

**प्रियकृत्** (૮૭૪)—સર્વનું પ્રિય કરનારા પણ આપ જ છો. પુનઃ નિજ ભક્તોનું પ્રિય (કલ્યાણ) કરનારા પણ આપ જ છો.

**प्रीतिवर्धन**: (૮૭૫)—દિન પર દિન પ્રેમ ભાવમાં વધારો કરનારા તથા ભક્તિ જ્ઞાનમાં યોગક્ષેમ કરનારા પણ આપ જ છો.

विहायसगति र्ज्योतिः सुरुचिर्हुतभुग्विभुः ।
रवि र्विरोचनः सूर्यः सविता रविलोचनः ॥ ९४ ॥

**विहायसगति**: (૮૭૬)—વિહાયસ એટલે આકાશ અને ગતિ એટલે ફરનાર. આકાશમાં ગતિ કરનારા પણ આપ જ છો. પુનઃ આપનું સ્વરૂપ ચૈતન્ય આકાશ છે. પુનઃ અનિર્વચનીય માયિક સંભ્રમો થવા છતાં આપ સદા નિર્વિકાર અને અચળ ચૈતન્ય આકાશરૂપ છો. પુનઃ આકાશચારી જીવરૂપ પક્ષી પણ આપ જ છો.

**ज्योति**: (૮૭૭)—પ્રકાશ પણ આપ જ છો. સ્વયં પ્રકાશ આત્મ જ્યોતિ અને પર પ્રકાશ સૂર્ય જ્યોતિ એ ઉભય જ્યોતિરૂપ પણ આપ જ છો. પુનઃ સ્વપ્રકાશ અને પરપ્રકાશ એ ઉભય જ્યોતિરૂપ પણ આપ જ છો. પુનઃ દેદીપ્ય અખંડ અને અક્ષય તેજસ્વી સ્વરૂપ પણ આપ જ છો.

**सुरुचि**: (૮૭૮)–સારી પ્રીતિવાળા. વ્યક્તિભાવમાં સુંદર રૂપવાળા પણ આપ છો. સારી સારી રૂચિ (ઇચ્છા) કરનારા પણ આપ જ છો.

**हुतभुक्** (૮૭૯)–અગ્નિ યજ્ઞમાં હોમેલા હવિનું બલિદાન લેનારા અગ્નિરૂપ પણ આપ જ છે.

**विभु:** (૮૮૦)–આકાશની પેઠે સર્વત્ર અને સર્વવ્યાપક ચેતન પણ આપ જ છો.

**रवि:** (૮૮૧)–સૂર્યરૂપ પણ આપ જ છે.

**विरोचन:** (૮૮૨)–વિ એટલે વિશેષ. અને રોચન એટલે પ્રકાશ. જુદી જુદી તરેહમાં પ્રકાશ કરનારા પણ આપ છો. રાતા, પીળા, ધોળા, કાળા, લીલા વીગેરે જુદા જુદા રંગમાં પ્રકાશ કરનારા પણ આપ છો.

**सूर्य:** (૮૮૩)–આખા બ્રહ્માંડને પ્રકાશ કરનારા સર્વપ્રકાશક ગ્રહ, સર્વગ્રહોમાં મુખ્ય ગ્રહ, અને દિવાકર પણ આપ જ છો.

**सविता** (૮૮૪)–ઉત્પન્ન કરનાર. સર્વને ઉત્પન્ન કરનારા પણ આપ છો. પુનઃ બુદ્ધિમાં જ્ઞાનને ઉત્પન્ન કરનારા પણ આપ છો.

**रविलोचन:**–(૮૮૫)–સૂર્યરૂપી નેત્રવાળા પણ આપ છો. (સૂર્ય તથા ચંદ્ર વિરાટ સ્વરૂપનાં લોચન છે.)

अनंतो हुतभुग्भोक्ता सुखदो नैकजोऽग्रज: ।
अनिर्विण्ण: सदामर्षी लोकाधिष्ठानमद्भुत: ॥ ९५ ॥

**अनंत:** (૮૮૬)–આપ અંતથી રહિત છો. દેશકાળ અને વસ્તુ પરિચ્છેદ (વિભાગ) રહિત પણ આપ છો. અખંડ, એક, અપાર અને નિત્ય પણ આપ જ છો. પુનઃ નાગલોકમાં અનંત નાગ પણ આપ જ છો.

**हुतभुक्:** (૮૮૭)–હુત એટલે હોમેલું અને ભુક્ એટલે ખાવું, યજ્ઞમાં હવિને ખાનારા પણ આપ જ છો.

**भोक्ता** : (૮૮૮)—માયાને ભોગવનારા પણ આપ જ છો. પુનઃ પુરૂષરૂપમાં પ્રકૃતિ ભોગવનારા પણ આપ છો. પુનઃ વ્યક્તિભાવમાં કર્મ કરનારા અને ફળ ભોગવનારા પણ આપ છો. પુનઃ ભક્તમુમુક્ષુનાં કરેલાં યજ્ઞ, દાન, તપ આદિ સુકૃતોનો સ્વીકાર કરનારા પણ આપ જ છો. પુનઃ ભોક્તા હોવા છતાં આકાશની પેઠે નિર્લેપ અને મહાન્ ભોક્તાપણે ( આસક્તિ રહિત ) રહેનારા પણ આપ છો.

**सुखद** : ( ૮૮૯ )—સર્વને સુખ દેનારા પણ આપ છો. પુનઃ ભક્તજનોને વિશેષ સુખ આપનારા પણ આપ જ છો.

**नैकज** : ( ૮૯૦ )—વ્યક્તિભાવમાં અનેકવાર જન્મ લેનારા પણ આપ છો. પુનઃ ભક્તજનોની રક્ષા કરવા અને ધર્મનું સંસ્થાપન કરવાને યુગયુગમાં કાર્યસિદ્ધિ માટે જયાં જેવું રૂપ લેવું ઘટે ત્યાં તેવું રૂપ પ્રગટ કરીને અનેકવાર અનેક જન્મો લેનારા પણ આપ છો. પુનઃ જીવ અને જીવાભાસરૂપે અનેક થનારા પણ આપ છો. પુનઃ માયા અને અવિદ્યા પણ આપ જ છો.

**अग्रज** : ( ૮૯૧ )—સર્વમાં પ્રથમ પ્રગટ થનારા પણ આપ છો. પુનઃ સર્વના આદિ પણ આપ છો. પુનઃ પ્રથમ પુરૂષ જગતના કર્તા પણ આપ છો. પુનઃ હિરણ્ય ગર્ભ અથવા મહતત્વ અથવા તત્વ બ્રહ્મની પ્રથમ સ્ફૂર્ણા અથવા મન સ્ફૂર્ણા પણ આપ જ છો. શ્રીકૃષ્ણના પેહેલાં જન્મેલા તેમના મોટા ભાઇ બળદેવજી પણ આપ છો.

**अनिर्विण्ण** : ( ૮૯૨ )—સુખ દુઃખાદિ દ્વંદથી રહિત ક્લેશ અને સંતાપ રહિત પદ પણ આપ જ છો. પુનઃ શાંતિરૂપ પદ પણ આપ જ છો. પુનઃ આપ્તકામ હોવાથી પુનરાવૃત્તિ રહિત પદ પણ આપ જ છો. પુનઃ રોગથી રહિત અમરપદ, વર્ણભેદથી રહિત અવિકારી[1] પરમાર્થ સ્થિતિ પણ આપ જ છો.

---

૧ "અવિકારી" કહેવાથી જગત્‌ના કર્તા અને કારણ વિષે જો શંકા થાય તો તેના સમાધાનમાં એ છે કે પરમાત્મા તો વસ્તુ અને વસ્તુ સ્વભાવ

**સહામર્ષી** : ( ૮૯૩ )—સહ આમર્ષી. આમર્ષ એટલે ક્રોધ. ક્રોધરહિત સત્પુરૂષને અપરાધની ક્ષમા કરનારા પણ આપ છો. સત્યતા ઉપર પ્રીતિ રાખનારા પણ આપ છો.

**લોકાધિષ્ઠાનમ** ( ૮૯૪ )—લોક પ્રતિતિઓના આશ્રય. સર્વ લોકોના અધિષ્ઠાન અને ઉપાદાન કારણ પણ આપ જ છો. પુનઃ ભૂઃ-ભુવઃ-સ્વઃ; જાગૃત-સ્વપ્ન,-સુષુપ્તિ લોક, સ્વર્ગ-મૃત્યુ અને પાતાળ લોક ( લોક એટલે સ્થિતિ, અવસ્થા અથવા દશા ) આલોક, પરલોક અને અપવર્ગ, ગતિ, વગેરે સર્વ પ્રતીતિઓમાં અચળ અને મૂળ વસ્તુપણે રહેનારા પણ આપ એકજ છો. પુનઃ અન્યનું અન્યપણું જણાવનારી એવી માયાના અધિષ્ટાન પણ આપ જ છો. એટલે કે અવિકારી બ્રહ્મતત્વનું ઇશ્વરપણું બતાવવું, ઇશ્વરપણાનું જીવપણું બતાવવું. પુનઃ ચૈતન્ય જીવનું જડ શરીરપણું બતાવવું; પુનઃ અજન્મનો જન્મ, અને અમરનું મૃત્યુ બતાવવું, વિગેરે સર્વ માયિક સંભ્રમોના અધિષ્ટાન પણ આપ જ છો. પુનઃ સર્વ પ્રતીતિઓના મુખ્ય આધાર મુખ્ય કારણ અને મુખ્ય વસ્તુ પણ આપ જ છો. પુનઃ સંભ્રમો સર્વના આધાર અને આશ્રય પણ આપ જ છો.

**અદ્‌ભુત** : (૮૯૫)—અદ્ એટલે વિલક્ષણ અને ભુતઃ એટલે થયેલું. અદ્‌ભુત એટલે આશ્ચર્યજનક પણ આપજ છો. પુનઃ અદ્રશ્ય, નિર્ગુણ અને નિરાકાર હોવા છતાં માયામાં ( ભ્રાંતિમાં ) સગુણ, સાકાર અને દૃશ્યરૂપસમષ્ટિગત અને વ્યષ્ટિગત થઇને આવિર્ભાવ

---

ગુણાગુણી ભાવ, ધર્માધર્મી ભાવ, અને અંશાઅંશી વિગેરે ભાવથી રહિત અદોષ સદા નિર્મળ છે, તેમાં જગત્ વિકાર નથી, તેમજ અનિર્વચનીય માયા અનાત્મા હોવાથી સ્વતઃ જગત રચના કરવાને સમર્થ નથી, પણ પરમાત્મા અને દૈવી માયા એ બન્નેના સંયોગમાં મહતત્વ વૈરાટ ઈશ્વર સ્વતઃ પ્રગટ થાય છે. તેજ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર રૂપે એકરૂપ છે. અને તેજ જગત રચના કરે છે અને સર્વ તંત્ર ચલાવે છે.

અને તિરોભાવ કરીને જીવ અને ઇશ્વર અથવા પિંડ અને બ્રહ્માંડ રચના કરનારા ; પુનઃ તેમાં પણ કેટલીક રચના ક્રમસર આકાશથી વાયુની ઉત્પત્તિ, વાયુથી તેજ, તેજથી જળ અને જળથી પૃથ્વી અને કેટલીક (સ્વપ્ન પેઠે) ક્રમ વિના એકદમ, તત્કાળ, કાકતાલીય એકીકાળે પ્રગટ કરનારા પણ આપ જ છો. પુન : સ્થૂળ, સુક્ષ્મ અને કારણશરીરોની રચના કરનારા; પુનઃ જગત્ પ્રવાહને વહન કરનારા, પુનઃ ગ્રહ, નક્ષત્ર અને તારાગણને આકાશમાં અદ્ધર રાખનારા અને પુનઃ તેમને પોતપોતાની ગતિમાં ફરતા રાખનારા; પુનઃ જગત્ સર્વ મનના સંભ્રમરૂપ અથવા મનોરાજ જેવું પ્રાતિભાસીક સત્તારૂપ હોવા છતાં તેમાં સત્યતા જેવી પ્રતીતિ કરાવીને તેમાં મોહ મમતા કરાવીને સર્વ જીવોને ભ્રમણ કરાવનારા પણ આપજ છો. પુનઃ જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિમાં અઘટઘટના કરનારા; એકમાંથી અનેક અને અનેકમાંથી પુનઃ એક થનારા; પુનઃ અજન્મ હોવા છતાં જન્મને ધરનારા, અવિનાશી હોવા છતાં મૃત્યુને પામનારા, વિગેરે વિકારો જણાવનારા પણ આપજ છો. પુનઃ આપની સર્વ કારીગરી, સર્વ ઘટના, સર્વ ક્રિયા, સર્વ કર્મ, સર્વરૂપ આશ્ચર્યજનક છે. આપનાં સર્વકર્મો એકએકથી વિલક્ષણ છે. આપની સર્વ રચના અવર્ણનીય છે. પુનઃ આપ અવાચ્યપદ છો.

सनात्सनातनतमः कपिलः कपिरव्ययः ।

स्वस्तिदः स्वस्तिकृत्स्वस्ति स्वस्तिभुक् स्वस्तिदक्षिणः ॥ ९६

**सनात्** (૮૯૬)—આપ જુનામાં જુના પુરાણ પુરૂષ છો. કારણ કે આપ નિત્ય છો. અનાદિકાળથી જેવાને તેવા બ્રહ્મ છો.

**सनातनतम** : (૮૯૭)—સનાતન+તમ. સનાતન એટલે શાસ્વત અને તમ એટલે ઉત્તમ. નિત્યના પણ નિત્ય, અને પુરાણના પણ પુરાણ, અવિનાશીના પણ અવિનાશી, પુરૂષના પણ પુરૂષ, અને દેવના પણ

દેવ આપજ છો. પુનઃ અનાદિકાળથી સિદ્ધ મનાયેલા અને તેના પણ સિદ્ધ એવા સર્વોત્તમ સિદ્ધ દેવ પણ આપ જ છો.

**कपिल:** (૮૯૮)—પ્રકૃતિ પુરૂષનો, આત્મ અનાત્મનો, નિત્ય અનિત્યનો વિવેક કરનારા અને સાંખ્ય શાસ્ત્રના રચનારા શ્રી કપિલાવતાર પણ આપજ છો. પુનઃ કપિલ રંગવાળા પણ આપજ છો.

**कपि:** (૮૯૯)—વાનરરૂપ અથવા વરાહરૂપ ધારણ કરનારા પણ આપજ છો. પુનઃ હનુમાનરૂપ ધારણ કરનારા પણ આપજ છો. જ્યાં જેવી યોગ્યતા ત્યાં તેવું સ્વરૂપ પ્રગટ કરનારા પણ આપજ છો.

**अव्यय:** (૯૦૦)—વ્યયથી રહિત, ક્ષયથી રહિત, સદા જેવા ને તેવા, નિત્ય નવા ને નવા, સદા અવિકારી, સદા અવિનાશી પણ આપજ છો. પ્રાણીમાત્રમાં અખંડ એક રહેલા અવ્યય, અવિનાશી તત્વ આત્માપણે પણ આપજ છો. પુનઃ વ્યાકરણમાં જેને અવ્યય કહે છે તે પણ આપજ છો.

**स्वस्तिद:** (૯૦૧)—સ્વસ્તિ એટલે કલ્યાણ અને દઃ એટલે દેનારા. કલ્યાણ કરનારા પણ આપજ છો. ભક્તજનોનું ભલુ કરનારા પણ આપજ છો. શૂળીનું કામ સોયે સારી લેનારા પણ આપજ છો. સર્વ નાતા કરતાં ભક્તિનો નાતો વિશેષ ગણનારા પણ આપજ છો. પુનઃ આલોક અને પરલોકમાં કલ્યાણ કરનારા પણ આપજ છો. પુનઃ કલ્યાણનો આશીરવાદ આપનારા પણ આપજ છો.

**स्वस्तिकृत्** (૯૦૨)—સર્વનું કલ્યાણ કરનારા પણ આપ છો.

**स्वस्ति:** (૯૦૩)—કલ્યાણની મૂર્તિ પણ આપજ છો.

**स्वस्तिभुक्** (૯૦૪)—કલ્યાણ ભોગવનારા પણ આપજ છો, કારણ કે સર્વ ભોક્તાઓના આપ અંતરાત્મા છો.

**स्वस्तिदक्षिण** : (૯૦૫)—વિલંબ કર્યા વગર તત્કાળ કલ્યાણુ કરનારા પણુ આપજ છો. પુનઃ કલ્યાણુ કરવાને સમર્થ અને કલ્યાણુ કરવાની યોગ્યતા અયોગ્યતા જોનારા પણુ આપજ છો. પુનઃ કલ્યાણુજ જેની દક્ષિણા છે તેવા પણુ આપજ છો.

अरौद्रः कुण्डली चक्रीविक्रम्यूर्जितशासनः।

शब्दातिगः शब्दसहः शिशिरः शर्वरीकरः ॥ ॥ ९७ ॥

**अरौद्र** : (૯૦૬)—સંસારના કલેશ કંકાશથી રહિત શાંત આત્મા પણુ આપજ છો.

**कुण्डली** : (૯૦૭)—લીલાવતારમાં કુંડળ ધારણુ કરનારા પણુ આપજ છો. પુનઃ મનુષ્ય શરીરના આધારભૂત કુંડળી ચક્ર પણુ આપજ છો. પુનઃ ચોરાશી લક્ષનું કુંડાળું ફરનારા પણુ આપજ છો.

**चक्री** (૯૦૮)—ચક્રધારી વિષ્ણુમૂર્તિ પણ આપજ છો. પુનઃ લક્ષચોરાશીના ચક્ર ઉપર ચઢેલા અને ચક્રાવો દેનારા પણુ આપજ છો; પુનઃ ભવસાગરની વમળ ચક્રી પણુ આપજ છો.

**विक्रमी** (૯૦૯)—વ્યક્તિભાવમાં અદ્દ્ભુત પરાક્રમો કરનારા પણુ આપજ છો. પુનઃ અનંત કોટી બ્રહ્માંડોની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનારા પણુ આપજ છો. પુનઃ વ્યષ્ટિગત અને સમષ્ટિગત તંત્ર ચલાવનારા પણુ આપજ છો.

**ऊर्जितशासन** : (૯૧૦)—ઊર્જિત એટલે પ્રૌઢ અને શાસન એટલે આજ્ઞા. સર્વને શાસન કરનારા પણુ આપજ છો. આપનો પ્રતાપ પ્રૌઢ છે. આપના ઉપર કોઇ ન્યાય નથી. આપજ સ્વતંત્ર છો. આપની આજ્ઞા એજ છેવટનો ન્યાય છે.

**शब्दातिग** : (૯૧૧)—શબ્દ એટલે બાવન અક્ષરોથી નિષ્પન્ન

ચએલો શબ્દ અને અતિગ એટલે પાર ગએલો. શબ્દ સંજ્ઞાથી અતીત પણ આપ જ છો. પુનઃ અનામીનામ અથવા અવાચ્યપદ અકથપદ પણ આપ જ છો. કેવળ લક્ષ્યાર્થરૂપ પણ આપ જ છો. પુનઃ આપનાં સર્વ નામો, સર્વ રૂપો, સર્વ ગુણો, સર્વ કર્મો, સર્વ મહિમા અને સર્વ પરાક્રમો વાણી ઉચ્ચારની પાર છે.

**शब्दसह** : (૯૧૨)—શબ્દ એટલે વ્યુત્પત્તિ અથવા વેદ, અને સહ એટલે સહાય કરનાર. શબ્દ સહિત પણ આપ જ છો. અગમ પદની ગમ પાડવા, અથવા અલક્ષ્યનું લક્ષ્ય કરાવવા શબ્દ સંજ્ઞા ઉપયોગમાં લેવાની જરૂર પડે છે; તેથી શબ્દ રૂપ પણ આપ જ છો. પુનઃ શબ્દના વાચ્યાર્થરૂપ અને લક્ષ્યાર્થરૂપ પણ આપ જ છો. પુનઃ લક્ષ્યાર્થ સૂચક શબ્દ સંજ્ઞા પણ આપ જ છો. પુનઃ લક્ષ્યના લક્ષ્ય અને તેના પણ લક્ષ્ય આપ જ છો.

**शिशिर** : (૯૧૩)—શિશિર ઋતુ. ઋતુઓમાં શિશિર ઋતુ પણ આપ જ છો. પુનઃ જીવોને ત્રિવિધ તાપોની શાંતિ કરનારા પણ આપ જ છો. પુનઃ દુઃખી થતા પક્ષીઓને શિશિરરૂપ થઇને ફળરૂપ શાંતિ દેનારા પણ આપ જ છો.

**शर्वरीकर** : (૯૧૪)—શર્વરી એટલે રાત્રિ અને કર એટલે કરનાર. જ્ઞાની અને અજ્ઞાની ઉભયની રાત્રિ કરનારા પણ આપ જ છો. પુનઃ વ્યક્તિ જીવને સ્વરૂપ વિસ્મૃતિ કરાવનારા પણ આપ જ છો. પુનઃ અજ્ઞાન અને અવિદ્યારૂપી રાત્રિ કરનારા પણ આપજ છો.

अक्रूरः पेशलोदक्षो दक्षिणः क्षमिणांवरः ।

विद्वत्तमो वीत भयः पुण्यश्रवण कीर्तनः ॥ ९८ ॥

**अक्रूर** : (૯૧૫)—કોમળ. ક્રૂરતાથી રહિત પણ આપ જ છો. પુનઃ જો કે આપ ન્યાયી છો તો પણ આપનો ન્યાય ક્ષમા સહિત

છે, તેથી પ્રાણી માત્ર ઉપર દયા કરનારા પણ આપ જ છો. પુનઃ અધર્મી અને પાપીને ન્યાય આપતી વખતે પણ આપ અક્રૂર રહો છો.

**પેશલ** : (૯૧૬)—શોભા. વ્યક્તિ ભાવમાં મન, વાણી અને કાયા એ ત્રણેની શોભા આપને જ છે. પુનઃ અંતર અને બહાર એક સમાન સુંદર પણ આપ જ છો. પુનઃ સર્વને સમઅંશ એટલે પોતાનોઅંશ ગણીને સર્વમાં પોતાવટ રાખનારા પણ આપ જ છો.

**दक्ष** : (૯૧૭)—કુશળ. વ્યક્તિ ભાવમાં દિક્ષા લીધેલા અથવા શિષ્ય બનેલા પણ આપ જ છો. પુનઃ સર્વ વાતે કુશળ અને સર્વ વાતે નટખટ વિચિક્ષણ પણ આપ જ છો. પુનઃ લોકપાળ દક્ષપ્રજાપતિ રૂપે પણ આપ જ છો.

**दक्षिण** : (૯૧૮) કૂશળ–વ્યક્તિભાવમાં સર્વ કામો કરવામાં કુશળ વિચિક્ષણ પણ આપ જ છો. પુનઃ શત્રુઓનો સંહાર કરનારા પણ આપજ છો. પુનઃ દક્ષિણ દિશા પણ આપજ છો.

**क्षमिणांवर** : (૯૧૯)—સહન શક્તિ કરનારાઓમાં ઉત્તમ. ક્ષમા કરનારાઓમાં ઉત્તમ શ્રેષ્ઠ ક્ષમા કરનારા પણ આપ જ છો. પુનઃ અનંત કોટી જન્મોનાં કરેલાં પાપ અને પુણ્યરૂપ કર્મોને ભસ્મ કરીને સ્વરૂપજ્ઞાન કરાવનારા પણ આપ જ છો. પુનઃ શરણે આવેલાને અભયદાન કરનારા પણ આપ જ છો. પુનઃ અશરણના શરણ પણ આપ જ છો.

**विद्वत्तम** : (૯૨૦)—વિદ્વત્ એટલે વિદ્વાન્ અને તમ એટલે ઉત્તમ. વ્યક્તિ ભાવમાં ઉત્તમ વિદ્યા જાણનારા પણ આપ જ છો. પુનઃ બ્રહ્મવિદ્યા જાણનારા પણ આપ જ છો. પુનઃ સર્વ વિદ્વાનોમાં શ્રેષ્ઠ પણ આપ જ છો. પુનઃ અહંપદ વ્યક્તિ સૂચક છે. અને આપ અવ્યક્ત છો તે છતાં પણ અહંપદનો સ્વીકાર કરનારા પણ આપ જ છો.

**વીતભય** : (૯૨૧)—ભય રહિત. જગતમાં વસ્તુ સ્થિતિ પણ આપ એક જ છો, અને સર્વ જગતના ઉપાદાન કારણ પણ આપ છો તેથી આપને કોઈ વાતે ભય નથી. પુનઃ આપ ભયથી રહિત છો. અને આપના ભક્ત જનોને ભયથી રહિત કરનારા છો. પુનઃ આપનું નામ સ્મરણ સર્વ પ્રકારના ભયથી મુક્ત કરનારૂં છે. પુનઃ અભયપદ પણ આપ જ છો.

**पुण्य श्रवण कीर्तन** : (૯૨૨)—આપનાં નામોનું શ્રવણ. સ્મરણ, કથા કીર્તનનું શ્રવણ, સ્મરણ, ( શ્રવણ, મનન, અને નિદિધ્યાસન ) સર્વને પુણ્ય કર્મરૂપ છે. પુનઃ આપના ગુણ માહાત્મ્યની કથાઓનું કથન તથા શ્રવણ. તેમ જ આપના ગુણ મહાત્મ્ય દર્શાવનારાં કીર્તનોનું ગાનતાન એ સર્વ મનુષ્યોને પાવન કરનારાં છે. પુનઃ આપનું કીર્તન કાનને પવિત્ર કરનારૂં છે. પુનઃ આપની કથા શ્રવણ, અને નામ શ્રવણ તેમજ કીર્તન શ્રવણ, કહેનાર અને સાંભળનાર ઉભયને પાવન કરનારાં છે.

उत्तारणो दुष्कृतिहापुण्यो दुःस्वप्ननाशनः ।
वीरहा रक्षणः संतोजीवनः पर्यवस्थितः ॥ ९९ ॥

**उत्तारण** : ( ૯૨૩ )—તારનાર પાર ઉતારનાર એટલે ભવસાગરમાં ડૂબી જતા જીવોને પેલી પાર કરનારા પણ આપ જ છો. પુનઃ મહામાયાની પાર કરનારા પણ આપ છો. પુનઃ સંસારરૂપી વિષને ઉતારનારા પણ આપ જ છો. પુનઃ જન્મ મરણરૂપી રોગનું ઔષધ પણ આપ જ છો. પુનઃ પ્રાણાંતકાળે આપના નામનું શ્રવણ તથા સ્મરણ તથા ચિન્તવન સંભ્રમરૂપી વિષને ઉતારવાનો ઉપાય છે.

**दुष्कृतिहा** ( ૯૨૪ )—દુષ્ટ કર્મોનો નાશ કરનારા પણ આપ

છો. પુનઃ દુષ્ટ કર્મ કરનારાઓનો નાશ કરનારા પણ આપ જ છો. પુનઃ આપનું નામ સ્મરણ સર્વ દુષ્કૃતિનો નાશ કરનારૂં છે.

**पुण्य** : ( ૯૨૫ ) સુકૃતરૂપ કર્મ પણ આપ જ છો. પુનઃ પુણ્યનું ફળ સુખ તે આપનારા પણ આપ જ છો. પુનઃ આપનું નામ સ્મરણ, નામ શ્રવણ, આપનું શરણ, આપની પરાભક્તિ, અને આપનું જ્ઞાન મનુષ્યોને પુણ્યકર્મરૂપ છે. પુન; શ્રુતિ સ્મૃતિથી પુણ્ય કર્મ કરવાનો બોધ કરનારા પણ આપ જ છો. પુનઃ ઉત્તમ ભાગ્ય પણ આપ જ છો.

**दुःस्वप्ननाशन** : ( ૯૨૬ )—ખરાબ અને ભયજનક સ્વપ્નોનો નાશ કરનારા પણ આપ જ છો. પુનઃ અંતકાળે દુર્વાસનાને લઈને સ્વપ્ન જેવો ભયંકર યમલોક દેખાતો નાશ કરનારા પણ આપ જ છો.

**वीरहा** ( ૯૨૭ )—લીલાવતારમાં મોટમોટા શૂરવીરોનો નાશ કરનારા પણ આપ જ છો.

**रक्षण** : ( ૯૨૮ )—પ્રારબ્ધ પર્યંત સર્વનાં શરીરોની રાત્રિ દિવસ રક્ષા કરનારા પણ આપ જ છો.

**सत** : ( ૯૨૯ )—જગતમાં સાધુ મહાત્માના સ્વરૂપે પણ આપ જ છો. પુનઃ વ્યક્તિભાવમાં સન્માર્ગે વર્તનારા પણ આપ જ છો.

**जीवन** : ( ૯૩૦ )—સર્વના જીવનરૂપ પણ આપ જ છો. પ્રાણીઓની ચૈતન્યકળા પણ આપ જ છો.

**पर्यवस्थित** : ( ૯૩૧ )—ફેલાઈને રહેવું. આકાશની પેઠે સર્વ તરફથી વીંટાઈ રહેનારા ચૈતન્યરૂપે પણ આપ જ છો.

अनंतरूपोऽनंतश्रीर्जितमन्युर्भयापहः ॥
चतुरस्रो गभीरात्मा विदिशोव्यादिशोदिशः ॥ १०० ॥

**अनंतरूप** : ( ૯૩૨ )—અનંતરૂપોવાળા પણ આપ જ છો. દ્રશ્ય જગતરૂપે પણ આપ જ છો. માયાકૃત નામ અને રૂપવાળા પણ આપ જ છો. પુનઃ અનંતરૂપોને ધારણ કરનારા પણ આપ જ છો.

**अनंत श्री** : ( ૯૩૩ )—અનંત લક્ષ્મીવાળા, અનંત માયાવાળા, અનંત વિદ્યાવાળા અને અનંત શોભાવાળા પણ આપ જ છો.

**जितमन्यु** : ( ૯૩૪ )—જીત એટલે જીત્યો અને મન્યુ એટલે ક્રોધ. અક્રોધ મૂર્તિ પણ આપ જ છો. પુનઃ વ્યક્તિભાવમાં કામ ક્રોધોના આવેશોને જીતનારા તથા મનના વિકારોને જીતનારા પણ આપ જ છો.

**भयापह** : ( ૯૩૫ )—ભયનો નાશ કરનાર. ભયભીતિનો નાશ કરનારા પણ આપ જ છો. પુનઃ આપનું નામ સ્મરણ સર્વભયનો નાશ કરનારૂં છે, અને અંતકાળે યમપાશથી મુક્ત કરનારૂં છે. પુનઃ કાળના કાળ પણ આપ જ છો. પુનઃ જ્ઞાની અને ભક્તજનોનો મૃત્યુનો ભય કાઢનારા ( એટલે નિર્ભય કરનારા ) પણ આપ જ છો.

**चतुरस्र** : ( ૯૩૬ )—ચોખંડા આકારવાળા પણ આપ જ છો પુનઃ ચાર વેદોની ચાર બાજુઓવાળા પણ આપ જ છો. પુનઃ ચાતુર્યનો સ્રાવ (વરસાદ ) કરનાર પણ આપ જ છો.

**गभीरात्मा** ( ૯૩૭ )—ગંભીરતાવાળા પણ આપ જ છો. ઉંડા વિચારવાળા પણ આપ જ છે.

**विदिश** : ( ૯૩૮ )—સ્વતંત્ર. દિશાની મર્યાદાપાર અનંત અપાર પણ આપ જ છો. પુનઃ કર્મ અને વાસના પ્રમાણે સર્વ જીવોને જુદાં જુદાં ફળ આપનારા પણ આપ જ છો; પુનઃ દિશાઓના ખૂણા પણ આપ જ છો.

**व्यादिश** : ( ૯૩૯ ) અધિકાર આપનારા. સર્વ દેવોને જુદી જુદી આજ્ઞાઓ કરનારા અને સર્વને જુદી જુદી કામગરી સોંપનારા પણ આપ જ છો.

**દિશ** : ( ૯૪૦ )—દિશા. દિશારૂપે પણ આપ જ છો. ચાર મુખ્ય દિશાઓ ચાર ઉપદિશાઓ ( ખૂણાઓ ) અને આકાશ તથા પાતાળ મલીને દશ દિશારૂપ પણ આપ જ છો. પુનઃ અમર્યાદાવાળા અનંત અપાર પણ આપ જ છો.

अनादि र्भूर्भुवोलक्ष्मीः सुवीरोरुचिरांगदः ।
जननोजन जन्मादि र्भीमोभीम पराक्रमः ॥ १०१ ॥

**अनादि** : ( ૯૪૧ )—આદિપણાથી રહિત પણ આપ જ છો. સદા જેવા ને તેવા અવિકારી પદ છો.

**भू** : ( ૯૪૨ )—પૃથ્વીરૂપે પણ આપ જ છો. પૃથ્વીના કાર્યરૂપ સ્થૂળ અને ભૌતિક શરીરોરૂપે પણ આપ જ છો. પુનઃ ભૂતકાળમાં આપ જ હતા, વર્તમાનકાળમાં આપ જ છો. અને ભવિષ્યકાળમાં આપ જ રહેનારા છો.

**भुवोलक्ष्मी** : (૯૪૩)—પૃથ્વીની શોભારૂપ પણ આપજ છો. પુનઃ પૃથ્વીના કાર્યરૂપ ભૌતિક શરીરોની શોભારૂપ પણ આપજ છો.

**सुवीर** : (૯૪૪)—સારા વીર પુરૂષ પણ આપજ છો. પુનઃ કર્મ અને વાસના પ્રમાણે જીવોને નોંખનોંખી ગતિ દેનારા પણ આપ છો. પુનઃ પ્રાણીઓને નોંખનોંખી ચાલ (ગતિ) આપનારા પણ આપજ છો.

**रुचिरांगद** : (૯૪૫)—લીલાવતારમાં સુંદર બાજુબંધનું આભુષણ ધરનારા પણ આપજ છો. પુનઃ બાળચેષ્ટાઓ કરનારા પણ આપજ છો.

**जनन** : (૯૪૬)—ઉત્પન્ન કરનાર. પ્રાણી માત્રના જનક અને જનુની અથવા માતા અને પિતા પણ આપજ છો.

પુનઃ શિવ અને શક્તિ, પુરૂષ અને પ્રકૃતિ, બ્રહ્મ અને માયા પણ આપજ છો.

**जनजन्मादि :** (૯૯૭)—જન=મનુષ્યો, લોકો, જન્મના આદિ કારણ અથવા પ્રથમ સ્ફૂરણા અથવા એકોહં પ્રતીતિ તે પણ આપજ છો. પુનઃ ઉત્પત્તિ રહિત અજન્મ પણ આપજ છો. પુનઃ પોતેપોતાની મેળે પ્રગટ થનારા સ્વયંભૂ પણ આપજ છો. પુનઃ નિર્વિકાર પણ આપજ છો. પુનઃ મનુષ્યોના આદિકર્તા એવા બ્રહ્મા પણ આપજ છો.

**भीम :** (૯૪૮)—વ્યક્તિ ભાવમાં ભયજનક કામો કરનારા પણ આપ છો. પુનઃ મૃત્યુકાળે યમસ્વરૂપ દેખાડીને જીવોને બીવરાવનારા પણ આપજ છો. પુનઃ પાંડવોમાં ભીમસેન પણ આપજ છો.

**भीमपराक्रम :** (૯૪૯)—ભયંકર કામો કરનારા પણ આપજ છો.

आधारनिलयोधाता पुष्पहासः प्रजागरः।

उध्वर्गः सत्पथाचारः प्राणदः प्रणवः पणः ॥ १०२ ॥

**आधारनिलय :**—આધાર એટલે આધાર અને નિલય એટલે સ્થાન. આપ આધારના પણ આધાર અને તેના પણ આધાર છો. પુનઃ દ્રશ્ય જગત જેમાં લય થાય છે, તેવા છો. પુનઃ [1]લયચિન્તન વિધિમાં શરીરનો લય પૃથ્વીમાં પૃથ્વીનો જળમાં, જળનો લય તેજમાં, તેજનો લય વાયુમાં, વાયુનો લય આકાશમાં, આકાશનો લય મહતત્વમાં, મહતત્વનો લય માયામાં, અને માયાનો લય બ્રહ્માસ્મિપદમાં એ પ્રમાણે લયચિંતન સમાધિ કરનારના આધાર આશ્રય

---

૧. એકએકમાં લય કરવાના ક્રમને ઉપસંહાર કહે છે અને એકએકમાંથી ક્રમસર પ્રગટ કરવાના ચિન્તનને ઉપક્રમ વિધિ કહે છે. (લોમવિલોમ ક્રમ)

આપ છો. પુનઃ માયા અને માયાકૃત પંચમહાભૂતો અને તે પછી તેમના આપસઆપસના મિલાપમાં પંચિકૃત ભૌતિક શરીરોના નિવાસસ્થાન પણ આપજ છો. પુનઃ સર્વને પોતામાં સંકેલીને બીજ-રૂપે એક થઇ રહેનારા પણ આપજ છો. પુનઃ અનિર્વચનીય પ્રપંચ સર્વના આશ્રય આધાર પણ આપજ છો.

**धाता** (૯૫૧)—ધારણ કરનાર, પાલન કરનાર, સર્વને ધારણ કરનારા પણ આપ જ છો. સૂર્ય, ચંદ્ર, પૃથ્વી અને માયિક પ્રપંચ સર્વને ધારણ કરનારા પણ આપ જ છો. પુનઃ જગત જનુની માયા આપના એક કલ્પિત દેશમાં ( અધ્યારોપ, કલ્પિત, અનિર્વચનીય, અને સાન્ત એવી ) દ્રશ્ય સર્વ જગતોને ( આપના અધ્યક્ષપણાથી ) ધારણ કરે છે, તે માયાને પ્રલયકાળે દ્રષ્ટા અને સાક્ષીપદમાં સંકેલીને ( વાસના બીજ કરીને ) સંસ્કાર રૂપે ધારણ કરી લેનારા પણ આપ જ છો. પુનઃ ઉત્પતિ કાળે ( જન્મ કાળે ) દ્રશ્ય પ્રપંચનો વિસ્તાર ફેલાવનારા પણ આપ જ છો.

**पुष्पहास** : (૯૫૨)—પુષ્પ એટલે ફુલ અને હાસ એટલે હસવું. લીલાવતારમાં હાસ્ય કરતી વેળા શ્વેત પુષ્પ જેવા શ્વેત દાંત દેખાતા હોવાથી પુષ્પહાસ કરનારા પણ આપ જ છો. પુનઃ વ્યક્તિ જીવોને હાસ્ય કરાવનારા પણ આપ જ છો.

**प्रजागर** : (૯૫૩)—પ્ર+જાગર–વિશેષ જાગૃત. નિત્ય નિરંતર જ્ઞાન જાગૃત રહેનારા પણ આપ છો. પુનઃ પ્રાણી માત્રને સુષુપ્તિમાંથી જગાડનારા પણ આપ છો. પુનઃ સર્વ કાળ જાગૃત અવસ્થામાં રહેનારા પણ આપ છો. પુનઃ સર્વકાળ ચેતન ( હોંશીયાર, તત્પર ) રહેનારા પણ આપ જ છો.

**ऊर्ध्वग** : (૯૫૪)—ઊંચી ગતિએ જનારા એટલે ઉત્તમ લોકમાં

ગતિ કરનારા પણ આપ જ છો. પુનઃ સર્વના મુસ્તક ઉપર જનારા પણ આપ છો. પુનઃ ઉંચે આકાશમાં ગમન કરનારા પણ આપ છો પુનઃ સમાધિમાં શૂન્ય[1] શિખર ઉપર જનારા પણ આપ જ છો.

**સત્યધર્માચાર** : (૯૫૫)—ન્યાય નીતિ અને સત્યનો આચાર પાળનારા પણ આપ જ છો. પુનઃ સન્માર્ગનું કદિપણુ ઉલ્લંઘન ન કરનારા પણ આપ જ છો. પુનઃ લોકોને સન્માર્ગે ચઢાવનારા પણ આપ જ છો.

**પ્રાણદઃ** : (૯૫૬)—સર્વ પ્રાણીઓને પ્રાણચેતન આપનારા પણ આપ છો. પુનઃ ગર્ભવાસમાં ગર્ભના પ્રાણનું પોષણ કરનારા પણ આપ છો. પુનઃ શરીર બહારના વાયુ તત્વમાંથી પ્રાણીઓના જીવન પોષક શ્વાસ ( ઓકસીજનને ) ને શરીરની અંદર ખેંચનારા અને અંદરના બગડેલા ( કારઓનીક ગ્યાસ ) શ્વાસને બહાર કાઢનારા અથવા પ્રાણ અને અપાન શ્વાસોશ્વાસ કરાવનારા પણ આપ જ છો.

**પ્રણવઃ** : (૯૫૭)—ઓંકાર સ્વરૂપ પણ આપ જ છો. પુનઃ ઓંકારના પ્રતિબિંબરૂપ અધોમુખ ( ઉલટી ) પ્રતીતિ થઇને સર્વ પ્રાણીઓના હૃદય સ્થાનમાં જીવરૂપ ( અ–ઉ+મ્ ) થઇને રહેનારા પણ આપ જ છો. પુનઃ ઓંકારના વાચ્યાર્થ અને લક્ષ્યાર્થથી જ આપના બ્રહ્મસ્વરૂપની ગમ પડી શકે છે. પુનઃ ઓંકાર એ જ સર્વનું બીજ છે. અને ઓંકાર એજ આપનું સ્વરૂપ છે. અને ઓંકાર પણેજ આપ સર્વમાં રહેલા છો. ત્રિપાદવાળા ઓંકારમાંથી ત્રણ ગુણો થયા. ઓંકારમાંથી ત્રણ સત્તાઓ થઇ. ઓંકારમાંથી ત્રિપદા ગાયત્રી પ્રગટ થઇ ત્રિપદામાંથી ત્રણ વેદ ( ઋક, સામ, અને યજુસ ) પ્રગટ થયા. ત્રણ વેદમાંથી ત્રણ અવસ્થા ( જાગૃત, સ્વપ્ન અને સુષુપ્તિ ) અને

---

૧ ચતુર્થ ભૂમિકા, તુર્યાવસ્થા

ત્રણ અવસ્થામાંથી ભૂઃ ભુવઃ સ્વઃ ત્રણ લોક સ્થિતિ એ પ્રમાણે પ્રણવના વિસ્તારરૂપ ( જગત ) પણ આપ જ છો. પુનઃ પ્રણવરૂપે પ્રાણીઓની પ્રાણગતિ ( શ્વાસોચ્છ્વાસ ) પણ આપ જ છો. પુનઃ અકાર અક્ષરથી સર્વ અક્ષરોમાં; અને જાગૃત સૃષ્ટિમાં સતોગુણ રૂપે વ્યાપક થઈ રહો છો; ઉકારવડે સ્વપ્ન સૃષ્ટિમાં રજોગુણરૂપે વ્યાપક થઈ રહો છો; અને મકારવડે સર્વની સુષુપ્તિમાં તમો રૂપે વ્યાપક થઇ રહો છો, અને અર્ધ માત્રા બિંદુ સ્વરૂપ તે તો આપની સત્વગુણી માયા છે. તે માયા બિંદુ માત્રામાં જ અનંત કોટિ જગતોનો આવિર્ભાવ અને તિરોભાવ કરે છે. પુનઃ આપના અણુ પ્રદેશમાં અનિર્વચનીય માયા છે અને તે માયાથી પર બિંદુ છે; અને બિંદુની પાર નિજ પદ છે; એવી રીતે વાચ્ય અને વાચક રૂપ તેમ જ જેને વૈરાટ સ્વરૂપ પિંડ બ્રહ્માંડરૂપની યોગ્યતા છે એવા પ્રણવ એટલે ઓંકારરૂપ આપ જ છો. પુનઃ સગુણ સાકાર બ્રહ્મરૂપે આપ જ એક વસ્તુ સ્થિતિ છો. સગુણ સાકાર અને નિર્ગુણ નિરાકાર એ બંન્ને જેમાં અધ્યસ્ત છે, એવા આપ સર્વાતીત પદ છો. નેતિ અવશેષ અસ્તિત્વ છો. પુનઃ પારમાર્થિક, પ્રાતિભાસિક, અને વ્યવહારિક સત્તા પણ આપ જ છો. એટલે કે તત્વબ્રહ્મ જીવ, ઈશ્વર, અને જીવાભાસ પ્રતીતિઓ પણ આપ જ છો.

**पण** (૯૫૮)—વ્યવહાર કરનારા. સંસારમાં લક્ષચોરાશી ફરવાના ટેકવાળા પણ આપ જ છો. પુનઃ સત્ય પ્રતિજ્ઞા કરનારા પણ આપ જ છો.

प्रमाणं प्राणनिलयः प्राणभृत्प्राणजीवनः ।

तत्वं तत्वविदेकात्मा जन्ममृत्युजरातिगः ॥ १०३ ॥

**प्रमाणम्** ( ૯૫૯ )—સર્વ પ્રમાણોના પ્રમાણરૂપ પણ આપજ છો. સર્વ વ્યક્તિઓમાં પોતપોતાને જાણવારૂપ સ્વ–અનુભવ એવી પર

પ્રમાણુની મૂર્તિ પણ આપ જ છો. પુનઃ (પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, શબ્દ, અર્થાપત્તિ અને અનુપલબ્ધિ) પ્રમાણોદ્વારાએ સિદ્ધ કરાએલા પણ આપ જ છો. પુનઃ (અવ્યક્ત હોવા છતાં) વ્યક્તિભાવમાં શરીરરૂપી પ્રમાણુમાં (માપમાં) આવનાર પણ આપ છો. પુનઃ નિશ્ચયાત્મક પ્રમાણ પણ આપ જ છો.

**प्राणनिलय :** (૯૬૦)—પ્રાણુ + નિલય=સ્થાન. સર્વપ્રાણોના ભંડાર પણ આપ છો, તેથી આપ પ્રાણોના આવાસ (ઘર) છો. પુનઃ પ્રાણો આદિના કોષરૂપ[1] અને પુર્યાષ્ટક[2] પણ આપજ છો. સર્વ (પ્રાણીઓના) પ્રાણુના ભંડાર વાયુતત્વ પણ આપજ છો.

**प्राणभृत्** (૯૬૧)—પ્રાણોનું ભરણપોષણ કરનારા પણ આપજ છો. જેને જેવો અને જેટલો જોઇએ તેને તે પ્રમાણે આપનારા, જેને જે રસ્તેથી પ્રાણુ જોઇએ તેને તે રસ્તેથી પ્રાણુ આપનારા, પણ આપજ છો.

**प्राणजीवन :** (૯૬૨)—પ્રાણુના પણ પ્રાણુ અથવા પ્રાણુના પણ જીવન એવા જીવાત્મા[3] પણ આપજ છો. પુનઃ પ્રાણોની વ્યવસ્થા કરનારા પણ આપજ છો. પુનઃ દેવદત્ત, કુર્મ વીગેરે દશ પ્રાણુના જીવન પણ આપજ છો.

**तत्त्वम्** (૯૬૩)—જગત સર્વમાં તત્વ એટલે સાર વસ્તુ પણ આપ જ છો. પુનઃ બ્રહ્મ—આત્મ તત્વ પણ આપ જ છો. પુનઃ વસ્તુપણામાં આપ જ વસ્તુ છો. પુનઃ સૂક્ષ્મતમ સર્વત્ર સર્વવ્યાપક ચૈતન્ય તત્વ પણ આપ જ છો. પુનઃ શ્રેષ્ઠતમ વસ્તુ પણ આપ જ છો.

---

૧ અન્નમય, પ્રાણુમય, મનોમય, વિજ્ઞાનમય, અને આનંદમય કોષ. (કોટ, પડ.)

૨ જ્ઞાનેંદ્રિયપંચક, કર્મેન્દ્રિયપંચક, અંતઃકરણચતુષ્ટય, પ્રાણાદિપંચક, પંચમહાભૂતપંચક, કામ, ત્રિવિધકર્મ, અને વાસના એવી આઠ પુરીઓ. (નગરીઓ).

૩ મુખ્ય જીવ વૈરાટ પુરૂષ.

પુનઃ તત્વ એટલે મુદ્દાની વાત નિજજ્ઞાન "અહં અસ્મિપદ" પણ આપ જ છો. એટલે કે સંસાર સર્વ અનિષ્ટ (અનિચ્છિત) છે, અને સંસારમાયાથી રહિતપણું ઇષ્ટરૂપ છે.

**तत्त्वविद्** (૯૬૪)—તત્વ બ્રહ્મને જાણનારા તત્વજ્ઞાની પણ આપ જ છો. પુનઃ તત્વ અને અતત્વને જાણનારા પણ આપ જ છો; એટલે કે વસ્તુ અને અવસ્તુ અથવા બ્રહ્મ અને માયાને જાણનારા પણ આપ જ છો. પુનઃ વ્યક્તિભાવમાં આત્મજ્ઞાની અને બ્રહ્મજ્ઞાની પણ આપ જ છો. પુનઃ તત્વદર્શી એટલે તત્વ જાણીને તત્વ પરાયણ રહેનારા પણ આપ જ છો.

**एकात्मा** (૯૬૫) આપ એકજ આત્મા છો. દ્રશ્ય સર્વ અનાત્મા છે. પુનઃ આપ એક છો તો પણ દૈવી માયાને લીધે એકના અનેકરૂપ થયેલા જણાઓ છો અને અનેકરૂપે જણાવા છતાં તે પ્રત્યેક વ્યક્તિને અહં—સ્વયં—એકં એવી એકપણાની પ્રતીતિ કરાવનારા પણ આપ જ છો. પુનઃ એકના અનેક અને અનેકના એક થનારા પણ આપ જ છો. પુનઃ જગતપણે અને અનેકપણે જણાવા છતાં આપ સદા અવિકારી, અખંડ, એક અદ્વૈત પદ છો. પુનઃ આપ જ એક વસ્તુસ્થિતિ છો. માયિક પ્રતીતિઓ સર્વ અવસ્તુરૂપ, ભ્રાંતિરૂપ, મનના સંભ્રમરૂપ છે. અને જો કે ભ્રાંતિરૂપ છે તોપણ તે માયાને આપનો આશ્રય છે, તેથી જીવોને લક્ષચોરાશીનું ભ્રમણ કરાવે છે. જેમ સ્વપ્ન દશામાં સ્વપ્ન અનુભવ સત્ય જેવો ભાસે છે તેમ ભ્રાંતિ કાળમાં અથવા સ્વરૂપ અજ્ઞાનમાં લક્ષચોરાશીનું ભ્રમણ પણ સત્ય જેવું ભાસે છે. માયાની ઇંદ્રિજાળ સર્વ જીવોને અહં અને મમ સત્ય ઠસાવતી જાય છે, પરમાર્થે દશામાં અવિકારી અદ્વૈત આત્મા આપ જ છો.

**जन्ममृत्युजरातिग** : (૯૬૬)—જન્મ, મૃત્યુ અને જરાથી

રહિત પણ આપ જ છો. સદા અવિકારી આત્મતત્વ પણ આપ જ છો. પુનઃ આપના ભક્તજનોને જન્મજરા અને મૃત્યુ રહિત કરનારા પણ આપ જ છો. પુનઃ જ્ઞાની અને ભક્તજનોને આપના પરમાત્મા સ્વરૂપમાં આત્યાંતિક લય કરનારા એટલે સાયુજ્ય મોક્ષ આપનારા પણ આપ જ છો.

भूर्भुवःस्वस्तरुस्तारः सपिता प्रपितामहः ।

यज्ञो यज्ञपतिर्यज्वा यज्ञांगो यज्ञवाहनः ॥ १०४ ॥

**भुर्भुवस्स्वस्तरु** : ( ૯૬૭ )—ભૂઃ, ભુવઃ, સ્વઃ, ( જાગૃત સ્વપ્ન, અને સુષુપ્તિ; સ્વર્ગ, મૃત્યુ, અને પાતાળ; આલોક, પરલોક, અને અપવર્ગ; ) આદિ ગતિઓના તરૂ એટલે વૃક્ષ પણ આપ જ છો. એટલે કે આપના અવિકારી અધિષ્ઠાન પદમાં માયાને ( ભ્રાંતિને) લઈને સ્વસ્વરૂપ વિસ્મૃત થવાથી ઉપરની પ્રતીતિઓરૂપે જણાતા પણ આપ જ છો. પુનઃ વૃક્ષને જેમ શાખાઓ હોય છે તેમ લોક અને લોકાંતરોરૂપ પ્રતીતિઓ શાખાઓરૂપ છે. પુનઃ સર્વના ઉપાદાન કારણ પણ આપ જ છો. અને સર્વમાં અનુસ્યૂત વ્યાપી રહેનારા પણ આપ જ છો.

**तार** : ( ૯૬૮ )—ભવસાગરને તરનારા, અને મુમુક્ષુજનોને તારેનારા પણ આપ જ છો. પુનઃ તાર એટલે એક સરખા વ્યાપક પણ આપ જ છો. પુનઃ માયાના છેવટના તળીયા સુધી ખબર લેનારા પણ આપ જ છો. પુનઃ તાર એટલે તારક મંત્ર ઓંકાર પણ આપ જ છો. પુનઃ તાર એટલે ભક્તજનોને ભજનમાં એકતાર ( અવિચ્છિન્ન ) કરનારા પણ આપ જ છો. પુનઃ સંસાર સાગરનો પાર લેનારા પણ આપ જ છો.

**सपिता** ( ૯૬૯ )—સર્વના પિતા પણ આપ જ છો. પુનઃ

સર્વને ઉત્પન્ન કરનાર, પાળનાર, અને સર્વની સંભાળ લેનાર પણ આપ જ છો. પુનઃ સર્વની રક્ષા કરનારા પણ આપ જ છો.

**પ્રપિતામહ** : ( ૯૭૦ )—પિતાના પિતા અને તેના પણ પિતા આપ જ છો. બ્રહ્માના પિતા, પિતામહ અને પ્રપિતામહ પણ આપજ છો.

**યજ્ઞ** : ( ૯૭૧ )—યજ્ઞમૂર્તિ પણ આપ જ છો. પુનઃ પ્રાણીઓને નિરંતર ચાલતા શ્વાસોશ્વાસરૂપ નિર્ધૂમ–યજ્ઞ પણ આપ જ છો. પુનઃ ભજન એજ ભક્ત લોકોનો યજ્ઞ છે. પુનઃ યજન પૂજનરૂપે પણ આપ જ છો.

**યજ્ઞપતિ** : ( ૯૭૨ )—સર્વ યજ્ઞોમાં આપ જ ( પરમાત્મા ) મુખ્ય દેવ છો. પુનઃ આપને જ ઉદ્દેશીને અને આપને જ એક પ્રસન્ન કરવા માટે સર્વ યજ્ઞો કરવામાં આવે છે. પુનઃ સર્વ યજ્ઞોનું ફળ આપનારા પણ આપ જ છો. "**નહિ કલ્યાણકૃત્ કશ્ચિત્ દુર્ગતિં તાત ગચ્છતિ**" હે અર્જુન, પુણ્યકર્મ કદિ નિષ્ફળ જતું નથી અને મારા ભક્તનો કદિ વિનાશ થતો નથી.

**યજ્વા** ( ૯૭૩ )—યજમાન. વ્યક્તિભાવમાં યજમાન રૂપે પણ આપ જ છો.

**યજ્ઞાંગ** : ( ૯૭૪ )—યજ્ઞરૂપી અંગોવાળા પણ આપ જ છો. પુનઃ દ્રવ્યયજ્ઞ, તપયજ્ઞ, યોગયજ્ઞ, સ્વાધાયયજ્ઞ, ( નિત્યકર્મ ) જપયજ્ઞ, પ્રાણાયામયજ્ઞ ભજનયજ્ઞ, યમનિયમયજ્ઞ, મન અને ઈંદ્રિઓના દમન રૂપ યજ્ઞ, બ્રહ્મચર્યયજ્ઞ, સદાચારયજ્ઞ, મૌનયજ્ઞ વિગેરે સર્વ યજ્ઞોરૂપ અંગોવાળા આપ જ છો. પુનઃ આપની સ્વરૂપ પ્રાપ્તિ એજ સર્વ યજ્ઞોનું પર્યવસાન ( છેવટ ) છે.

**યજ્ઞવાહન** : ( ૯૭૫ )—યજ્ઞ એજ આપનું વાહન છે. યજ્ઞ આચરણ કરવું એજ આપની પ્રાપ્તિનું સાધન છે. પુનઃ યજ્ઞારૂઢ

થઇને આપ ગતિમાન થાઓ છો, અને પ્રસન્ન થઇને ફળસિદ્ધિ કરનારા થાઓ છો.

यज्ञभृद्यज्ञ कृद्यज्ञी यज्ञभुग्यज्ञसाधनः ॥

यज्ञान्तकृद्यज्ञगुह्यमन्नमन्नाद एवच ॥ १०५ ॥

**यज्ञभृत् :** ( ૯૭૬ )—સર્વ પ્રકારના યજ્ઞોનો નિભાવ કરનારા પણ આપ જ છો. પુનઃ તેમના યોગક્ષેમ કરનારા પણ આપ જ છો. પુનઃ તેમનું પોષણ કરનારા પણ આપ જ છો. પુનઃ તેમનું સંરક્ષણ કરનારા પણ આપ જ છો.

**यज्ञकृत्** ( ૯૭૭ )—યુગયુગમાં મોટા મોટા યજ્ઞો કરનારા પણ આપ છો. પુનઃ યજ્ઞોનો ભંગ કરનારા દાનવો પણ આપ છો.

**यज्ञी** ( ૯૭૮ )—યજ્ઞ કરનારા પણ આપ જ છો. યજ્ઞ એજ આપની સાકાર મૂર્તિ છે.

**यज्ञभुक्** ( ૯૭૯ )—યજ્ઞના ભોક્તા અને યજ્ઞના ફળદાતા પણ આપ જ છો.

**यज्ञसाधन** : (૯૮૦)—યજ્ઞની સાધન સામગ્રી પણ આપ છો. પુનઃ યજ્ઞદ્વારાએ સાધ્ય થનારા પણ આપજ છો.

**यज्ञान्तकृत्** (૯૮૧)—યજ્ઞની સમાપ્તિ અથવા અંત પણ આપજ છો. પુનઃ યજ્ઞની પૂર્ણતા કરવાને છેક છેલ્લી ક્રિયા પણ આપજ છો. પુનઃ ભક્તજનોનો છેક છેલ્લો વસીલો તેમજ તેમનું છેક છેલ્લું શરણુ પણ આપજ છો. પુનઃ યજ્ઞનો સ્વીકાર કરીને અંતમાં યજ્ઞનું ફળ આપનારા પણ આપજ છો.

**यज्ञगुह्यम्** (૯૮૨)—યજ્ઞનું ગુપ્ત રહસ્ય, તાત્પર્ય અને છૂપો ભેદ પણ આપજ છો.

**अन्नम्** (૯૮૩)—યજ્ઞમાં આહૂતિરૂપ અન્ન પણ આપજ છો. પુનઃ સર્વનું પોષણ કરનાર અન્નદેવ પણ આપજ છો. પુનઃ ભૌતિક શરીરોની ઉત્પત્તિના કારણરૂપ બીજ પણ આપજ છો.

**अन्नाद:** (૯૮૪)—વ્યક્તિભાવમાં અન્નનું ભક્ષણ કરનારા પણ આપજ છો. પુનઃ અન્નવડે બનેલાં ભૌતિક શરીરોરૂપે પણ આપજ છો. પુનઃ અન્નના આદિરૂપ બીજ પણ આપજ છો. પુનઃ અન્નને આપનારા પણ આપજ છો.

आत्मयोनिः स्वयंजातो वैखानः सामगायनः

देवकीनंदनः स्रष्टा क्षितीशः पापनाशनः ॥ १०६ ॥

**आत्मयोनि:** (૯૮૫)—જીવોના આત્મારૂપ ખાણ અથવા જીવોના વ્યક્તિઆત્માનું ઉત્પત્તિસ્થાન પણ આપજ છો. પુનઃ જગત સર્વની ઉપાદાન વસ્તુ પણ આપજ છો. પુનઃ જડ અને ચેતનના નિર્ણયમાં અસલ વસ્તુ અધિષ્ઠાન આત્મા પણ આપજ છો.

**स्वयंजात:** (૯૮૬)—તત્વ બ્રહ્મમાંથી પોતે પોતાની મેળે વ્યક્તિરૂપે સ્વયંભુ પ્રગટ થનારા, અસ્મિપદમાંથી અહં અસ્મિ થનારા, માયા વિશિષ્ટ શબળ બ્રહ્મ થનારા પણ આપજ છો. પોતે પોતાથી પોતામાં અને પોતાપણે (સ્વપ્ન સૃષ્ટિની પેઠે) પ્રગટ થનારા પણ આપજ છો.

**वैखान:** (૯૮૭)—પૃથ્વીને ખોતરનારા વરાહ અવતારધારી પણ આપજ છો.

**सामगायन:** (૯૮૮)—સામવેદના ગાયનના વિષયરૂપ પણ આપજ છો. સામવેદની ઋચાઓ આપનુંજ ગાયન કરે છે. પુનઃ સામવેદના મંત્રોચ્ચારથી આપ મગ્ન થાઓ છો. પુનઃ સામવેદમાં આપ ગાયન કળા થઇને રહ્યા છો. પુનઃ સામવેદનું ગાયન કરનારા પણે પણ આપજ છો.

**દેવકીનંદન** : (૯૮૯)—દેવકીના પુત્ર શ્રીકૃષ્ણ એવા લીલાવતાર ધારણ કરનારા પણ આપજ છો. પુનઃ દેવકીને આનંદ આપનારા તથા ધ્યાન કરનારા પણ આપજ છો.

**સ્રષ્ટા** (૯૯૦)—સૃજનારા (બ્રહ્મા) સૃષ્ટિ સર્વના સૃજનારા (ઉત્પન્ન કરનારા) પણ આપજ છો. પુનઃ દ્રષ્ટિ એવી સૃષ્ટિ "દ્રષ્ટિ રેવ સૃષ્ટિઃ" અને દ્રષ્ટા એવા સ્રષ્ટા એ ન્યાયે સર્વ વ્યક્તિમાં પોતપોતાની નોંખનોંખી સૃષ્ટિઓ કરી રહેવાની વ્યવસ્થા કરનારા પણ આપ છો. પુનઃ વ્યષ્ટિગત અને સમષ્ટિગત રચવાની ગોઠવણો કરનારા પણ આપ છો. "એકોહં બહુસ્યામ" એટલે હું એકના અનેકરૂપ થાઉં તે પ્રમાણે એકના અનેક થનારા પણ આપજ છો. અને તે સર્વના દ્રષ્ટા અને સ્રષ્ટા પણ આપજ છો. પુનઃ મૃત્યુકાળે દ્રશ્ય જગતને વ્યક્તિ દ્રષ્ટા પદમાં સંકેલી લેનારા અને પુનઃ જન્મકાળે દ્રશ્ય જગતનો વ્યક્તિ દ્રષ્ટામાંથી ફરીને વિસ્તાર કરનારા પણ આપજ છો. પુનઃ સર્વ વ્યક્તિઓના અને સર્વ સૃષ્ટિઓના નિયંતા, નિયામક અને સૂત્રધાર પણ આપજ છો.

**ક્ષિતીશ** : (૯૯૧)—ક્ષિતિ એટલે પૃથ્વી અને ઈશ એટલે ઇશ્વર—પૃથ્વીના ઈશ્વર પણ આપજ છો. પૃથ્વીના કાર્યરૂપ ભૌતિક શરીરોના ઈશ્વર પણ આપજ છો.

**પાપનાશન** : (૯૯૨)—પાપનો નાશ કરનારા. પાપનાં ફળ દુઃખનો નાશ કરનારા પણ આપજ છો. પુનઃ આપનું નામ સ્મરણ, અને શ્રવણ, પુનઃ શરણ, આપનુ કથા કીર્તન, અને સ્વરૂપજ્ઞાન, એ સર્વ સાધનો પાપોનાં નાશ કરનારાં છે.

शंखभृन्नंदकीचक्री शार्ंगधन्वागदाधरः ।

रथांगपाणिरक्षोभ्यः सर्व प्रहरणायुधः ॥ १०७ ॥

**શંખભૃત** (૯૯૩)—શંખલા છીપોલીઓ કે જે બંધને બંધ

રહે છે તેમાં રહેનારા જીવોનું ભરણપોષણ કરનારા પણ આપ છો. પુનઃ શંખોમાં પાંચજન્ય શંખને ધારણ કરનારા શ્રી વિષ્ણુ ભગવાન પણ આપજ છો.

**नंदकी** (૯૯૪)—નંદ એટલે આનંદ અને કી એટલે કરનારા. સર્વને આનંદ કરનારા પણ આપ છો. સર્વને પોતાના નિજ આત્માપણે પ્રિય રહેનારા પણ આપજ છો. પુનઃ નંદક વનમાં ફરનારા શ્રી કૃષ્ણરૂપે પણ આપજ છો. પુનઃ નંદકી નામની તરવાર ધારણ કરનારા પણ આપ છો.

**चक्री** (૯૯૫)—સંસાર ચક્રને ચલાવનારા, સંસાર ચક્રમાં આંટા મારનારા પણ આપજ છો. પુનઃ વ્યક્તિભાવમાં પુનરાવર્તનો કરનારા પણ આપજ છો. પુનઃ ચક્રરૂપ આયુધને ધારનારા પણ આપ છો. પુનઃ [૧]ચક્રની પેઠે ગોળ આકારવાળી ગતિ કરનારા પણ આપ છો. પુનઃ ગોળાકાર પૃથ્વી, સૂર્ય, ચંદ્ર, ગ્રહો, નક્ષત્રો પણે પણ આપજ છો. પુનઃ ધારેલી મતલબ પાર પાડવા ખાતર ચક્રાવો દેઇ દેઇને તેનો પુનઃ પુનઃ અભ્યાસ રાખનાર પણ આપજ છો. પુનઃ જળના ધરાની ચકરી પેઠે ભવસાગર સંસારની વમળ ચક્રી પણ આપજ છો.

**शार्ङ्गधन्वा** (૯૯૬)—શાર્ઙ્ગ નામનું ધનુષ ધારણ કરનારા શ્રી કૃષ્ણ પણ આપજ છો.

**गदाधर :** (૯૯૭)—અધર્મી, પાપી, અન્યાયી, અને દૈત્યોનો સંહાર કરવાને ગદા નામનું આયુધ ધારણ કરનાર શ્રી વિષ્ણુ ભગવાન પણ આપજ છો.

---

૧ રાસલીલામાં ચક્રાવો મારતાં એક ગોપી સાથે એક કહાન (પુરૂષ અને પ્રકૃતિ) એવો અદ્દભુત દેખાવ કરનારા, વળી કોઇ કોઇ વાર સંતાઈ (વ્યકતના અવ્યક્ત અને અવ્યક્તના વ્યક્ત થઈ) જતા, અને સ્વાંગમાં અનેક થઈને (સંસાર પ્રવાહ રૂપી [અખંડ] નિરંતર) રાસની રમત કરનારા પણ આપ છો.

**रथांगपाणि:** (૯૯૮)—મહાભારતના યુદ્ધ પ્રસંગમાં ચક્ર નામનું આયુધ ધારણ ન કરવું એવી પ્રતિજ્ઞા લેવા છતાં સમયને અનુસરીને તે પ્રતિજ્ઞાનો ભંગ કરીને પોતાના ભક્ત ( ભીષ્મ )ની પ્રતિજ્ઞા સત્ય કરવા ખાતર પોતાના હસ્તમાં રથના અંગરૂપ ચાક ( પૈડા )ને ચક્રને બદલે ધારણ કરનારા એવા શ્રીકૃષ્ણ પણ આપજ છો.

**अक्षोभ्य:** (૯૯૯)—અ એટલે નહિ અને ક્ષોભ્ય એટલે ખળભળાટ, ઉકળાટ. કોઈથી હરાય નહી, દબાય નહિ, જીતાય નહિ, અને અકળાઓ નહિ એવા અને ન અંજાઈ જનારા પણ આપજ છો. આપ સર્વશક્તિમાન, સ્વતંત્ર છો. આપ અવિકારી છો, તેથી માયાના દબાણથી રહિત છો. પુનઃ આપ ક્ષોભ પામવાથી રહિત છો.

**सर्वप्रहरणायुध:** (૧૦૦૦)—સર્વ એટલે સર્વ, પ્રહરણ એટલે મારવું, આયુધ એટલે શસ્ત્ર. રણસંગ્રામ વેળા ગમે તેને આયુધરૂપ ગણીને આયુધની જગ્યાએ ધારણ કરનારા એવા શ્રીકૃષ્ણ પણ આપજ છો.

**॥ ॐ नम इति ॥**

इतोदं कीर्तिनीयस्य केशवस्य महात्मनः ।
नाम्नां सहस्त्रं दिव्यानामशेषेण प्रकीर्तितम् ॥ १ ॥

ભીષ્મ કહે છે હે યુધિષ્ઠિર રાજા આ પ્રમાણે સહસ્ત્રનામથી શ્રી વિષ્ણુ ભગવાનની સ્તુતિ મેં તમને પુરેપુરી કહી સંભળાવી.—૧

य इदं शृणुयान्नित्यं यश्चापि परिकीर्तयेत् ।
नाशुभं प्राप्नुयात्किंचित्सोऽमुत्रेहच मानवः ॥२॥

જે મનુષ્યો આ સ્તુતિ નિત્ય ગાશે અથવા સાંભળશે તે મનુષ્યોની

કદિ અશુભ ગતિ થશે નહિ. એટલે કે આલોક અને પરલોક એ ઉભય લોકમાં તેમનુ કલ્યાણુ થશે.—૨

वेदांतगोब्राह्मण:स्यात् क्षत्रियो विजयी भवेत् ।

वैश्यो धनसमृद्धः स्याच्छूद्रः सुखमवाप्नुयात् ॥३॥

આ વિષ્ણુ સહસ્રનામ સાંભળવાથી અથવા તેનો પાઠ કરવાથી પાઠ કરનારો જો બ્રાહ્મણુ હશે તો તે વેદાંતના પારને પામશે એટલે કે તે મહાન આત્મજ્ઞાની થશે, ક્ષત્રિય હશે તો તે યુદ્ધ અને રણસંગ્રામમાં વિજય મેળવશે, વૈશ્ય હશે તો વ્યાપારમાં લાભ મેળવશે અને ધનવાન થશે, અને જો તે શૂદ્ર હશે તો તે સંસારમાં સુખી થશે.—૩

धर्मार्थी प्राप्नुयाद्धर्ममर्थार्थी चार्थप्राप्नुयात् ।

कामानवाप्नुयात्कामी प्रजार्थीप्राप्नुयात्प्रजाम् ॥४॥

ધર્મની ઇચ્છાવાળો ધર્મને પ્રાપ્ત થશે, ધનની ઇચ્છાવાળો ધન મેળવશે, કામની ઇચ્છાવાળો કામનાઓને પૂર્ણ કરશે અને પ્રજાની ઇચ્છાવાળો પુત્ર આદિ પ્રજાને પામશે.—૪

भक्तिमान्यः सदोत्थायशुचिस्तद्गतमानसः ।

सहस्रं वासुदेवस्य नाम्नामेतत्प्रकीर्तयेत्॥५॥

यशः प्राप्नोतिविपुलं ज्ञातिप्राधान्यमेवच ।

अचलां श्रियमाप्नोतिश्रेयः प्राप्नोत्यनुत्तमम् ॥६॥

न भयं क्वचिदाप्नोतिवीर्यं तेजश्च विंदति ।

भवत्यरोगो द्युतिमान्बलरूप गुणान्वितः ॥७॥

જે મનુષ્યો પ્રભાતમાં ઉઠીને આ વાસુદેવ ભગવાનની સહસ્ર નામઉચ્ચારણુ સ્તુતિ કરશે તે મનુષ્ય જગતમાં યશને પ્રાપ્ત

થશે, પોતાની જ્ઞાતિમાં પ્રતિષ્ઠા પામશે, અચલ લક્ષ્મીવાન થશે, અને ઉત્તમ સુખને ભોગવશે વળી જે ઠેકાણે આ સ્તોત્રનો પાઠ થશે તે જગ્યાએ કોઇપણ પ્રકારનો ભય રહેશે નહિ તેમજ તે જગ્યા ભુતપ્રેતના ભયથી મુક્ત થશે, વળી પાઠ કરનાર મનુષ્ય વીર્યવાન અને તેજસ્વિ થશે, તેમજ આરોગ્ય, કાંતિમાન તથા ઉત્તમ ગુણવાળો થશે.—૫-૭

रोगार्तो मुच्यते रोगाद्बद्धो मुच्येतबंधनात् ।
भयान्मुच्येत भीतस्तु मुच्येतापन्न आपदः ॥८॥

રોગથી પીડાતો મનુષ્ય રોગથી મુક્ત થશે, જેલખાનાવાળો જેલમાંથી મુક્ત થશે, ભય પામેલો મનુષ્ય ભયથી મુક્ત થશે અને દુઃખ સંકટ અને આપત્તિમાં આવેલો મનુષ્ય સર્વ આપત્તિઓમાંથી મુક્ત થશે.—૮

दुर्गाण्यतितरत्याशु पुरुषः पुरुषोत्तमम् ।
स्तुवन्नाम सहस्रेण नित्यं भक्तिसमन्वितः ॥९॥

જે પુરૂષ પુરૂષોત્તમ એવા શ્રીવિષ્ણુનાં સહસ્રનામ સંબોધન કરીને સહસ્ર નામનો ભક્તિ સહીત નિત્ય પાઠ કરશે તે સર્વ દુઃખોથી મુક્ત થશે.—૯

वासुदेवाश्रयो मर्त्यो वासुदेव परायणः ।
सर्वपाप विशुद्धात्मा याति ब्रह्म सनातनम् ॥१०॥

જે મનુષ્યો શ્રી વાસુદેવનો આશ્રય લઇને તેમનું શરણ સ્વીકારશે તથા વાસુદેવ પરાયણ થઇ રહેશે એટલે કે સર્વકાળ વાસુદેવમાં મન રાખનારા થશે તે મનુષ્યો સર્વ પાપોથી મુક્ત થઇને શુદ્ધ ચિત્ થઇને સનાતન બ્રહ્મ પદને પામશે.—૧૦

न वासुदेव भक्तानामशुभं विद्यते क्वचित् ।

जन्ममृत्युजराव्याधिभयं नैवोपजायते ॥११॥

શ્રી વાસુદેવના ભકતોનું કદી અશુભ થતું નથી, તેમજ તેમને પુનર્જન્મ, મૃત્યુ, જરા અવસ્થા, કે વ્યાધિનો ભય થતો નથી.—૧૧

इमं स्तवमधीयानः श्रद्धा भक्तिसमन्वितः ॥

युज्येतात्मा सुखक्षांति श्रीधृतिस्मृतिकीर्तिभिः ॥१२॥

જે મનુષ્યો શ્રદ્ધા અને ભાવ ભક્તિથી શ્રીવિષ્ણુસહસ્રનામનું સ્તવન કરશે તે મનુષ્યો આત્મજ્ઞાની થશે, તેમજ સુખ, ક્ષમા, લક્ષ્મી. ધૈર્ય, સ્મૃતિ, કીર્તિને પામશે.—૧૨

नक्रोधो नच मात्सर्यं नलोभोनाशुभामतिः ।

भवंतिकृत पुण्यानां भक्तानां पुरुषोत्तमें ॥१३॥

પુનઃ તે લોકોને કદિ ક્રોધ, મત્સર કે લોભ નડતો નથી, અને તેમની કદિ અશુભ ગતિ થતી નથી. પણ શ્રીપુરૂષોત્તમના ભક્તો તો આ પાઠ કરવાથી જ પુન્યવાન બને છે.—૧૩

द्यौः सचंद्रार्कनक्षत्रा खं दिशोभूर्महोदधिः ।

वासुदेवस्य वीर्येण विधृतानि महात्मनः ॥१४॥

સ્વર્ગ, સૂર્ય, ચંદ્ર તથા નક્ષત્ર સહીત આકાશ, દિશાઓ, પૃથ્વી, અને મહાસાગર વીગેરે સર્વ શ્રીવિષ્ણુના પ્રતાપથી અદ્ધર રહે છે.—૧૪

ससुरासुरगंधर्वं सयक्षोरगराक्षसम् ।

जगद्वशे वर्ततेदं कृष्णस्य सचराचरम् ॥१५॥

દેવતા દૈત્ય, ગંધર્વ, યક્ષ, સર્પ, અને રાક્ષસ સહીત ચરાચર જગત શ્રી કૃષ્ણ પરમાત્મા વડેજ પ્રવર્તમાન રહે છે.—૧૫

इंद्रियाणि मनोबुद्धिः सत्वं तेजोबलंधृतिः ।
वासुदेवात्मकान्याहुः क्षेत्रं क्षेत्रज्ञएवच ॥१६॥

ઈંદ્રિઓ, મન, બુદ્ધિ, સત્વ, તેજ, બળ, ધૃતિ, ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ વીગેરે સર્વ વાસુદેવજ છે એમ વેદશાસ્ત્રમાં કહેલું છે.—૧૬

सर्वागमानामाचारः प्रथमं परिकल्पते ।
आचारःप्रभवो धर्मो धर्मस्य प्रभुरच्युतः ॥१७॥

સર્વ શાસ્ત્રોમાં કહેલું છે કે—આચાર એજ ધર્મનું ઉત્પત્તિ સ્થાન છે અને ધર્મ આચરણથી પ્રભુ પ્રસન્ન રહે છે. ધર્મ એજ અચ્યુત પ્રભુને સાક્ષાત્કાર કરાવે છે.—૧૭

ऋषयः पितरो देवा महाभूतानि धातवः ।
जंगमाजंगमंचेदं जगन्नारायणोद्भवम् ॥१८॥

ઋષિઓ, પિતૃલોક, દેવતાઓ અને આકાશ આદિ પંચ મહાભૂતો, ધાતુઓ વીગેરે સ્થાવર અને જંગમ પદાર્થો શ્રીનારાયણથી ઉત્પન્ન થાય છે.—૧૮

योगोज्ञानं तथा सांख्यं विद्याः शिल्पादि कर्मच ।
वेदाःशास्त्राणि विज्ञानमेतत्सर्वं जनार्दनात् ॥१९॥

યોગ, જ્ઞાન, સાંખ્ય તથા સર્વ વિદ્યાઓ, શિલ્પ આદિ કળાઓ, વેદો, શાસ્ત્રો અને વિજ્ઞાન એ સર્વ જનાર્દન પ્રભુથી ઉત્પન્ન થાય છે.—૧૯

एको विष्णुर्महद्भूतं पृथग्भूतान्यनेकशः ।
त्रीन्लोकान्व्याप्य भूतात्मा भुंक्तेविश्वभुगव्यय ॥२०॥

શ્રીવિષ્ણુ એ એક સમષ્ટિ મૂર્તિ છે. અને તેમાંથી અનેક વ્યષ્ટિ મૂર્તિઓ ઉત્પન્ન થાય છે. શ્રીવિષ્ણુ ત્રણે લોકમાં વ્યાપી રહીને સર્વના આત્મા થઇને સમષ્ટિ ભોક્તા થાય છે. અને તેજ અવીનાશી છે.–૨૦

इमं स्तवं भगवतो विष्णोर्व्यासेन कीर्तितम् ।
पठेद्य इच्छेत्पुरुषः श्रेयः प्राप्तुंसुखानिच ॥२१॥

જે મનુષ્યને કલ્યાણની અને સુખ પ્રાપ્તિની ઇચ્છા હોય તેમણે શ્રીવ્યાસભગવાનના બનાવેલા આ શ્રીવિષ્ણુસહસ્રનામનો પાઠ કરવો.—૨૧

विश्वेश्वरमजं देवं जगतः प्रभवाप्ययम् ।
भजंति ये पुष्कराक्षं न ते यांति पराभवम् ॥२२॥

જે પ્રભુ વિશ્વના ઇશ્વર છે, જન્મરહિત છે, જગતને પ્રકાશ કરનારા છે, અવીનાશી છે અને કમળ જેવાં નેત્રોવાળા છે તે પ્રભુનું જે મનુષ્યો ભાવભક્તિથી ભજન કરશે તેમનો આલોક અને પરલોકમાં પરાજય થશે નહિ.—૨૨

॥ अर्जुन उवाच ॥

पद्म पत्र विशालक्ष पद्मनाभ सुरोत्तम ।
भक्तानामनुरक्तानां त्राता भव जर्नादन ॥२३॥

અર્જુન કહે છે કે કમળપત્રના જેવાં વિશાળ નેત્રોવાળા, નાભિમાં કમળને ધારણ કરનારા, દેવોમાં ઉત્તમ દેવ, અને ભક્ત જનો ઉપર પ્રેમ ધરાવનારા અને ભવસાગરના તારનારા આપ ભક્ત જનોનું સદા રક્ષણ કરો.—૨૩

॥ श्री भगवानुवाच ॥

योमां नाम सहस्रेण स्तोतु मिच्छति पांडव ।

सोऽहमेकेन श्लोकेन स्तुत एव न संशयः ॥२४॥

શ્રી ભગવાન કહે છે કે હે અર્જુન જે લોકો આ સહસ્રના- મથી મારી સ્તુતિ કરવાની ઇચ્છા રાખતા હોય, પણ જો તેમને અવકાશ ન મળે તો નીચેના એક શ્લોકથી મારી સ્તુતિ કરે તોપણ તેમની એક શ્લોકવાળી સ્તુતિથી પણ હું પ્રસન્ન થાઉં છું એમાં સંશય નથી.—૨૪

नमोऽस्त्वनंतायसहस्रमूर्तये सहस्रपादाक्षिशिरोरुबाहवे ।

सहस्रनाम्ने पुरुषायशाश्वते सहस्रकोटीयुगधारिणेनमः ।२५।

હે અનંત અપાર અને સહસ્ર મૂર્તિઓને ધારણ કરનારા, અસંખ્ય પાદ, નેત્ર, મસ્તક, સાથળ અને બાહુને ધારણ કરનારા, અસંખ્ય નામવાળા, શાશ્વત પુરૂષ અને સહસ્ર કોટીયુગને ધારણ કરનારા એવા આપને હું નમસ્કાર કરૂં છું.—૨૫

नमः कमलनाभाय नमस्ते जलशायिने ।

नमस्ते केशवानंत वासुदेव नमोस्तुते ॥२६॥

જેની નાભિમાં કમળ છે એવા હે કેશવ! હે અનંત! હે વાસુદેવ! હું આપને વારંવાર નમસ્કાર કરૂં છું.—૨૬

वासनाद्वासुदेवस्य वासितं भुवनत्रयम् ।

सर्वभूत निवासोऽसि वासुदेव नमोस्तुते ॥२७॥

વાસુદેવની ઇચ્છાથીજ ત્રણે ભુવનના લોકો વાસનાવાળા થાય

છે, અને સર્વ ભૂતોમાં વાસુદેવજ વસેલા છે, તે વાસુદેવ ભગવાનને હું નમસ્કાર કરૂં છું.—૨૭

नमोब्रह्मण्यदेवाय गोब्रह्मणहितायच ।

जगद्धिताय कृष्णाय गोविंदाय नमोनमः ॥ २८ ॥

બ્રાહ્મણના દેવ, ગૌ બ્રાહ્મણનું હિત કરનારા, જગતનું હિત કરનારા હે શ્રીકૃષ્ણ! હે ગોવિંદ! આપને ફરી ફરીને નમસ્કાર કરૂં છું.—૨૮

आकाशात्पतितं तोयं यथा गच्छति सागरम् ।

सर्वदेव नमस्कारः केशवंप्रति गच्छति ॥२९॥

જેમ આકાશમાંથી વૃષ્ટિદ્વારાએ પડેલું જળ સાગરમાં જાય છે, તેમ સર્વ દેવને કરેલા નમસ્કાર પણ કેશવ પ્રભુને પહોંચે છે.—૨૯

एषनिष्कंटकः पंथा यत्र संपूज्यते हरिः ।

कुपथं ते विजानीयद्गोविंद रहिता गमम् ॥३०॥

જે માર્ગમાં (પંથમાં) શ્રી હરિનું સ્મરણ થાય છે તેજ નિષ્કંટક માર્ગ છે. અને જે માર્ગમાં શ્રી હરિનું સ્મરણ થતું નથી તેને કુપંથ એટલે કાંટાવાળો માર્ગ જાણવો.—૩૦

सर्व वेदेषु यत्पुण्यं सर्वतीर्थेषु यत्फलम् ।

तत्फलंसमवाप्नोति स्तुत्वादेवं जनार्दनम् ॥३१॥

સર્વ વેદોમાં સત્કર્મ કરવાથી જે જે પુન્ય, અને તીર્થ કરવાથી જે પુન્ય થવાનું લખેલું છે તેના બરાબર પુન્ય આ પાઠ કરવાથી થાય છે.—૩૧

योनरः पठते नित्यं त्रिकालं केशवालये ।

द्विकालमेककालंवा क्रूरं सर्वं व्यपोहति ॥३२॥

જે મનુષ્યો દેવ મંદિરમાં નીત્ય ત્રિકાળ આ શ્રીવિષ્ણુસહસ્ત્ર નામનો પાઠ કરશે, અથવા બે કાળ ( સવાર-સાંજ ) તે કરશે અથવા એક કાળ ( પ્રભાતે ) પાઠ કરશે તે સર્વ પાપોથી મુક્ત થશે.—૩૨

दह्यंते रिपवस्तस्य सौम्याः सर्वे सदाग्रहाः ।

विलीयंते च पापानि स्तवे ह्यस्मिन्प्रकीर्तित ॥३३॥

જે લોકો આ સ્તોત્રનો પાઠ કરશે તેના શત્રુઓ બળીને ભસ્મ થશે, તેને કોઇ ગ્રહ પીડા કરશે નહિ અને તેનાં સર્વ પાપો બળી જશે—૩૩

येन ध्यात श्रुतो येन येनायं पठ्यतेस्तवः ।

दत्तानि सर्वदानानि सुराः सर्वे समर्चिताः ॥३४॥

જે મનુષ્યો આ સ્તોત્રનું ધ્યાન કરશે, સાંભળશે, અથવા તેનો પાઠ કરશે તેણે જાણે સર્વ દેવોની પૂજા કરી, અને તેણે સર્વ દાન આપ્યાં એમ જાણવું.—૩૪

इह लोके परेवापि नभयं विद्यते क्वचित् ।

नाम्नां सहस्रं योऽधीते द्वादश्यां मम सन्निधौ ॥३५॥

જે મનુષ્યો દ્વાદશીને દિવસે મારી મૂર્તિની સન્મુખ રહીને આ પાઠ કરશે તેને કોઈ પણ પ્રકારનો આલોક કે પરલોકમાં ભય રહેશે નહિ—૩૫

शनैर्दहति पापानि कल्पकोटिशतानिच ।

अश्वत्थसन्निधौ पार्थतुलसी सन्निधौतथा ॥३६॥

પુનઃ કરોડો કલ્પોનાં કરેલાં પાપો પણ શીઘ્ર બળીને ભસ્મ થશે.

હે અર્જુન જે મનુષ્ય પીપળાના વૃક્ષ સામે અથવા તુળસી સામા બેસીને શ્રી વિષ્ણુ સહસ્ત્ર નામનો પાઠ કરશે તેને એક કરોડ ગૌદાન કર્યાનું ફળ થશે.—૩૬

पठेन्नामसहस्त्रंतु गवां कोटिफलंलभेत् ।

शिवालये पठेन्नित्यं तुलसीवन संस्थितः ॥ ३७ ॥

જે મનુષ્ય નિત્ય શિવાલયમાં બેસીને અથવા તુળસીના વનમાં બેસીને આ શ્રી વિષ્ણુસહસ્ત્ર નામનો પાઠ કરશે તેને શ્રી વિષ્ણુભગવાન મોક્ષ આપશે.—૩૭

नरोमुक्तिमवाप्नोतिचक्रपाणेर्वचोयथा ।

ब्रह्महत्यादिकं घोरं सर्वं पापं विनश्यति ॥ ३८ ॥

બ્રહ્મહત્યા જેવું ઘોર પાપ હશે તોપણ તેને તે પાપથી મુક્ત કરશે. આને માટે ચક્રને હાથમાં ધારણ કરનારા શ્રી હરિનું કહેલું વચન સત્ય જાણવું.—૩૮

કારણ કે તે શ્રીમુખ વચન છે.

॥ इति श्री मन्महाभारते शतसाहस्र्यां संहितायां वैयासिक्यामानुशासनिके पर्वणि दानधर्मे भीष्म युधिष्ठिर संवा श्री विष्णोर्दिव्य सहस्र नामस्तोत्रं संपूर्णम् ॥

ઇતિશ્રી-વિષ્ણુ-સહસ્ત્ર-નામાવલિ-દર્શન સંપૂર્ણ.

॥ ॐ तत्सत् ॥



# મહાત્મા શ્રી ચરણદાસની વાણી.

## વિષય=જ્ઞાન-વિજ્ઞાન.

આપ આપમેં **આપ** હે આપ **આપમેં આપ,**
આપ અપને મેં જપત હે **આપ આપનો** જાપ.

અવિનાશી નાશે નહીં નાશ ન કબહુ હોય,
તત્વ સ્વરૂપી એક હે કભી હોય નહીં દોય;
નિરાકાર આકાર ધર ખેલ્યો કેઇક બાર,
સ્વપ્નો વ્હે વ્હે મીટી ગયો રહ્યો સારકો સાર.

એસે બ્રહ્મ ધરી હે કાયા, આપહી પુરૂષ આપહી માયા;
આપ નારાયણ લક્ષ્મી ભઇ, નાભિકમલ અરૂ આપહિ દઇ.
આપહિ ધરતી આપહિ પાનિ, આપહિ રૂદ્ર ચતુર વિજ્ઞાની;
ચારિ યુગ આપહિ ભયો લોકા, પાપ પુણ્ય આપહિ ભયો શોકા.

આપહિ ફુલ શૂલ અરૂ વારિ, આપહિ પુરૂષ આપહિ નારી;
દશ અવતાર આપ ધરી આયો, સેવક સાહેબ **આપ** કહાયો.
**ચરણદાસ શુકદેવ** બતાયો, **અપનો** ભેદ **આપહિ** ગાયો;
જેસે જલ તરંગ વ્હે આઇ, ઉલટી ફેરી જલમાંહી સમાઇ.

**આપ આપમેં** સ્વપ્ન ઉઠાયો, **આપહિ** સ્વપ્ન **આપ** વ્હે આયો;
ન કછુ ગયો નહીં કછુ આયો, અપનો ભેદ આપહી પાયો.
ના કછુ કટે મીલે નહીં છીજે, ના કછુ ઉઠે ચલે નહી ભીજે;
સ્વપ્નો મીટી ભયો એકાકારા, જ્ઞાની અબહી લ્યોહ નિહારા.

હદ કહું તો હે નહીં બે હદ કહું તો નાહીં,
હદ બે હદ દોનો નહીં **ચરણદાસ ભી** નાહીં;
જગ સ્વપ્નો સો વ્હે ગયો ભયો પેખનો ગાંવ,
જબ **જાગ્યો** તબ મીટી ગયો **ચરણદાસ** નહી નાંવ.

**આપ** ભુલાનો આપમેં બધો આપહિ આપ,
જાકો ઢુંઢત ફીરત હે સો તું **આપહી આપ;**
ઇચ્છા દુઃખ બીસારી કે હોય કયોં ન નિર્વાસ,
તું તો જીવનમુક્ત હે તજો મુક્તિકી આસ.

---

# શુદ્ધિપત્ર.

| પાનું | લિટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૧૧ | गर्यिति | गाँयंति |
| ૩ | ૭ | સ્વધર્મોમાં | સર્વધર્મોમાં |
| ૭ | ૧૧ | વસુદેવ | વાસુદેવ |
| ૯ | ૨૦ | રૂપ | રૂપે |
| ૧૦ | ૧૮ | અલપગણે | અલગપણે |
| ૧૬ | ૯ | આવો | આવોએવા |
| ૧૯ | ૨૨ | આકાશ | અવકાશ |
| ૨૨ | ૧૯ | विश्वरेरिता: | विश्वरेता: |
| ૨૨ | ૨૧ | ઈંદ્રના | ઈંદ્રના |
| ૨૫ | ૫ | દશ્ય | દ્રશ્ય |
| ૨૬ | ૧ | संमित | संमित: |
| ૨૮ | ૧૧ | शाश्वतस्थाणु: | शाश्वत: स्थाणु: |
| ૨૮ | ૧૬ | विंष्यवतेनो | विंष्वक्सेनो |
| ૨૮ | ૨૦ | છે | છો |
| ૨૯ | ૧ | विष्यक्सेन: | विष्वक्सेन: |
| ૩૨ | ૧૭ | विजय: | विजय: |
| ૩૩ | ૧૩ | प्राशु: | प्रांशु: |
| ૩૬ | ૧૪ | પથ | પણ |
| ૪૧ | ૨૨ | सर्वदक् | सर्वप्रक् |
| ૪૨ | ૮ | सिंह: | सिंह: |

| પાનું | લિટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૨ | ૨૦ | તેથી | તેથી તે કંઇ |
| ૪૫ | ૧૮ | सेहस्राक्षः | सहस्राक्षः |
| ૫૧ | ૬ | जसंख्येयो | असंख्येयो |
| ૫૧ | ૨૦ | છે | છો |
| ૫૬ | ૧૦ | प्रतापना: | प्रतापनः |
| ૭૩ | ૧૫ | એકજ | એકજ છો |
| ૭૪ | ૭ | કોઇ | કોઈ |
| ૮૦ | ૭ | धर्नो | धर्मो |
| ૮૫ | ૧૪ | बिश्वदक्षिणः | विश्वदक्षिणः |
| ૮૯ | ૨૦ | नक्षत्रनेगि | नक्षत्रनेमि |
| ૯૦ | ૧ | આપ | આપ છો |
| ૯૦ | ૧૧ | થવુપણ | થવુ |
| ૯૦ | ૧૪ | धमयूपः | धर्मयूपः |
| ૯૧ | ૧૮ | मुत्तभम् | मुलमम् |
| ૯૪ | ૧ | सवज्ञः | सर्वज्ञः |
| ૯૪ | ૨૨ | सुघाषः | सुघोषः |
| ૯૬ | ૩ | कर्मकृत् | कमकृत् |
| ૧૦૧ | ૫ | देवभृद्गुरुः | देवभृद्गुरुः |
| ૧૦૨ | ૩ | देवभृद्गुगुरुः | देवभृद्गुरुः |
| ૧૦૩ | ૧૭ | भूरिदक्षिणः | भूरिदक्षिणः |
| ૧૦૩ | ૨૦ | सत्यसंधो | सत्यसंघो |
| ૧૦૪ | ૧ | अमतपः | अमृतपः |
| ૧૦૬ | ૬ | विगयितासाक्षी | विनयितासाक्षी |

| પાનું | લિટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૦૯ | ૮ | જગતના વિવર્તવિલાસ પણ આપજ છો. | જગત આપનો વિવર્તવિલાસ છે. |
| ૧૧૦ | ૩ | मह्हर्षिः | महर्षिः |
| ૧૧૦ | ૧૬ | નાં | ના |
| ૧૧૧ | ૧૩ | कृतांतकृत्: | कृतांतकृत् |
| ૧૧૪ | ૧ | સર્વમ | સર્વમાં |
| ૧૧૪ | ૧૯ | વથન | વચન |
| ૧૧૪ | ૨૨ | તેમ | તેમનાં |
| ૧૧૬ | ૮ | નિશ્ચગ | નિશ્ચળ |
| ૧૧૮ | ૧ | भगवान्: | भगवान् |
| ૧૧૮ | ૨૨ | क्योतिरादित्य: | ज्योतिरादित्यः |
| ૧૨૦ | ૨૧ | भिषक्: | भिषक् |
| ૧૨૧ | ૧૬ | શીખવાથી. | રાખવાથી. |
| ૧૨૨ | ૧૦ | પૃથ્વીથી. | પૃથ્વીથી |
| ૧૨૬ | ૭ | ૨વ | ૨ત |
| ૧૨૬ | ૧૨ | દશ્ય | દ્રશ્ય |
| ૧૨૭ | ૧૬ | छिन्नसशय: | छिन्नसंशयः |
| ૧૨૮ | ૨૨ | સાકર | સાકાર |
| ૧૩૧ | ૭ | विशुद्धात्मा | विशुद्धात्मा |
| ૧૩૧ | ૮ | प्रद्युम्नो | प्रद्युम्ना |
| ૧૩૭ | ૯ | અપરિચ્છિતન્ન | અપરિચ્છિન્ન |
| ૧૩૮ | ૧૦ | છે | છો |
| ૧૪૨ | ૧૫ | દશ્યોમાં | દ્રશ્યોમાં |

| પાનું | લિટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૪૬ | ૭ | ગવિષ્ટ | ગર્વિષ્ટ |
| ૧૪૬ | ૧૬ | र्महामूति | महामूर्ति |
| ૧૫૮ | ૨૨ | દશ્યના દષ્ટા | દ્રશ્યના દ્રષ્ટા |
| ૧૫૨ | ૨૧ | शन्य: | शून्य: |
| ૧૫૪ | ૧૫ | ઉદ્ધાર | ઉદાર |
| ૧૫૬ | ૧૮ | ચતુર | ચતુઃ |
| ૧૬૮ | ૭ | દ૭ | દ્ર૭ |
| ૧૬૯ | ૧૫ | બુદ્ધના | બુદ્ધિના |
| ૧૭૩ | ૧૮ | પાંખેવાળા | પાંખોવાળા |
| ૧૭૪ | ૮ | दभः | दमः |
| ૧૭૪ | ૧૭ | दमच्चिता | दमयिता |
| ૧૭૬ | ૧ | सत्यवान् | सत्ववान् |
| ૧૭૭ | ૧ | ાપ્રય | પ્રિય |
| ૧૭૭ | ૭ | प्रातिवर्धनः | प्रीतिवर्धनः |
| ૧૮૦ | ૪ | लाका | लोका |
| ૧૮૦ | ૨૬ | ચના | રચના |
| ૧૯૨ | ૧૧ | (ઓકસીજને) | (ઓકસીજન) |
| ૧૯૧ | ૨૨ | યજુસ | યજુસ્ |
| ૧૯૮ | ૫ | यज्ञभृतः | यज्ञभृत् |
| ૨૦૦ | ૬ | દ્રષ્ટા એવા સ્રષ્ટા | દ્રષ્ટારેવ સ્રષ્ટાઃ |
| ૨૦૦ | ૧૮ | છા | છો |
| ૨૦૩ | ૧૬ | तू | तु |
| ૨૦૮ | ૧૯ | ह्या | ह्रा |

